# આત્મ વિલાસ ભજનાવળી.



ॐ तत सत परमात्मने नमः

ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वन्द्वातीतं गगनसदृशं तत्त्वमस्यादि लक्ष्यम् ।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं
भावातीतं त्रिगुण रहितं सद्गुरुं तं नमामि ॥

અર્થ—પરબ્રહ્મરૂપ આનંદરૂપ, પરમ સુખ આપનાર એક મૂર્તિ, જ્ઞાન મૂર્તિ, સુખ દુઃખ રહિત આકાશની પેઠે નીરૂપાધિક તત્વમસિ એ માહાવાક્યથી જાણુવામાં આવનારા, એક, નાશ રહિત, મળ રહિત, અચળ, સર્વની બુધ્ધીના સાક્ષીભુત, ઉત્પત્તિ રહિત, ત્રણ ગુણોથી રહીત અને સદગુરૂ એવા તમને નમું છું.

[illegible]

[illegible]

[illegible] હરીચંદ [illegible]

ઠે—નડીઆદ [illegible] (ગુજરાત)


પ્રત ૧૦૦૦ ] કીંમત રૂ. ૧-૦-૦ [ આવૃત્તિ બીજી.

સંવત ૧૯૮૫ ના ચૈત્ર શુદ ૯ ( રામનવમી. )

Printed at Dharma Vijaya Printing Press, 14, Pydhoni, Bombay 3
Printer—Bhogilal M. Patel

# આત્મ વિલાસ ભજનાવળી.



ॐ तत सत परमात्मने नमः

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञान मूर्ति<br>
द्वन्द्वातीतं गगनसदृशं तत्वमस्यादि लक्ष्यम ।<br>
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं<br>
भावातीतं त्रिगुण रहितं सद्गुरुं त्वां नमामि ॥

અર્થ-પરબ્રહ્મરૂપ આનંદરૂપ, પરમ સુખ આપનાર એક મૂર્ત્તિ, જ્ઞાન મૂર્ત્તિ, સુખ દૂઃખ રહિત આકાશની પેઠે નીરૂપાધિક **तत्वमसि** એ માહાવાક્યથી જાણવામાં આવનારા, એક, નાશ રહિત, મળ રહિત, અચળ, સર્વની બુધ્ધીના સાક્ષીભુત, ઉત્પત્તિ રહિત, ત્રણ ગુણોથી રહીત અને સદગુરૂ એવા તમને નમું છું.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પટેલ માનચંદ કુબેરદાસ હરીચંદ ગાંભવા

ઠે:-નદીઓળ દરવાજા. ગાંધીવાડાના માઢ. વડનગર. (ગુજરાત)

પ્રત ૧૦૦૦. ]　　કીંમત રૂ. ૧-૦-૦　　[ આવૃત્તિ બીજી.

સંવત ૧૯૮૫ ના ચૈત્ર શુદ ૯ ( રામનવમી. )

Printed at Dharma Vijaya Printing Press, 14, Pydhoni, Bombay 3.<br>
Printer:-Bhogilal M. Patel.

# અર્પણ પત્રીકા.



સ્વર્ગવાસી પુજ્ય પિતાશ્રી પટેલ કુબેરદાસ હરીચંદ આપની મારા પ્રત્યેની મમતા પ્રેમ અને તેને લઇને મને આપવામાં આવેલું જ્ઞાનામૃતનું પાન સત્ય, નિતી ન્યાયનું શીક્ષણ હું ઘડીભર પણ ભુલી શકુ તેમ નથી. આપનો મારા પ્રત્યેનો પિતા તરીકેના પ્રેમનો બદલો હું કંઇ પણ વાળી શકુ તેમ નહિ હોવાથી માત્ર આપનો સંગ્રહ કરેલો ભજન ભંડાર આપની સ્મર્ણાંજલી તરીકે આપને અર્પણ કરૂં છું.

આપનો આજ્ઞાંકિત,

માનચંદ.

# પ્રસ્તાવના.

સ્વામી શ્રી દયાનંદજી કે જેઓનું જીવન ચરિત્ર આ સાથે આપેલું છે. તેઓ બચપણથીજ જ્ઞાન માર્ગમાં ઉતરેલા હોવાથી સંસારની ઉપાધીમાંથી મુકત થવા ચહાતા હતા. સંસાર ત્યાગ કર્યા બાદ પોતાની જન્મભૂમી વડનગરમાં લાંબા વખતથી રહે છે. હું વારંવાર તેઓશ્રી પાસે જઈ આ અસાર સંસાર સંબંધે અનેક ચર્ચા કરતો હતો. તેઓશ્રી મારી અનેક શંકા દુર કરતા હતા. ઘણી વખત પોતાનાં બનાવેલા કાવ્યો ઉચરતા જે હું એકાગ્રતાથી સાંભળતો જે ઉપરથી મારી ઇચ્છા તેઓશ્રીની બનાવેલી સાખીઓ, પદો વીગેરે એકત્ર કરી છપાવવાની થવાથી મેં આજ્ઞા માંગી. મારી વિનંતી તેઓશ્રીએ સ્વીકારવાથી ફુરસદે તેઓશ્રી પાસે બેસી મેં લખવા શરૂ કીધું, જ્યારે તમામ કાવ્યો લખાઇ રહ્યા ત્યારે તેને છપાવવાની ગોઠવણ કરી, પણ પ્રુફો વીગેરે તપાસવાનો વખત નહીં મળવાથી કેટલીક નજરદોષની તેમાં ભુલો રહી ગઈ હશે જે માટે સુજ્ઞ વાંચક વૃંદની ક્ષમા ચાહું છું. આ પુસ્તકમાંથી કાંઈ પણ નફો મેળવવાની ઇચ્છા ન રાખતાં તેનો બ્હોળો ફેલાવો થાય એવી જીજ્ઞાસા હોવાથી તેની કીંમત, છપાઇ અને કાગળ વીગેરે જે ખર્ચ થયો તેના પ્રમાણમાં ઘણીજ ત્બુજ રાખી છે. અમને આશા છે કે સ્વામીશ્રી દયાનંદજીના આ સ્તુત્ય પ્રયાસને દરેક જીજ્ઞાસુ બંધુઓ વધાવી લેશે.

પ્રકાશક,

**પટેલ કુબેરદાસ હરીચંદ,**

મુ૦ વડનગર.

## બીજી આવૃતિના બે બોલ.

આ ગ્રંથની પ્રથમ આવૃતિ સંવત ૧૯૬૬ માં છપાઇને બહાર પડી કે તુરત ભકત મંડળમાં તેનો સારો ફેલાવો થયો. અને ભકતો તરફથી આ પુસ્તકની માંગણી ચાલુજ રહ્યા કરી પરંતુ અમારા પાસે એક પણ કોપી સીલીકમાં નહી રહેતા કેટલાકને નીરાશ કરવા પડેલા. બીજી આવૃતિ છપાવવાનો વિચાર ઘણા દહાડાથી ચાલ્યા કરતો પણ મને મારા વ્યવસાયને લઇને ફુરસદ નહિ મળતી હોવાથી આ કામ ઢીલમાં પડેલું તેથી વાંચકોની ક્ષમા ચાહું છું.

આ પુસ્તકમાં સ્વામીજીની અંતરની ઉર્મીના ઉછાળા છે પરમાત્માના પ્રેમમાં મસ્ત બનેલા હૃદયના ઉદગારો ગાનરૂપે બ્હાર પડેલા છે. તેમાં કવિતા કે ભાષાનો નીયમ કદાચ સચવાયેલો નહિ લાગે પરંતુ ભકતોની મસ્તીની એક જુદીજ ખુમારી હોય છે. તે તો તેના પ્રેમમાં અલક્ષને લક્ષમાં લાવી ગાન ઉચ્ચારે છે ભજનોની ધુન લગાવી પ્રભુ સમીપ જેમ બને તેમ પહોંચવા પ્રયત્ન કરે છે. તેમજ કહેવાય છે કે, "પ્રેમ ત્યાં નેમ નહી."

આ બીજી આવૃતિમાં પ્રથમ આવૃતિના પદો ઉપરાંત મારા સ્વ. પીતાજી કુબેરદાસ હરીચંદે બીજા પણ કેટલાક સંગ્રહ કરેલા ભજનો તથા પદો વિગેરે ઉમેરવામાં આવેલ છે.

મને આશા છે કે જેમ પહેલી આવૃતિને ભકતજનોએ અપનાવી લીધી છે તેમ આ બીજી આવૃતિને પણ સતકારશે!

લી૦

**પટેલ માનચંદ કુબેરદાસ.**

# શ્રી દયાનંદ સ્વામીજીનું જીવન ચરિત્ર.

## સાખી.

પંડ બ્રંહ્મડ દીસે નહિ, જીવ શીવ નહિ જાત;
આદી પુરૂષ પરમાત્મા, શુદ્ધ નીરંતર વાસ  ૧

શેહેજ ઇચ્છા શ્રષ્ટી રચી, પંચ મહાભુત પરકાશ;
પાંચ પચીસ તીનું મળી, ચૈતન પ્રતી વીલાશ.  ૨

ગુરૂ મળ્યા શંસય ટળ્યા, અંતર હુવા નીરાશ;
આત્મમણી વિલાસ કહું, શેજ સમ શુદ્ધ સાર.  ૩

તત્વ વસ્તુ પાયકે, સમ સાધન નીરધાર;
ગુરૂ મુખ શબ્દ નીસાનમાં, સુરત નુરત મીલધાર.  ૪

## રાગ ગરબી.

ભરતખંડ દેશ ગુજરાત, વડનગર ગામરે;
મહાદેવ હટકેશ્વર ધામ, જુગો જુગ નામરે.  ૧

દરવાજા નદીઓળ માંહીરે, બહુચરા માતારે;
દયાનંદ રહે વીસરામ, આત્મ જ્ઞાન ગાતારે.  ૨

મોઢ બ્રાહ્મણ ધાણુજાની જ્ઞાતરે, જન્મ લીયો તાંહીરે;
સંવત અઢાર સતાણુંની સાલ, કારતક માસ માંહીરે.  ૩

શુદ ત્રયોદસી ભોમવારરે, જન્મ તે ધરીયોરે;
શીશુ બાલ અવસ્તા માંહે, રમત ખેલ કરીયોરે.  ૪

દસ ત્રણ વરસ થયાં જાંહીદ, ઉપવીત દીધુંરે;
સંધ્યા ગાયત્રી મંતર, ત્રીકાળ કર્મ કીધુંરે.  ૫

શુભ લગ્ન કર્યું વેવીશાળરે, માયાના સંગ વરીયારે;
કામ ક્રોધ લોભ મોહ મનમાંહી, પ્રપંચમાં પડીયારે.  ૬

જુઠ સાચ કરમ વેપારરે, બહુ ઘણા કરતારે;
એવી માયા ભુલવણીની જાળ, જીવ થઇ ફરતારે.  ૭

નીયમબંધી પુનમીયા થઇરે, દરસન કરવા જાતારે;
દેવી બહુચરા કેરે દરબાર, ગીત ગરબા ગાતારે.  ૮

એમ કરતાં વરસ પંચવીસદે, વહી ગયાં જ્યારેરે;
શેજ પરા પુરવનો જોગ, ગુરૂ મળ્યા ત્યારેરે.  ૯

નીત્ય સંત સમાગમ સારરે, રાત દીવસ કરતાંરે;
લીયો આત્મ અંતર ઉપદેશ, ચરણ શીશ ધરતાંરે. ૧૦
મીલ્યા પરમાનંદ ગુરૂ સંતરે, વૈરાગ જબ વાધ્યોરે;
દીયો માહા મંત્રનો ઉપદેશ, પુરણ કરી થાપ્યોરે. ૧૧
ભાગ ભગ્તી વૈરાગ મનમાંહીરે, વાસ્ના તગાવીરે;
ભયો અંતરમાં સુખાનંદ, સુરતી જગાવીરે. ૧૨
શબ્દ સુણ્યો એક નીરધારરે, પ્રીતો કરી પુરીરે;
સત ચીત આનંદ ઘનમાંહી, લગન લીઆ તુરીરે. ૧૩
સાધુ સેવા કરી રૂગનાથરે, ખેરાળુ ગામ જઇનેરે;
સીતા રામજીના મંદીર માંહે, વરસ વીસ રહીનેરે. ૧૪
તીર્થ જાત્રા કરી ધામો ધામરે, કારજ શુદ્ધ કીધાંરે;
અંતર આત્મ ભયો પ્રકાશ, અનુભવ શીખ્યોરે. ૧૫
સંવત ઓગણીસ સાઠાની સાલરે, ભાદરવો માસરે;
શુદ ત્રીજને ચંદ્રવાર, લીયો સંન્યાસરે. ૧૬
ગુરૂ દયાનીધી કૃપાળરે. કૃપા કરી પુરીરે;
શુદ્ધ ચૈતનમણી પ્રકાશ, પાયોસું હજુરીરે. ૧૭
દયાનંદ દેખ્યા દીલમાંહીરે, નીરગુણ બ્રંહ્મ ન્યારોરે;
વેદશાસ્ત્ર વેદાંત નીત્ય ગાય, પુરણ બ્રંહ્મ પ્યારોરે. ૧૮
મુખ વાંણીએ કહ્યો નવ જાયરે, શબ્દાતીત પોતેરે;
કહું આત્મમણી વિલાસ, સુણી લ્યો સાહુ જોતેરે. ૧૯
વાંણી પક્ષપાદ વીવાદરે, રહીત ગુણ ગાવુંરે;
તેમાં સંદેહ ન કરશો કોય, સ્વતંતર સમાવુંરે. ૨૦
મીટયો જન્મ મરણનો કલેશરે, અમર નામ પાયોરે;
વસ્તુ શુદ્ધ નીરંતર વાસ, અલેક લખાયોરે. ૨૧
હું તું મારૂં કહેવા નહિ કોઇરે, કોણ કોને કહેશોરે;
મર્મ પોતે પોતાની માંહે, સમજીને સુખ લેશોરે. ૨૨
સંવત ઓગણીસ ચોસઠની સાલરે, ઉમંગ ઉર આયોરે;
કહી માહારાણી આત્મ વિલાસ, પરમ પદ પાયોરે. ૨૩
સુણે ગાવે શીખે હરીજનરે, હરીના દાશરે;
કરો હૃદય કમળમાં વીચાર, મોક્ષ પદ થાશેરે. ૨૪
આતો જન્મપત્રી ગુણ ગાઇરે, દયાનંદ સ્વામીરે;
સ્થીતી ઉત્પતી પરલે પાર, પુરણ ગુરૂ પાંમીરે. ૨૫

---

# સાંકળીઉં.

પૃષ્ઠ ભજન



## દીન સાહેબની ચેતામણી

સાખી



## રેવાભારથીની વાણી

( રાગ લાવણી )



## લાવણી



## જીવણરામની ચાતુરીઓ



## સુરતી બાઇના વીવાહ



## રવી સાહેબની વાણી

ॐतत्सत परमात्मने नमः

## સાખી.

ૐ પરથમ નમું, ગુરૂ ગણુપતી, ચરણે નમાવું શીશ,
જન્મ મરણ જેથી ટળે, દયા કરો જુગદીશ. ૧

જુગદીશ જગતરૂપ આપ છો, જેમ બીજ વૃક્ષ હોય નામ,
વસ્તુ વિચારે એક છો, ભયો એક અનેક બહુ ધામ, ૨

વિદ્યા વિધ્ધ સકળમાં સરસ્વતી માત કહેવાય,
અંતર અનુભવ આપીએ, જેથી વાચા અવિચળ થાય. ૩

અવિચળ વાચા દીજીએ, મુખ વેદ વાણી ઉચ્ચાર,
અભેદ આત્મા ઓળખાવીએ, નામ નીરંતર સાર. ૪

સાર શબ્દ સદ ગુરૂ કહ્યો, શ્વાસોશ્વાસની સંગ,
તતત્વં તોય એકતા રહે, નહે શ્વાસ અસંગ. ૫

અસંગ સંગ નાંહી આત્મા, નીરાલંબ નીરવેદ,
આલંબર જગમાં ભયો, ગુણ માયા સંગ ભેદ. ૬

ભેદ ભયો માયામાંહી, હુવો અંતરમાં આભાસ,
સાક્ષીવત ચૈતન સદા, નામ રૂપ ગુણ નાસ. ૭

નામ રૂપ સબ જગતમાં, ગુણ કીયો વિસ્તાર,
અજ્ઞાન અવિદ્યા બાંધીયો, રાખી રહ્યો અહંકાર. ૮

હું મારૂં આદે નથી, નથી સકળ સંસાર,
દયાનંદ સદગુરૂ મિલે, જબ પાયો આતમ બીચાર. ૯

શુદ્ધ વિચાર ગુરૂ દેવનો, કરે કોઈ તત્વ વીચાર,
પંચભુત પંડ હું નહિ, રહેવે પરાને પારજી. ૧૦

પરાપાર પરીબ્રહ્મ પોતે, જુગ સચરાચર માંહે,
પાર કોઈ પાવે નહિ, સબી અણુજાણે વહી જાયજી. ૧૧

વહેતા પુરથી રાખીયો, મીલ્યા પરમાનંદ આજ,
દયાનંદકું ભેટીયા, નામ નીરંતર સાર. ૧૨

---

## આરતી મંગળ, ધોળ દેશીની.

——:o:——

આરતી કરૂં મારા ગુરૂગોવીંદ ગુરૂ પરમાનંદ, પરંપદની આરતી-ટેક
ગુરૂ ગોવીંદ એકરૂપ જાણી, પ્રેમસું કરીએ પ્રીતરે (૨)
અવસર આવો નહિ મળેરે, આરતી સતસંગમાં કરો નીત્ય. પરંમ. ૧

સતસંગમાં સદગુરૂ મીલ્યા, ત્યારે આપ્યો તત્વ વિચારરે ભાઈ, (૨)
સુરત શબ્દમાં મેળવીરે, નુરતી નામ ભજન નીરધાર. પરંમ. ૨

નામ એક અનંતમાં દીસે, ઘટઘટ મઠ ગોવીંદરે ભાઈ, (૨)
નરનારી રૂપે વીસતર્યા રે, તેનો જાણે કોઈ વીરલા ભેદ. પરંમ. ૩

લક્ષ કુટસ્ત બ્રહ્મ આપીયો. ગુરૂ પરમારથ સરૂપરે ભાઇ. (૨)
જીવ ઈશ્વર ભેદ ટાળીયોરે, જોયું શુદ્ધ ચૈતન બ્રહ્મરૂપ. પરંમ. ૪

જીવ શીવ કહેવા નહિ, નહિ માયા અવિદ્યા રૂપરે ભાઇ, (૨)
દયાનંદ અકળ આત્મારે, આપોઆપ અલેક અરૂપ. પરંમ. ૫

૨

આજ હરી ગુરૂ સંત પધારીયા. પ્રેમ કરીને પુજ્યા મન માંહે. કરૂં બ્રહ્મ આરતી—ટેક.
સત્ય શબ્દ સોહંબ્રહ્મ ભેટીયા, કીધો રૂદયા કમળમેં વાસ. કરૂં બ્રહ્મ. ૧
આજ પ્રીત્યો પુરવની પાળી ખરી, મીલ્યા આદ પુરૂપ અવિનાસ. કરૂં બ્રહ્મ. ૨
શીશ ચરણ કમળમાં નમાવતાં, થયો જન્મ મરણ કરમ નાસ. કરૂં બ્રહ્મ. ૩
હુંતો અનેક જન્મ ધરી આવીયો, ફેરા લખચોરાસી અવતાર. કરૂં બ્રહ્મ. ૪
ફરતાં ફરતાં મનુષ્ય દેહ પાવીયો, કીધો સંત સમાગમ સાર. કરૂં બ્રહ્મ. ૫
સહેજે શબ્દ સુણાયો મારા કાનમાં, સુણી કીધો અગોચર વાસ. કરૂં બ્રહ્મ. ૬
ગુરૂ પરમાનંદ પુરણ બ્રહ્મ છો. દયાનંદને કીધી દયાય. કરૂં બ્રહ્મ. ૭
દયાનંદ ઉપર કીરપા કીધી. વસ્તુ અનુભવ પરાની પાર. કરૂં બ્રહ્મ. ૮

---

## રાગ નીરગુણ.

પરથમ સ્વામી ગણેશાને સમરૂંહેજી, હુંતો નમી નમી ચરણમાં લાગું તારે પાય,
ગુરૂ ગણપતી એક ભાવમાં પુજોહેજી, તમે શુદ્ધ બુદ્ધ આપો શ્રીગણપતીરાય. ટેક પ્રથમ.
ગુરૂજી વિવેક વિચાર અંતરમાંહે આપોહેજી, આપો લક્ષલાભ વૈરાગ જેથી થાય,
દુરમતી ત્યાગી સુમતીમાં સમાવોહેજી, લગની લક્ષ ગગનમાંરે લવલીન લાએ. પ્ર૦ ૧

ગુરૂજી ધ્રેહેરે વૈરાગ ઉપન્યો મારા મનમાંહેજી, માગું ભગતી મુક્તી જુગતી જાણી જાય,
અંતર આતમ અનુભવ આવેહેજી, પ્રગટે નીરમળ જ્ઞાન અજ્ઞાન ટળી જાય. પ્ર૦ ૨

ગુરૂજી ચરણે આવ્યો તુમ શરણે રાખોહેજી, તમે નોધારાના છોરે આધાર,
નામ નાવમાં બેસારો ગણપત સ્વામીહેજી, તમે નાવીક ભવજળ ઉતારો પેલે પાર. પ્ર૦૩

ગુરૂજી ગણપત ગેબી ગગનમાંહે ગાજેહેજી, ગાજે ઘટ મઠ પાર અવઘટમાં સોહાય,
નીરાધાર નીરંજન જ્યોતીહેજી, આપે શરવાતીત સોહં પ્રકાસ. પ્ર૦ ૪

ગુરૂ કીરપા કરી મને ભેદ બતાવ્યોહેજી, જોતાં હરી ગુરૂ ગણપત એકરૂપ દેખાય,
દયાનંદ દરશન દીયા દલમાંહેજી, ચૈતન સાક્ષી નીરંતર સબ ઘટમેં સોહાય. પ્ર૦ ૫

૨

તું તો દેવકરોડ તેત્રીસોની માતાહેજી. તું તો ચૌદલોક ત્રણ ભોવનમેં છાય,
આદ્યરે શક્તી નીરંજન દેવીરેહેજી, તારો મહીમા મુખેથી કહ્યો નવ જાય. દેવકરોડ૦

ચીદરે શકતી ચરાચરમાંહી હેજી, બ્રહ્મા વિશ્નુ મહેશ્વર ગુણ તોરા ગાય,
દેવ દાનવ મુની નાગ તુને સમરેહેજી, આપો વાચા અવિચળ મુજનેરે માય. દેવકરોડ૦ ૧

માતા વેદ ચારે ઉચારે મુખ વાણી હેજી, તારી અકળ કળા તે કળી નવ જાય,
ભેદ તમારો કોઇ નવ પાવે હેજી, એવી સારદા માતા સરસ્વતી રાય. દેવકરોડ૦ ૨

માતા ચૌદ વીદ્યા ખટશાસ્ત્ર પુરાણમાંહેજી, વળી જોગ જગનને કરમકાંડ,
જ્ઞાનકાંડ જથારથ ગાયો હેજી, ગાયો અનુભવ વિદ્યા બ્રહ્મ વિદ્યાય. દેવકરોડ૦ ૩

માતા મહેર કરી બ્રહ્મ વિદ્યાને ભાંખો હેજી, ગુરૂ ચૈતન શક્તી કહો નીરબાન,
અજ્ઞાન અવિદ્યાને દુર કરી ડાલો હેજી, આપે કરતા અકરતા અરૂપ અનામ. દેવકરોડ૦૪

માતા નીરગુણ શકતી નીરંતર માંહેહેજી, રહ્યો પુરણ બ્રહ્મ સનાતન જાહાંએ,
અંતર લક્ષ દયાનંદ લીધો હેજી, ભેદ વાચ તજીરે અવાચ પદપાય. દેવકરોડ૦ ૫

---

## નીરગુણી અબધુતી દેસી.

( ઓમ અનંત ભયે અવતાર દેખતાજી—એ રાગ. )

ઓમ ગુનાતીત ગુરૂ ગણપતી સમરૂહેજી, હું તો નમી નમી ચરણમાં લાગુંરે પાય,
ઓમ વારંવાર નમસ્કાર કરતાંજીહેજી, મારા રૂદયકમળમાં રહો ગુરૂરાય. ઓમગુના. ટેક.

ઓમ ત્રીગુણાતીત ગુરૂ કીરપા કીજેજી હેજી, ઘો દરશન અંતરમાં દેદાર,
ઓમ અંતરજામી આપ નીરંતરજી હેજી, જેથી જન્મ મરણ ભય છુટીરે જાય. ઓ.૧

ઓમ શુદ્ધ બુદ્ધ આપો ગણપત સ્વામીજી હોજી, તમો રીધ સીધના છો ગુણદાતાર,
ઓમ પારવતીના પુતર કહેવાણાજી હોજી, પીતા શંકર શીવજી ભોળારે નાથ. ઓ.૨

આમ કુંડાળો દુઃખભંજનહારોજી હોજી, મારા વીઘન કરો દુર સરવેરે નાશ,
આમ ભક્તી મુગતી વૈરાગને દીજેજી હોજી, દીજે વિવેક વિચારને આતમજ્ઞાન. આ.૩

આમ ગણપતી મળીયા સંશય ટળીયાજી હોજી, મારા રૂદયકમળમાં ભયો પ્રકાશ,
આમ અંતર અનુભવ આનંદ ઉપન્યોજી હોજી, ગુને ગુનાતીત ગુણ ગોવીંદ ગાય. આ.૪

આમ પરમાનંદ પરમાણા લીખીયાજી હોજી, લખ્યા આદ્ય પુરૂષ અલક ઓહંકાર,
આમ ઘટઘટમાં પરગટ તે બોલેજી હોજી, સ્વામી દયાનંદ અવઘટ વીલસ્યોરે સાર.આ.૫

૨

આમ સરસ્વતી માતા ત્રીગુણી દાતાજી હોજી, આપો પ્રેમ ભગતી મુગતીને જ્ઞાન.
આમ અજ્ઞાન અવિદ્યા દુર કરી દીજેજી હોજી, દીજે વિવેક વિચાર શુદ્ધ બ્રહ્મ નીશાન
આમ સરસ્વતી૦ ટેક.

આમબ્રહ્મ વિદ્યાનો ભેદ બતાવ્યોજી હોજી, ગુરૂ ચૈતન શકતી કહો નીરબાન.
આમ વેદ ભેદ ચાર અણી અગરપરજીહોજી, વાણી ચાર રહીત અભેદ અનુમાન. આ.૧

આમ ખટશાસ્ત્ર અઢાર પુરાણાજી હોજી, અને ચૌદ વિદ્યા ગુણ ચતુર સુજાણ.
આમ જ્યોતીપ વૈદક વ્યાકરણ વાણીજી હોજી, વળી જોગ જગનને કરમકાંડ. આ.૨

આમ હઠ સમાદી સુર સરોદાજી હોજી, માંહે અષ્ટ જોગનો કહ્યો મહીમાય.
આમ જ્ઞાનકાંડ ગાયું તુજ માંહીજી હોજી, એ અનુભવ વિદ્યા સરસ્વતી માય. આ.૩

આમ સહેજ સમાદી શુનમાં કીજેજી, લેઇ સુરતી શબ્દ ચૈતનમાં આણ્ય.
આમ ચૈતન શકતી આદય નીરંજનજી હોજી, એ બ્રહ્મ વિદ્યા બ્રહ્મ રહ્યોરે સમાન. આ૪

આમ પરમાનંદ પરમ પદ શકતીજી હોજી, અને દયા કરીને દીધું જ્ઞાન દાન.
આમ દયાનંદ પ્રેમરસ પીધોજી હોજી, જેથી અજ્ઞાન અવિદ્યા ગયું અભિમાન. આ. ૫

૩

આમ સદગુરૂ સ્વામી અંતરજામીજી હોજી, છો સર્વ દેશ રહો સરવારેવાસ.
આમ આતમ લક્ષ બતાવો ગુરૂ મુજનેજી હોજી, ગુરૂ ચરણે આવ્યોછું હું નીજદાસ.
આમ શદગુરૂ૦ ટેક૦

આમ શિષ્ય તમારો કરૂં વીનંતીજી હોજી, મારા જન્મ મરણ છોડાવણહાર,
આમ ભવસાગરમાં ભુલ્યો ભમંતોજી હોજી, તેમાં નાવીક નામ નીરંતર સાર આ.૧

આમ નામ નાવ કરી પાર ઉતારોજી હોજી, તમો અસરણ શરણ રાખો નીરધાર.
મુજપર મહેર કરો માહારાજાજી હોજી, તુમ બાંહે ગ્રહીને ઉતારો ભવપાર. આ. ૨

આમ અસંખ્ય જુગાંકો જીવ જનમતોજી હોજી, તેના જન્મ મરણનો ન આવ્યોરે પાર,
આમ લક્ષચોરાસી ફરી ફરી આવ્યોજી હોજી, ફરી આવ્યો મનુષ્યાદેહ અવતાર.આ.૩

ઓમ મનુષ્યાદેહ અમુલક મળીયોજી હોજી, કીયો હરિગુરૂ સંત સમાગમ સાર,
ઓમ ભગતીમુકિત વૈરાગમાં મળીયોજીહોજી, દીધું આત્મજ્ઞાન વિવેક વિચાર. ઓ.૪

ઓમ આત્મ તત્વ અગમ અગોચરજી હોજી, ગુરૂ શબ્દ સુરત નુરત નીરધાર,
ઓમ દયાનંદ દર્શન દેખ્યા દલમાંજીહોજી, અજ્ઞાન અવિદ્યા ટળ્યો અહંકાર. ઓ.૫

૪

ઓમ નીરધાર બ્રહ્મ આધાર શકતીજીહોજી, ભયો શુદ્ધ ચૈતન માયામાં આભાસ,
ઓમ ઇશ્વર ચૈતન નામ કહાયોજીહોજી, જેનો તીનલોકમાં ભયો વિસ્તાર.
ઓમ નીરાધાર. ટેક૦

ઓમ ઇશ્વર માયા બ્રહ્મ અજુનીજીહોજી, ઓતો અજુની દેશ અજુની માત તાત,
ઓમ અજુન પુત્ર જન્મીઓ જાંહેજીહોજી, જેમ સસલાને શીંગ કહ્યારે શીંગ નાંહે.
ઓમ નીરાધાર. ૧

ઓમ અવ્યાકૃત પ્રથમ ધરાવ્યોજી હોજી, જ્યાં પ્રલે અવસ્થા સમષ્ટી કહેવાય,
શુદ્ધ તમોગુણ શ્રષ્ટી નાંહીજીહોજી. રૂદ્ર અભિમાન અહંકાર હોય.
ઓમ નીરાધાર. ૨

ઓમ પંચમાહાભુત હીરણ્યગર્ભ દેહમાંજી, જેની સ્થીતી અવસ્થા રજોગુણ જાણ્ય,
ઓમ સુત્ર આત્મા શુદ્ધ બ્રહ્મા સાક્ષીજી, કહ્યા પાંચ તત્વ પાંચ માત્રીકા તાંહે.
ઓમ નીરાધાર. ૩.

ઓમ વૈરાટ સ્વરૂપ વીશ્વાનર ઉત્પતિજી હોજી, શુદ્ધ સતોગુણ વિશ્નુ કીયોરે પ્રકાશ,
ઓમ પંચતત્વ પંચ મહાભુત માંહેજી, ચૈતન કરતા અકરતા સાક્ષી સાંએ.
ઓમ નીરાધાર. ૪

ઓમ તીનલોક ત્રણ દેવ ઉપાસીજી હોજી, મુળ માયા પ્રકૃતી અણછતી છાંય,
ઓમ પુરૂપ પ્રકૃતી પુરણ બ્રહ્મ માંહીજી હોજી, કહે દયાનંદ નરનારી નાંય.
ઓમ નીરાધાર. ૫

૫

ઓમ નીરગુણ બ્રહ્મ નીરંતર માંહેજી હોજી, જેનો અંતર બુદ્ધિમાં ભયો ચીદાભાસ,
ઓમ વરતી ચૈતન કરી અહંબ્રહ્મ આયોજી, હુવો દશ દ્વારમે તીનો પ્રકાશ.
ઓમ નીરગુણ. ટેક.

ઓમ કરતા કારણ ક્રિયાવૃતી કરકેજી હોજી, જીવ કરમભોગ વિષયમાં વિલાસ,
ઓમ હું મારૂં કરી જુગ બંધાયોજી હોજી, દેહ ત્રણ અવસ્થા ત્રણ ગુણતાંહે,
ઓમ ત્રણ અભીમાની ત્રણમાં વરતેજી હોજી, શુદ્ધ સાક્ષી સદગુરૂ ન્યારા સાંઇ.
ઓમ નીરગુણ. ૧

ઓમ સ્થુળ શરીર દશ પાંચ તત્વમાંજી હોજી, જેની જાગ્રત અવસ્થા નેત્રની માંય,
ઓમ વૈખરી વાચા ક્રિયા શકતી કીજેજી, જેનો સ્થુળ ભોગ વિશ્વા અભીમાન,
ઓમ આકાર અક્ષર રજોગુણ માંહેજી હોજી, લક્ષ નીરાકાર કુટસ્થ બ્રહ્મ જાંહે.
ઓમ નીરગુણ. ૨

ઓમ સુક્ષ્મલીંગ શરીરમાં કહીએજી હોજી, જેની સ્વપ્ન અવસ્થા કંઠની માંય,
ઓમ સુક્ષ્મભોગ તૈજસ અભીમાની હોજી, જાંહાં મધ્યમા વાણી અવિદ્યા કહેવાય,
ઓમ ઉકાર માત્રા સતોગુણ જ્યાંમેજી હોજી, વસ્તુ આપારહીત અંતરજામે નાંય.
ઓમ નીરગુણ. ૩

ઓમ કારણ અવિદ્યા અજ્ઞાનમેં કહાવેજીહોજી, જેની શુષુપ્તી અવસ્થા હૃદયની માંય,
ઓમ પસંતી વાચા અહંભાવ નાંહેજીહોજી, જેનો પ્રાજ્ઞ અભીમાની આનંદ તાંહે.
ઓમ મકાર માત્રા તમો તન નાંહેજી હોજી. શુદ્ધ સાક્ષી ગુણાતીત ગુરૂગમ ગાય.
ઓમ નીરગુણ. ૪

ઓમ માહાકારણ માહાશુંનમાં માયાજીહોજી, જેની તુરીયા અવસ્થા પરાવાણી હોય,
ઓમ અર્ધ માત્રા અનહદ ધુન વાગેજીહોજી, શુદ્ધ સાત્વીક અંશ ચૈતન બ્રહ્મસોય.
ઓમ દયાનંદ સરસ્વતી ગેબીજીહોજી, ત્યાંતો નામરૂપ ગુણ માયારે નાંય.
ઓમ નીરગુણ. ૫

૬

ઓમ અસંખ્ય જુગાંકી મુને કોઇ રે બતાવોજીહોજી. કહોને જીવ જગત કહાંસે આયા,
ઓમ આદ્ય અંત મધ્યમાં જીવ નોતોજીહોજી, કહોને પંડ બ્રહ્માંડ કોને ઉપાયા.
ઓમ અસંખ્ય. ટેક૦

ઓમ બ્રહ્મા વિશ્નુ મહેશ્વર નહોતાજીહોજી, નહોતા ત્રણલોક ચોથી માયા,
ઓમ પાંચ તત્વ ત્રણ માત્રા નહોતીજીહોજી, કહો પંચમાહાભુત કેસે આયા.
ઓમ અસંખ્ય. ૧

ઓમ લીંગ શરીર વાસ્ના જબ નહોતીજીહોજી, કહો દશ ઇંદ્રી દ્વાર કુન લાયા,
ઓમ ચૌદ લોક ત્રણ ગુણજ નહોતાજીહોજી, નહોતા મન બુદ્ધિ ચીત્ત અહંકારા.
ઓમ અસંખ્ય. ૨

ઓમ ખટશાસ્ત્ર અઢાર પુરાંણાજીહોજી, નહોતા વેદ વાણી શબ્દ ઉચ્ચારા,
ઓમ પાંચ પ્રાણનાગાદીક નહોતાજીહોજી, નહોતા જોગ ભોગ જ્ઞાન અજ્ઞાના.
ઓમ અસંખ્ય. ૩

ઓમ સ્થાવર જંગમ ખાંણી નહોતીજીહોજી, નહોતા દેવ દાનવ મુની અવતારા,
ઓમ રાત દિવસ ચંદાસુર નહોતાજીહોજી, નહોતા અંધવંધ ઓર ધંધુંકારા.
ઓમ અસંખ્ય. ૪

ઓમ ગુરૂ પરમાનંદ અકળ નીરંતરજીહોજી, આદ અંત મધ્ય બ્રહ્મ પ્રકાસ્યા,
ઓમ દયાનંદકું ભેદ બતાયાજીહોજી, સહેજ ઇચ્છા ઇશ્વર જીવ વિસ્તાર્યા.
ઓમ અસંખ્ય. ૫

૭

ઓમ દુનીયાં જગ દર્શનકા મળાજીહોજી, સહેજ સુપનામાં ભાસ્યો સકળ સંસાર,
ઓમ વંજ્યા નારીને પુત્ર જન્મીઓજીહોજી, પુત્ર દેખી સુણી મન હરખી અપાર.
ઓમ દુનીયાં ટેક.
ઓમ લેખ લખાવ્યો પુત્ર પરણાવ્યોજીહોજી. વળી ધન્ય દારા કુટુંબ પરીવાર,
ઓમ મગ્ન આણંદમાં માતા માહાલેજીહોજી, પુત્ર મરી ગયોને માતા રડવાને ધાય.
ઓમ દુનીયાં. ૧
ઓમ રડતાંને કુટતાં સહેજમાં જાગીજીહોજી. પુત્ર પાસે નથી ત્યાં કલ્પનારે થાય,
ઓમ આ શુંરે દીઠું ને આ શુંરે ભાસ્યુંજીહોજી, એવી વિચીત્ર માયા દુનીયામાં જોય.
ઓમ દુનીયાં. ૨
ઓમ બાજીગર જુઠા ખેલ દેખાવેજીહોજી, જેમાં મૃગ ત્રસ્ના જળ ભરવાને જાય,
ઓમ આકાસ ફુલ દેખાવે શુનમાંજીહોજી, એવી જગતજાળ ભુલવણીછે માંય.
ઓમ દુનીયાં ૩
ઓમ ચૈતન ગાડીયો રમે ઘટઘટમાંજી હોજી, જીવ થઇને માંડયો સકળ વહેવાર,
ઓમ આપ સ્વરૂપને ઓળખ્યો નાંહીજીહોજી, સદગુરૂ મીલે જબ હોવે નીસ્તાર.
ઓમ દુનીયાં. ૪
ઓમ સદગુરૂ મળ્યા આત્મ જગાયાજીહોજી, અજ્ઞાન અવિદ્યા સેંજે ટળી જાય,
ઓમ દયાનંદ અવઘટમાં ખેલેજીહોજી, ત્યાંહાં આઠ પહોર ઓર બારરે માસ.
ઓમ દુનીયાં. ૫

૮

ઓમ આત્મ જાગ્યા અહંકાર ભાગ્યાજીહોજી, અજ્ઞાન અવિદ્યા દુર જબ હોય. ટેક.
ઓમ ચેતન સાક્ષી બ્રહ્મ ચરાચરજી હોજી, જાંહાં મન બુદ્ધિ ચિત અહંકાર ન હોય,
ઓમ જીવ શીવ કહેવા નાંહિ ઉનમેજીહોજી, નીજ નામ નીરંતર નીરખ્યા જોય.
ઓમ આત્મ. ૧
ઓમ ચૈતન વરતી રમવાને આવીજી હોજી, રમે પંચભુત ત્રણ ગુણનીરેમાંય,
ઓમ નરનારીનું રૂપ ધરીનેજીહોજી, એવા ખેલ ખેલે નામરૂપ જબ જાંહે.
ઓમ આત્મ. ૨
ઓમ દશે પાંચ સખીયો ભેળી મળીનેજીહોજી, કરે વિષય વાસ્ના ભોગ વિલાસ,
ઓમ રમતાં ને જમતાં ગમતાં મનમાંજીહોજી, જીવો જગત સકળ કરતો વહેવાર.
ઓમ આત્મ. ૩

ઓમ જાત વરણ આશ્રમમાં રહીનેજીહોજી, કરે કરમ ધરમ અધર્મ અપાર,
ઓમ આપ આપકું ચીન્યા નાંહીજીહોજી, સદગુરૂ મળ્યા વિના પાવો નહિ પાર.
ઓમ આત્મ. ૪

ઓમ ગુરૂ પરમાનંદ મુજને બતાવ્યાજીહોજી, આપે રૂપ અરૂપ સ્વરૂપ નીરધાર.
ઓમ દયાનંદ અનઘડ ગુરૂ ઘટમાંજીહોજી, અવઘટ ચૈતન બ્રહ્મ સ્વયં પ્રકાશ.
ઓમ આત્મ. ૫

૯

ઓમ અલેક પુરૂષ અવિનાશી બોલેજીહોજી, જેને ખલકમાં કીયો વિસ્તાર.
ઓમ અલેક. ટેક.

ઓમ શીરગુણ નીરગુણ રૂપ ધરીનેજીહોજી, આપે અંતરમાં કીયો પ્રકાસ,
ઓમ અંતર પડદા પલમે ખુલ્યાજીહોજી, સદગુરૂજી ઘટ મઠ ખોલનહાર.
ઓમ અલેક. ૧

ઓમ સદગુરૂ માહાશુન સાન બતાવીજીહોજી, કીધો અણીઅગરપર અધર નીવાસ,
ઓમ સુરતીરે શબ્દમાં નુરત નીસાનાજીહોજી, દેખ્યા નામ નીરંજન અપરંપાર.
ઓમ અલેક. ૨

ઓમ અખેમંડળમાં આસન ઉનકાજી હોજી, જાંહાં ક્ષર અક્ષર નાંહી અક્ષરાતીત,
ઓમ ત્વં પદ ત્યાગી તદપદ લક્ષમાંજીહોજી, માહાવાયક અસીપદ તત્વાતીત.
ઓમ અલેક. ૩

ઓમ જીવ ઇશ્વર માયાના ઘડીયાજીહોજી, દોનું વિદ્યા અવિદ્યા ઉપાધીપાય,
ઓમ મોહ માયામે જીવ થઇ જાન્યુંજીહોજી, જબ સંત સમાગમ વિના ફીર આએ.
ઓમ અલેક. ૪

ઓમ સંત સમાગમ નીશદીન કરીયોજીહોજી, સત્ય વસ્તુ નીરંતર લવલીન લાય,
ઓમ દયાનંદ જગત જ્યામે નાંહીજીહોજી, ગુરૂ પરમાનંદ સરૂપ સત્ય થાય.
ઓમ અલેક. ૫

૧૦

ઓમ સ્વયં સરૂપ સ્વમુખમેં પ્રકાસ્યોજીહોજી, મુને અંતરમાં આત્મ ભાસ્યો.
ઓમ સ્વયં. ટેક.

ઓમ ઘટઘટમાં નામ રૂપ ધરીનેહોજી, શુદ્ધ ચૈતન એક અનેક વાસ્યો,
ઓમ શબ્દ ભેદ ભ્રમણામાં ભુલીયોજીહોજી, જીવ આવ્યો અવસર તમે ખોઇ જાશો.
ઓમ સ્વયં. ૧

ઓમ અમુલક અવસર મનુષ્યા દેહનોજી હોજી, જીવ ભવ તરવાનો છે આરો,
ઓમ સાધુરે સંગત સદગુરૂ સેવોજી હોજી, ત્યાંથી જન્મ મરણ છુટકબારો.
ઓમ સ્વયં. ૨

ઓમ સદગુરૂ મળીયા સત શબ્દમાંજી હોજી, આપે નીરાકાર ગુણ નીરધારો,
ઓમ ગુણ માયામે આવ્યો નાંહીજી હોજી, લક્ષ ગુનાતીત બાવનબારો.
ઓમ સ્વયં. ૩

ઓમ બાવન અક્ષર બુદ્ધી પસારોજી હોજી, કહું વિવેક વિચાર સબ નીસ્તારો,
ઓમ ચૌદ ઇંદ્રી ચૌદ વિષય ભોગમાંજી હોજી, ચૌદ દેવ કીયા કર્મ કીરતારો.
ઓમ સ્વયં. ૪

ઓમ પાંચ તત્વ તીન ગુણ જગત જાયોજી હોજી, કીધો પુરૂષ પ્રકૃતી દોનુ વિસ્તારો,
ઓમ બાવન બહાર સકલમાં ચૈતનજી હોજી, દેખ્યો દયાનંદ અપરંપારો.
ઓમ સ્વયં. ૫

---

## ( સાત કોઠા કમળના ભજન રાગ ઉપરનો. )

૧૧

ઓમ મુળ મહેલમાં ગણપતી દેવાજી હોજી, ચારૂં પાંખડીયાં ચારૂં ભુજા હોય,
ઓમ લક્ષ લાભ લવલીન લગનમાંજીહોજી, વાંણી ચાર રહીત પરાપાર જોય. ઓમ.ટેક.

ઓમ ગુણ ત્રણપર ગુંજ્ય ગગનમાંજી હોજી, છસો જાપ અજંપા જપો જબ જોય,
ઓમ કળા કારીગર ધમણ ધમંતોજી, શ્વાસોશ્વાસ ઉઠે બેસે શુંન માંય. ઓમ મુળ. ૧

ઓમ શુધ્ય બુધ્ય બીચમે કળા અકળ છેજી હોજી, રીધસીધ સંગમાં લીજે સોય,
ઓમ નવનીધ નાંમ નીરંતર મનમાંજીહોજી, દુરકીજે અવિદ્યા ઉપાધીહોય. ઓમમુળ.૨

ઓમ અષ્ટ માહા સીદ્ધી આપી અંતરમાંજી હોજી, વસ્તુ અષ્ટ કમળ દલ માંહે જોય.
ઓમ દયાનંદ ગુણપતી ગુરૂ ઘટમાંજીહોજી, આપે ઘટ અવઘટ તુરીયાતીત હોય.ઓમ.૩

૧૨

ઓમ અણલીંગીબ્રહ્મ લીંગ બીચારોજી હોજી, જાહાં શ્રષ્ટી કરતા બ્રહ્મા હોય,
ઓમ સાવંત્રી શકતી સેવે સંગમાંજીહોજી, જેનો પીતવર્ણપરપોટો હોય.અણલીંગી ટેક.

ઓમ નવ પંદર પાખંડીયો પંડમાંજી હોજી, હુવો લીંગ કમળ થકી રજ વિસ્તાર,
ઓમ રજોબીંદુ રજ સકળ પસારોજીહોજી, એ ભ્રાંતીભોગ વિષયઅલપ પસાર. ઓમ.૧

ઓમ ખટ ઉરમીકા ખુટા લીંગમાંજી હોજી, જાંહાં મન પ્રાણ પંડ પ્રગટ હોય,
ઓમ છ હજાર અંજપા ઉનમેજી હોજી, શ્વાસોશ્વાસ જપી ઉનમુનમે લાય. ઓમ. ૨

ઓમ જડદેહી મન કલપીત કીધોજી હોજી, વોતો જન્મે મરે ઓર આવે ને જાય,
ઓમ દયાનંદ આત્મ જ્ઞાન પ્રગટયોજી હોજી, ગુરૂ પરમાનંદ બ્રહ્મદીયોરે બતાય. ઓ.૩

૧૩

આમ પરાંપાર પરીબ્રહ્મકુ પુજોજી હોજી. જાંહાં પરાશકતી અર્ધ માત્રીકા માંહે.
આમ અનહદ શબ્દ ઉઠ ઉન માંહેજી, વાંણી વેદ ચારપાર મુળ મર્મ જાય. આમપરા.ટેક.
આમ નાભીકમળ બીચ પુષ્પ બ્રહ્મ બીજજી હોજી, જેની દશ પાંખડીયો નવરંગી હોય.
આમ નીલવર્ણ વિષ્નુનો વાસોજી, તાંહાં લક્ષ્મી શકતી સેવે સત સોય. આમ પરા. ૧
આમ પ્રાણપંચ પંચનાગ દેવદતજી હોજી. એ દસ વાયું એક તાર ચલાઓ.
આમ ખટ હજાર શ્વાસ ઉઠ ઉનમાંજીહોજી, અંતરમાં આત્મલગની લગાવ.આમપરા.૨
આમ ગગન ગુફામે ઉનમુની ગેબીજી હોજી, સતચીત આણંદ અસંગ અજાય.
આમ દયાનંદ સચરાચર માંહીજી હોજી, આપે રૂપ અરૂપી વસ્તુ કહાય. આમ પરા.૩

૧૪

આમ હ્રદયકમળમાં ચિત્તકુ ચેતાવોજીહોજી. લેઇ ગગન મંડળમાં કીયો હે નિવાસ.
આમ અંતર આત્મ અનુભવ જાગ્યોજીહોજી. હું તું જીવ નહિ ચૈતન પ્રકાશ.
આમ હ્રદય. ટેક.

આમ દ્વાદશ પાંખડી પાર પસારોજીહોજી. તું જીવ જતન જુગતી કરી રાખ.
આમ દ્વાદશ અંગુળ અધર તખતપરજી. સદગુરૂ ગમ અગમ નીગમ વિચાર. આ. ૧
આમ અષ્ટ કમળ દળ મન કેરા વાસાજીહોજી. જાંહાં ધુમરવર્ણ શીવ શકિત કહાય.
આમ ઉમીયાદેવી શકતી રહે સંગમાંજીહોજી. ખટસહસ્ત્ર અજંપા જાપજપે સોય.આ.૨
આમ અગમ નીગમ ગુરૂગમસે ગાયોજીહોજી. જાંહાં મન ચિત વ્રતી ચૈતનમે મીલાય.
આમ દયાનંદ દુર દેસકા વાસીજીહોજી. બોલે ઘટ પરગટ અવઘટ પ્રકાશ. આ. ૩

૧૫

આમ નીલકંઠ બ્રહ્મ અપરંમપારાજીહોજી. કોઇ પાર ન પાવે આ જુગમાંય.
આમ સર્જનહાર સકળથી કરતાજીહોજી, આપે કર્તા અકર્તા ન્યારા જુગ જાંહે.
આમ નીલકંઠ. ટેક.

આમ કંઠકમળમાં સકળ પસારોજીહોજી, જાંહાં નવ દશ પાંખડીઓનો પ્રકાશ,
આમ વેદ ચાર માંહે વાજું વગાડેજીહોજી. મન બુદ્ધિ ચિત જીવ અહંકાર. આ. ૧
આમ હીંગલ વરણ જીવકુ જગાવોજીહોજી. સહેજ લક્ષ સરસ્વતી શુનમાંરે લાય.
આમ સહસ્ત્ર એક અજંપા ઉનમાંજીહોજી, અહંકાર રહીત માહા શુનમાં સમાય.આ.૨
આમ આપા છોડ અનુભવ આયોજીહોજી, જાહાં ત્વંપદ તતપદ અસીપદ આય.
આમ પરમાનંદ પરંમપદમાંહેજીહોજી, સ્વામી દયાનંદ વીલસ્યો જન્મ તનનાંહી.આ.૩

૧૬

આમ ત્રીકુટી કમળ ત્રવેણી ઘાટમેંજીહોજી, જેની દોનું પાંખડીયો નેત્રની માંય.
આમ રકતવર્ણ પરમાત્મા ઉનમાંજીહોજી, તેનો પાંચ તત્વ બીચ કીયોરે પ્રકાશ.

આમ નીર્ગુણ નીરંજન જ્યોતી ગગનમેજીહોજી, કીયો અંજન માયા ગુણમે નીવાસ,
આમ તમો અંશરૂપ શીવજી કહાયોજીહોજી, માયા શકતી અર્ધાંગના બેઠીરે પાસ. આ.૨

આમ ઓહંગ ઉઠાવી સોહં સમાવેજીહોજી. જુવો તરવેણી તીર્થનેરેમાંય,
આમ ચંદા સુરજ રાત દીનમે ચલતાજીહોજી, એક સહસ્ત્ર અજંપા જપે ઉનમાંય.આ.૩

આમ ઈંગલા પીંગલા સુખમણ સાધોજીહોજી, જાંહાં શબ્દ સુરત નુરતમાં મીલાય,
આમ દયાનંદ મગન ભયે મનમાંજીહોજી, સહેજ શકતી નીરાધાર બ્રહ્મ સુખ પાય.આ.૪

૧૭

આમ આકાશ કમળ આંખડીયો અરૂપમાંજીહોજી, તાંહાં સહસ્ત્ર પાંખડીતણોરે પ્રકાશ,
આમ અનંત ભાત્ય વાચા મુખ બોલેજીહોજી, એ ભેદ અભેદ કહ્યો નવ જાય.
આમ આકાશ. ૧

આમ પરમહંસ પરમાત્મ પોતેજીહોજી, જાહાં જ્ઞાન અજ્ઞાન રહીત બિજ્ઞાન,
આમ એક સહસ્ત્ર અજંપો ઉઠે મનમાંયજી, સોહી બ્રહ્મજ્ઞાનકા રસ્તા હે જાંય. આ. ૨

આમ સાત કમળકા કીયા બીચારાજીહોજી, વાંમે એકવીસ હજાર છસો ઉઠે જાપ.
આમ અષ્ટ પહોર રાત દીન મળીનેજીહોજી, એ મન પવનકા કલ્પીત માપ. આ. ૩

આમ કળા અકળ ગુરૂ આપે અમાપીજીહોજી. જાંહાં નામ રૂપ ગુણ તીનુરે નાસ,
આમ પાંચ તત્વ પહોંચે નહિ જ્યાંમેજીહોજી. આપે અસ્તી ભાતી પ્રીય બ્રહ્મ હોય. આ.૪

આમ સહેજ શબ્દ સદગુરૂએ સુણાવ્યોજીહોજી, સુણી અંતરમાં હુવો પ્રકાશ,
આમ દયાનંદ નીજ નામ નીરંતરજીહોજી, પોતે અગમ અગોચર અરૂપ નીવાસ. આ.૫

૧૮

આમ અગમ અગોચર સદગુરૂ મળીયાજીહોજી, મુને અંતરગતમાં દીધો ઉપદેશ,
આમ વસ્તુ નીરંતર નામ બતાયોજીહોજી, જાહાં હરીગુરૂ સંતસમાગમ એક.
આમ અગમ. ટેક.

આમ સત્ય શબ્દમાં સુરતા લાગીજીહોજી, દેખ્યા નીત્યાનંદ નીરંજન એક.
આમ સહેજ શકતી એક શુનમાં બોલેજીહોજી. આપે ઈશ્વર ચૈતન નામ અનેક. આ.૧

આમ અનંત નામરૂપ જગતમે માયાજીહોજી, જડદેહી પંચભુત તનકાયા,
આમ મનવરતી જીવ નામ ધરીનેજીહોજી. દશ ઇંદ્રી વિષયમાં વૈખરી જાય. આ.૨

આમ વિષયાકાર જગત સભી ભાસેજીહોજી, જીવ તીન લોકમે ઉત્પતિ નાસ,
આમ પરાપુરવ ગુરૂ પુન્યના જોગેજીહોજી, મીલ્યા આદ પુરૂષ અવઘટમેં વાસ. આ.૩

આમ અવઘટ ઘાટ ગુપ્ત ઘર ગાંમાજીહોજી, જ્યાંમે રૂપ રેખ નહિ રંગ કાંયે,
આમ નીલપીત રકત નહિ વાંમેજીહોજી, નહિ શ્યામ સફેત સુંદર સોહાય. આ.૪

આમ સ્થુળ સુક્ષ્મ કારણ કછુ નાંહેજીહોજી, નહિ માહાકારણ મુળમાં માયા,
આમ જાગ્રત સ્વપ્ન શુષુપ્તી શુનમાંજીહોજી, તુરીયા સાક્ષી કુટસ્ત બ્રહ્મ લવલાય. આ.૫

એમ અખંડાનંદ અભયપદ પાયોજીહોજીહોજી, જ્યાંમે નામરૂપ ગુણ નહિ છાય,
એમ દયાનંદ ચેતનઘન મુરતીજીહોજી, શુદ્ધ બ્રહ્મ સાગર ગુરૂગમસે ગાય. એ.૬

---

## ( રાગ કેરબો. )

મન તું તો ભુલો પડયોરે ભુલો પડયો, જઈ કામનાના સંગમાં ડુલ્યોરે. મનતું તો ભુલો. ટેક.

મન તું તો કાલો આવ્યો ને ભુલો જાશે, બહુ જન્મ મરણ માર ખાશે.
આવ્યો અવસર તે ખોઈ જાશે રે, મન તું તો ભુલો પડયો રે ભુલો પડયો. ૧

મન તું તો લક્ષ ચોરાસી ફરી આવ્યો, અમુલક મનુષ્યા દેહી ખુબ પાયો,
ગુણ ગોવીંદના તે નહિ ગાયો રે. મન તું તો ભુલો પડયો રે ભુલો પડયો. ૨

મન તને સંત સમાગમ મળીયો અવિદ્યા કામના માયાથી ટળીયો,
તારે સદગુરૂ ચરણમાં ભળીયો રે. મન તું તો ભુલો પડયો રે ભુલો પડયો. ૩

મન તને હરી ગુરૂ સંતે દયા કીધી, સમજ પરાતે પારની દીધી.
દયાનંદ તે પ્રેમ કરી પીધી રે. મન તું તો ભુલો પડયો રે ભુલો પડયો. ૪

૨

મન તારી બુદ્ધી બગડીરે બુદ્ધી બગડી, માથે લગડુ લેઇને ઘણું તગડી રે. મનતારી. ટેક.

ભવ સાગરમાં જન્મ તેં ધરીયો, આવાંગમન ફેરા બહુ ફરીયો.
તેં તો સંત સંગત નવ કરીયો રે. મન તારી બુદ્ધી બગડી રે બુદ્ધી બગડી. ૧

મન તું તો મૃત્યુ લોકમાં આવ્યો, આત્મદેવગતી નવ પાયો.
હીરો હાથમાં લેઇને ગુમાવ્યોરે, મન તારી બુદ્ધી બગડીરે બુદ્ધી બગડી. ૨

મન તું તો મોહ માયામેં પડીયો, આંખે આંધળો થઇને રડવડીયો,
પછે જમના હાથ જઇ ચડીયો રે. મન તારી બુદ્ધી બગડીરે બુદ્ધી બગડી. ૩

ગુરૂ પરમાનંદ કીરપા કીધી, બુદ્ધિ ચરણ કમળમાં સીધી.
દયાનંદ તે અગમ ગતી લીધીરે. મન તારી બુદ્ધી બગડીરે બુદ્ધી બગડી. ૪

૩

મન તારૂં ચિત ચૈતનઘટ ચડીયું, બ્રાંતી માયા અવિદ્યાથી ટળીયું રે. મન તારૂં. ટેક.

ચિત્ત તું તો ચૌદ લોક ફરી આવ્યું, ત્યાં તો મોક્ષનો મારગ ન પાયું,
જોતાં ગગનાકાર ઘર આવ્યું રે. મન તારૂં ચિત્ત ચૈતન ઘટ ચડીયું. ૧

ચૌદ ઇંદ્રિનું ઘર જ્યારે મળીયું, તેનું નામ રૂપગુણ ધરીયું,
ચીદાનંદ ચૈતનમાં ભળીયું રે, મન તારૂં ચિત્ત ચૈતન ઘટ ચડીયું. ૨

શુદ્ધ બ્રહ્મ ચીદાનંદ ભાસે, પાપ પુન્યનો થયો ત્યારે નાશ,
આદ અંત મધ્ય અવિનાસરે, મન તારૂં ચિત્ત ચૈતન ઘટ ચડીયું. ૩

નાંમ રૂપગુણ જ્યાંમે નાંહી, સત્ત ચીત્ત આનંદ રૂપ સાંહી.
દયાનંદ પરમાનંદ માંહી રે, મન તારૂં ચિત્ત ચૈતન ઘટ ચડીયું. ૪

૪

મન તું તો અહંકરતા પણું ખોઇ, ચીદાનંદ ચરાચર જોઈ રે. મન તું તો અહં. ટેક.
આદ્ય અંત મધ્ય નહિ કોઇ, મીથ્યા ભ્રાંતી ભાસ થયો સોહી,
હવે હું એ મારૂં નહિ કોઈ રે, મન તું તો અહંકરતાપણું ખોઈ. ૧
સ્થુળ સુક્ષમ કારણ વળી કહીએ, જાગ્રત સુપન શુષુપ્તી જાઇએ.
માહા કારણ મોક્ષપદ લઇએ રે, મન તું તો અહંકરતાપણું ખોઈ. ૨
તુરીયા સાક્ષી સરૂપ જયારે થયો, લક્ષ કુટસ્થ બ્રહ્મકેરો લહ્યો.
મહા આનંદમાં મળી જાયોરે, મન તું તો અહંકરતાપણું ખોઈ. ૩
પાયો સદગુરૂ કેરી સાંન, ગયું અહંકરતા અભીમાંન,
દયાનંદ ગાયો નીજ જ્ઞાન રે, મન તું તો અહંકરતાપણું ખોઈ. ૪

૫

જીવ તું તો જુગટું રમવાને અહિં આયો, સંગે માયા અવિદ્યાને લાયોરે. જીવ તું તો. ટેક.
જીવ તું તો આદ્ય અંતમાં નહોતો, શુદ્ધ બ્રહ્મ નીરંતર હતો,
મધ્યે અણછતો થયો તું છતોરે, જીવ તું તો જુગટું રમવાને અહીં આવ્યો. ૧
પંચ મહાભુતનો પંડજ કીધો. શબ્દ સંપરસ રૂપરસ લીધો,
ગંધ વિષય વાસનામાં વીંધ્યો રે, જીવ તું તો જુગટું રમવાને અહીં આવ્યો. ૨
જીવ તું તો હું એ મારૂં કરી બેઠો, કામ ક્રોધ લોભ લાગ્યો છે મીઠો,
આશા ત્રસ્ના કલ્પનામાં પેઠો રે. જીવ તું તો જુગટું રમવાને અહીં આવ્યો. ૩
મન બુદ્ધીની ચોપટ કીધી, ચિત અહંકારે રમવાને લીધી.
રમત રમી રમીને ફોક કીધીરે. જીવ તું તો જુગટું રમવાને અહીં આવ્યો. ૪
દયાનંદે તે મુળ સંભાળ્યું, હું તું વિના તે ચૈતન રહ્યું ન્યારૂં,
પરમાનંદ તે પ્રેમ પદ પ્યારૂં, જીવ તું તો જુગટું રમવાને અહીં આવ્યો. ૫

૬

જીવ તારૂં જન્મ ચરીત્ર જોજે, અણછતો થયો આપે પોતેરે. જીવ તારૂં જન્મ. ટેક.
જીવ તું તો જનમ્યા પહેલો અહીં નહોતો, ત્યારે તું તો કેવળ સરૂપે રહેતો,
હવે તું તો હું એ મારૂ મુખ કહેતો રે, જીવ તારૂં જન્મ ચરીત્ર જોજે. ૧
બ્રહ્મ અણછતો છતી ઇચ્છા થાપી, ગુણ ત્રણ તો રહ્યા છે માંહે વ્યાપી,
મન બુદ્ધિ કલ્પનાને આપીરે, જીવ તારૂં જન્મ ચરિત્ર જોજે. ૨
મન તેંતો કારણરૂપ જ્યાં કરીયું, રૂપ હૃદય કમળમાં ધરીયું,
જીવ લીંગ વાસ્નાએ અવતરીયું રે, જીવ તારૂં જન્મ ચરિત્ર જોજે. ૩

દશ પાંચનો તે સ્થુળ પ્રકાશી, જીવ વિશ્વા અભીમાની વાસી,
સ્થુળ ભોગ ભોગવીને ગયો નાસીરે, જીવ તારૂં જન્મ ચરિત્ર જોજે. ૪

ત્રણલોકમાં તેં જોયું તપાસી, શુદ્ધ ચૈતન સકળ પ્રકાશી,
દયાનંદ આનંદઘન વાસીરે, જીવ તારૂં જન્મ ચરિત્ર જોજે. ૫

૭

જીવ તું તો કોણ દેશથીરે આવ્યો, તારો મરમ કોઇ નવ પાયોરે.
જીવ તું તો કોણ. ટેક.

જીવ તું તો અગમદેશથી આવ્યો, તેનો ભેદ જે વીરલે પાયો,
અજ્ઞાન અંધારે અથડાયોરે, જીવ તું તો કોણ દેશથી આવ્યો. ૧

જીવ તું તો ચૌદ લોક અવતરીયો. નીચ ઉંચ યોનીમાં ફરીયો,
પાછો પુનરપી દેહ તેં તો ધરીયોરે. જીવ તું તો કોણ દેશથીરે આવ્યો. ૨

જીવ તારો પરાપુરવ જોગ જાગ્યો, વિવેક ભગ્તી વૈરાગ મન લાગ્યો,
જ્ઞાન મોક્ષ મારગ જઇ વાગ્યોરે, જીવ તું તો કોણ દેશથીરે આવ્યો. ૩

જ્ઞાન સદગુરૂ ચરણે મળીયું, તારે આવા ગવમ ફેરા ટળીયું,
ચિત ચૈતનમાં ઘર ગળીયુંરે. જીવ તું તો કોણ દેશથીરે આવ્યો. ૪

શુધ્ય બ્રહ્મઅરૂપ પ્રકાસી, નામ રૂપ નહિ અવિનાસી.
દયાનંદ દરસન કરી ગાસીરે, જીવ તું તો કોણ દેશથીરે આવ્યો. ૫

૮

જીવ તું તો બ્રહ્મ સરૂપ થકી આવ્યો, માયા ભ્રાંતીમાંહે વવરાયોરે.
જીવ તું તો બ્રહ્મ ટેક.

બ્રહ્મ સકળ દેશ પ્રકાશી. માયા માહાભુતનાં રહી વાસી,
ગુણ ત્રણ ભોગવે વિલાસીરે, જીવ તું તો બ્રહ્મ સરૂપ થકી આવ્યો. ૧

જીવ તું તો જાત વરણમાં જાયો, ઘરબાર માંડીને થયો ડાહ્યો,
માતપીતાની પ્રીત ઘણી પાયોરે, જીવ તું તો બ્રહ્મ સરૂપ થકી આવ્યો. ૨

જીવ પરનારીનું લગનજ કીધું, ઝેર વીખ હળાહળ પીધું,
પુત્ર પુત્રી કુટુંબ ભેળું કીધુંરે, જીવ તું તો બ્રહ્મ સરૂપ થકી આવ્યો. ૩

જીવ તું તો ધંધો કરવાને બહુ ધાયો, સાચું જુઠું બોલીને ધન લાયો,
બાધુ કુટુંબ પેટ પોખાયોરે, જીવ તું તો બ્રહ્મ સરૂપ થકી આવ્યો. ૪

જીવ નાતીજાતી ખરચ ઘણાં કીધાં, અભીમાનમાં મોટાઇ બહુ લીધાં,
પછે જમને મારગ જવા દીધાંરે, જીવ તું તો બ્રહ્મ સરૂપ થકી આવ્યો. ૫

જીવ તેં તો ધરમ ધ્યાન નવ ધરીયું, કર્મકાંડ આચારમાં અડીયું,
તીરથ વ્રતમાં મન આથડીયુંરે, જીવ તું તો બ્રહ્મ સરૂપ થકી આવ્યો. ૬

ફરતાં ફરતાં તે સતસંગ મળીયો, ગુરૂ કીરપાથી જીવપણું ટળીયો.
આત્મજ્ઞાન હૃદયમાં ભળીયોરે, જીવ તું તો બ્રહ્મ સરૂપ થકી આવ્યો. ૭

પરાપાર પરમાનંદ પુરા. દયાનંદ આનંદ ઘન ઉરા,
ઘટોઘટ પ્રગટ દેશ દુરારે, જીવ તું તો બ્રહ્મ સરૂપ થકી આવ્યો. ૮

૯

જીવ તારો જન્મ સફળ હવે થયો, સદગુરૂ મુખ થકી સત્ય કહ્યોરે.
જીવ તારો જન્મ–ટેક.

આદ કરતા અકરતા એક, શુદ્ધ અવિનાસી અલેક;
તેનો પાર ન પાવે શેષરે, જીવ તારો જન્મ સફળ હવે થયો. ૧

જીવ તારૂં સત્ય સરૂપ પરકાસી, રહ્યા વિશ્વ સકળમાં વાસી;
પંચ માહાભુત પાર વિલાસીરે. જીવ તારો જન્મ સફળ હવે થયો. ૨

ગુનાતીત ગોવીંદ ગુણ ગાયો, અક્ષરાતીત આત્મ ઓળખાયો;
પરમાનંદ પ્રેમપદ પાયોરે, જીવ તારો જન્મ સફળ હવે થયો. ૩

સ્થુળ સુક્ષમ કારણ જ્યાં નાંહી. માહા કારણ મરમ મન માંહી;
લક્ષ સાક્ષી કુટસ્થ બ્રહ્મ જાહીરે. જીવ તારો જન્મ સફળ હવે થયો. ૪

વેદાતીત અવાચ વસ્તું એહિ, અખંડાનંદ ઉર વિદેહી;
દયાનંદ અવિગત્ય તેહીરે. જીવ તારો જન્મ સફળ હવે થયો. ૫

૧૦

મન તું તો વસ્તુ વિચારી જોજે. આપો આપ ચૈતન બ્રહ્મ પોતેરે.
મન તું તો વસ્તુ–ટેક.

વસ્તુ વિશ્વ સકળમાંરે વાસી. પાંચ તત્વ રૂપ પ્રકાસી;
પૃથ્વી અપ તેજ વાયુને આકાસીરે, મન તું તો વસ્તુ વિચારી જોજે. ૧

પાંચ પચીસ પરકતી જુથ જ્યાંહી, કીધું કુટુંબ કબીલો તન તાંહે;
જીવ થઇ પડયો માયા માંહેરે, મન તું તો વસ્તુ વિચારી જોજે. ૨

આશા ત્રસ્ના અંતર બહુ આગી, મોહ મુમતા લોભે લાવ્યું લાગી;
કામ ક્રોધ કલ્પના ન ત્યાગીરે, મન તું તો વસ્તુ વિચારી જોજે. ૩

સંત નીષકાંમી થઇ પાછા વળીયા, તેના જન્મ મરણ ફેરા ટળીયા;
જઇ વસ્તુ સાગરમાં ભળીયારે, મન તું તો વસ્તુ વિચારી જોજે. ૫

દયાનંદ તે દલ સંભાળ્યું, અહંકાર અભીમાન ટાળ્યું;
નીજ નામ નીરંતર નીહાળ્યુંરે, મન તું તો વસ્તુ વિચારી જોજે. ૫

૧૧

નામ તમે નિત્ય નીરંતર નીરખો, સંત પારસ રૂપ થઇ પરખોરે.

નામ તમે નિત્ય.-ટેક.

પાંચ ભુતનો બનાવ્યો એક ચરખો, બાધી વિશ્વમાં વસી રહ્યો સરખો;
સતચીતઆનંદ જોઇ હરખોરે, નામ તમે નીરંતર નીરખો. ૧

પંડ બ્રહ્માંડ ફરી રહ્યો ચરખો, જીવ નીચ ઉંચ યોનીમેં નરખ્યો;
કરમ કાળ માયાએ ભોગ ભરખ્યોરે, નામ તમે નિત્ય નીરંતર નીરખો. ૨

ભોગલીંગ વાસ્નામાં ભટકયો, પશુપંખી ચોરાસીમાં અટકયો;
વનવાઘ થઇ શીશ પટકયોરે, નામ તમે નિત્ય નીરંતર નીરખો. ૩

વનવિશ્વ સકળ નામ ધરીયો, જીવ અનેક રૂપમાં ફરીયો;
ગુરૂ સતસંગત નવ કરીયોરે, નામ તમે નીત્ય નીરંતર નીરખો. ૪

સદગુરૂ પારસ નામ મળીયો, દયાનંદ આપુરે લોહ ટળીયો;
શુધ્ય ચૈતન કંચન બ્રહ્મ ભળીયોરે, નામ તમે નિત્ય નીરંતર નીરખો. ૫

---

## રાગ ખંભાઇતી નીરગુણી.

( હરિભજન વિના દુખદરિયા સંસારનો પાર ન આવે. એ રાહ )

૧

હારે મન વૈરાગી, આ અવસર આવ્યો છે, ભુલી મત જાશી;
ફેરો સર્વે ત્યાગી, વિવેક વિચારમાં વરતી જેની લાગી.

હારે મન વૈરાગી. ટેક.

જેની વિવેક વિચારે વરતી લાગી, તેને હૃદય કમળમાં જોયું જાગી;
તેની આશા ત્રસ્ના દુર ભાગીરે, મન વૈરાગી. ૧

તું તો કામ કરોધમાં જઇ અટીયો, ભય જન્મ મરણથી નહિ ડરીયો;
ફેરા લક્ષરે ચોરાસીમાં ફરીયોરે, મન વેરાગી. ૨

જેને હરીગુરૂ સંત દયારે કરે, તેનાં કોટી જન્મનાં કારજ સરે;
સેજે સુખ સાગરમાં જઇને ઠરેરે, મન વેરાગી. ૩

જેને વિવેક વિચારે વરતીવાળી, તેને અંતરમાં જોયું નીહાળી;
ત્યાંથી અહંકરતા આપુ ટાળીરે, મન વૈરાગી. ૪

જે સદગુરૂ ચર્ણે જઇ મળીયો, નીજ નામ નીરંતરમાં ભળીયો;
દયાનંદ ભવસાગર તરીયોરે, મન વેરાગી. ૫

૨

હાંરે મન તારૂ આપ તપાસ, કયાંથી આવ્યો ને કયાં તું જાશી,
રૂદે કરને વિચાર, મોહમાયામાં ગોથાં બહુ ખાસી.

મન તારૂં–ટેક.

તું તો આવ્યો લાભ લેવાને, પાંચ વિષયમાં જાશો વહેવાને,
હરિ સમરણ કરો સુખ લેવાનેરે, મન તારૂં આપ તપાસ. ૧
તું તો પાંચ તત્વમાં આવ્યો છે, ત્રણ ગુણ સાથે લાવ્યો છે,
વેખરી જાળમાં વવાયોછેરે, મન તારૂ આપ તપાસ. ૨
તું ગર્ભવાસમાં આવ્યો છે, પાપ પુન્યતણાં ફળ લાવ્યો છે,
કરમ કાંડ માંહે ભરમાવ્યોછેરે, મન તારૂં આપ તપાસ. ૩
જેનું હુંએ મારૂ મનથી જાશે, ત્યારે જીવ શીવપણું ખોવાશે,
ત્યારે આતમ અનુભવ પરખાશેરે, મન તારૂ આપ તપાસ. ૪
જેને અગમ અગોચર ઘર કીધું, તેને અંતરજામી દરશન દીધું,
પ્રેમે પુરણ કરી દયાનંદ પીધુંરે, મન તારૂ આપ તપાસ. ૫

૩

હાંરે મન અજ્ઞાની, જ્ઞાન જાણ્યા વિના ભ્રાંતીમાં ભટકાયો,
ખોજો આપ શરીર, પરમ પુરૂષનો મારગ ગુરૂએ બતાયો.

હાંરે મન અજ્ઞાની–ટેક.

તું તો આદ અંતમાં છે નાંહી, મધ્યમાંહી ભાસ્યો છે આંહી,
તેની ખબર નથી જગત માંહીરે, મન અજ્ઞાની. ૧
જેમ વંજ્યા નારીને સુપનુરે થયું, તેના પાસે પુત્રનું ભાન ભયું,
જાગી જોતાં અંતે કોઇ ન રહ્યુંરે, મન અજ્ઞાની. ૨
જેમ મૃગજળ દેખીને ધાયો, તેને નીર નજરે દેખાયો,
તેની ત્રષા તરપત નવ થાયોરે, મન અજ્ઞાની. ૩
એવી ભુલવણીમાં જીવ ભરમાયો, તેથી જન્મ મરણ ફેરા ખાયો,
સદગુરૂ મીલે મોક્ષ મારગ પાયોરે, મન અજ્ઞાની. ૪
જેને આતમ દરસી સંત મળ્યા, તેને પરમારથના મારગ જડયા,
દયાનંદ સરસ્વતી સુન્ય ઞ્હારે, મન અજ્ઞાની. ૫

૪

હાંરે જડ દેહલડી, પુરવના જોગે આપણ બે આવીયાં,
થઈ પ્રીત ઘણી, વાહાલપણ બાંધીને જુગ ભરમાવીયાં.

જડ દેહલડી–ટેક.

જ્યારે માતપિતાનો સંજોગ બન્યો, ત્યારે પંડ પાણી પરપોટો થયો,
ગ્રભવાસમાં નવ માસ તે રહ્યોરે, જડ દેહલડી. ૧

જ્યારે હરીસંગાથે કોલ કરી આવ્યો. જઠરા અગ્નીમાં દુઃખ બહુ પાયો.
પછે જન્મ ધરીને દેહ બહાર લાયોરે, જડ દેહલડી. ૨
જીવ હુંવા હુંવા કરીને આવ્યો છે. પંચભુતનો દેહ સાથે લાવ્યો છે,
નામ વિના તે પુત્ર કહેવાયો છેરે, જડ દેહલડી. ૩
માતપિતાએ નામ ધરાવ્યું છે. જીવને તે સાચ મનાવ્યું છે.
પંચ વિષયમાં મન વાળ્યું છેરે, જડ દેહલડી. ૪
તારો બાળ અવસ્તા એળેરે ગયો, પછે જોબન અવસ્તા આવી મળ્યો,
જડ કાંમનીના સંગેરે બળીયોરે. જડ દેહલડી. ૫
હવે વ્રદ્ધા અવસ્થા કહાવી છે. જીવ દેહનું મસ્તક લાવી છે,
કાળપાસના મુખમાં આવી છેરે. જડ દેહલડી. ૬
જેને હરિગુરૂ સંતનો સંગ કરીયો. તારે ત્રીવીધીના તાપ ટળીયા.
કહે દયાનંદ ભવસાગર તરીયોરે. જડ દેહલડી. ૭

---

## રાગ નીરગુણ.

( દેસી આવોરે ઉન દેશકા હે હેજી બુજુ મારા મરમકી બાત. એ રાહ. )

શંગતો કરીએરે રૂડા સંતની હે હેજી, જેથી ભવ ભય જાય (૨)
આપમાં બતાવે ગુરૂ આત્મા હે હેજી. નીગમ નેતી કરી ગાય. સંગતો. ૧
પંચેરે કોષનો આ પંડ છે હે હેજી, અનમય કોષ કહેવાય. (૨)
જાત વરણ થયાં બુજવાં હે હેજી. નામ રૂપ તે ધરાય. સંગતો. ૨
પાંચ પ્રાણપંડ બાંધીયો હે હેજી. પંચ નાગાદીક છે માંહે. (૨)
દસેરે મળીને દેહ ફેરવીયો હે હેજી. ક્ષુધા ત્રપાનેરે ખાય. સંગતો. ૩
મનોમય કોષ કહુ તીસરો હે હેજી. ધીરજ અધીરજને ધાય (૨)
સ્થીરતા નહિરે મન તુજમાં હે હેજી, પાપ પુન્ય કરવા જાય. સંગતો. ૪
વિજ્ઞાનમય કોષ બુદ્ધી તણો હે હેજી. હુંએ મારૂં કરીને ગાય. (૨)
સુખ દુઃખમાંની આપદા હે હેજી. વિષય માંહી લપટાય. સંગતો. ૫
આનંદમય કોષ અંતર રહે હેજી, પ્રાજ્ઞા અભીમાની જાંહી. (૨)
દ્વીતીઆ ભાવ ત્યાંતો છે નાંહી હેજી, અદ્વીત બ્રહ્મમાં સમાય. સંગતો. ૬
પંચ કોષ વસ્તુ પાર છે હે હેજી. હરિહર બ્રહ્મા વેદ ગાય, (૨)
દયાનંદ વેદાતીતમાં હે હેજી, પરમાનંદ પદ પાય. સંગતો. ૭

૨

સદગુરૂ શબ્દ શોધીએ હે હેજી, કરીએ બ્રહ્મ વિચાર. (૨)
અંતર અનુભવ ઉકલે હે હેજી, તત્વાતીત પદસાર. સદગુરૂ. ૧

તત્વરે પાંચ બ્રહ્માંડમાં હે હેજી, પૃથ્વી અપ તેજ પ્રકાશ. (૨)
વાયુ આકાશ શબ્દ ઉચર્યા હે હેજી, માહા શુનમાં સમાય. સદગુરૂ. ૨
કારણ અવ્યાકૃત ઇશ્વર તણુ હે હેજી, પરલે અવસ્તા કહેવાય. (૨)
શુદ્ધ તમોગુણ ત્યાં કહ્યા હે હેજી, રૂદ્ર અભીમાની ભાસ. સદગુરૂ. ૩
હીરણ્ય ગર્ભલીંગ બ્રહ્મા એક છે હે હેજી, સ્થીતી અવસ્તા છે જાંહાએ. (૨)
શુદ્ધ રજોગુણ કરતા ક્રીયા હે હેજી, સુત્રાત્મા તંત માંહી. સદગુરૂ. ૪
વૈરાટ સ્થુળ વિસ્નુ રૂપમાં હે હેજી, ઉત્પતી અવસ્તા કહેવાય, (૨)
શુદ્ધ સતોગુણ પરકાસીયો હે હેજી, વિશ્વાનર સાક્ષી તાંય. સદગુરૂ. ૫
વ્યષ્ટીસમષ્ટી કહેવા નહિ હે હેજી, ચૈતન્ય સાક્ષીની માંહી, (૨)
દયાનંદ દલ દેખીયા હે હેજી, સચરાચર રહ્યા સોહી. સદગુરૂ. ૬

૩

સ્થુળરે સુક્ષમ કારણ જ્યાં નથી હેહેજી, માહા કારણ કેમ કહેવાય, (૨)
શુદ્ધ ચૈતન પરમાત્મા હેહેજી, આપે અરૂપ રહાય. સ્થુળ. ૧
સોહેજ શબ્દ શુન ઉચર્યો હેહેજી, પ્રગટ્યા પંચ મહાભુત, (૨)
શબ્દ સપરસ રૂપ દેખીયા હેહેજી. રસગંધ લીંગ સરૂપ. સ્થુળ. ૨
તન માત્રા તન સ્થુળમાં હેહેજી, જાગ્રત અવસ્તા કહેવાય, (૨)
ભોગતા વિશ્વા અભીમાનછે હેહેજી. સાક્ષી કુટસ્ત બ્રહ્મમાંય. સ્થુળ. ૩
સુક્ષમ લીંગ સુપનો ભાસીયો હેહેજી, સુક્ષમ ભાસેછે ભોગ, (૨)
તેજસ સાક્ષી તું આત્મા હેહેજી, નહિ ભોગ વિજોગ. સ્થુળ. ૪
કારણ સુષુપ્તી સુખમાં હેહેજી. પ્રાજ્ઞા આનંદમે ભોગ. (૨)
સુખ દુઃખ ભાવ અભાવછે હેહેજી. ચૈતન સાક્ષી વિજોગ. સ્થુળ. ૫
પાંચતીન અભીમાન નહિ હે હેજી. નહિ અવસ્તા વહેવાર, (૨)
પુરણ બ્રહ્મ પરમાત્મા હે હેજી, દયાનંદ નીરધાર. સ્થુળ. ૬

૪

સદગુરૂ બોલે સહેજમાં હે હેજી, આપે બોલે બોલ અબોલ. (૨)
બોલે ખરા પણ દીસે નહિ હે હેજી, સેજે અકળ અતોલ.

સદગુરૂ—ટેક.

તત્વ તોળયું ત્રણલોકમાં હે હેજી, સ્વર્ગ મૃત્યુને પાતાળ, (૨)
દેવદાનવ મુની માનવી હે હેજી, કીધો સકળ સંસાર. સદગુરૂ બોલે. ૧
ચૈતન બાજી કરી સેજમાં હે હેજી, જોવા આવ્યું સૌલોક, (૨)
ડુગડુગી વેદ વાણી વાગતી હે હેજી, શ્રવણે સુણી વિષય ભોગ. સદગુરૂ બોલે. ૨
વિષીયાકાર ચૌદલોકમાં હે હેજી, માંણે રાત્રી ઓર દીન. (૨)
મને માંણીને રાજી થયા હે હેજી, ભ્રાંતી ભરમનાની માંહી. સદગુરૂ બોલે. ૩

રજ્જુમાં સરપ જેમ ભાશીયો હે હેજી, રૂપુ છીપનીરે માંહી, (૨)
ઠુંઠેરે ચોર દેખાવીયો હે હેજી, એવી જુઠી બાજી જોઇ. સદગુરૂ બોલે. ૪
સેહેજ બાજીગર રમી ગયો હે હેજી, ચૈતન માહાશુન માંહે, (૨)
દેખવા સુણવા કોઇ નવ રહ્યું હે હેજી, સાક્ષી દયાનંદ ગુસાંઇ. સદગુરૂ બોલે. ૫

૫

માહાવાયક બોલે મુળમાં હે હેજી, બોલે આદી ઓહંકાર, (૨)
ઘટ ઘટમાં વ્યાપી રહ્યા હે હેજી, સોહં શબ્દ નીરધાર.

માહાવાયક—ટેક.

પરા વાણીરે શબ્દ ઉચર્યો હે હેજી, ઋગવેદ જેની માંય, (૨)
પ્રાજ્ઞા નામાનંદ ત્યાં વસે હે હેજી, કેવળ બ્રહ્મ સાક્ષી તાંય. માહાવાયક. ૧
પસંતી રૂદે પ્રકાસમાં હે હેજી, યજુરવેદ તેની માંહે, (૨)
અહં બ્રહ્માસ્મી શબ્દ ઉઠતો હે હેજી, અસીપદ બ્રહ્મમાં સમાય. માહાવાયક. ૨
મધમા વાણી કહું કંઠમાં હે હેજી, સાંમવેદ ગાન ગાય, (૨)
તત્વમસી વાયક ત્યાં કહ્યું હે હેજી, તત્વાતીત બ્રહ્મ તોય. માહાવાયક. ૩
વૈખરી વાણી વિસ્તાર ઘણો હે હેજી, અથરવેદ સ્થીર નાંહી, (૨)
અયંમ આત્મા જીવશીવ કહ્યો હે હેજી, કેવળ બ્રહ્મન્યારા જાંહી. માહાવાયક. ૪
વેદ ચારમાં ભેદ કહ્યા હે હેજી, ભેદે ભવ જળ હોય, (૨)
અભેદ સાક્ષી સોહંબ્રહ્મ છે હે હેજી, દયાનંદ સત્ય સોય. માહાવાયક. ૫

---

## રાગ ગરબી.

પ્રીતો પુરવ જન્મનીરે, હતી મારે આજ ફળી;
સંત સંગતો કરતાંરે, સદગુરૂજી મળીયા હરી.
શાંન શબ્દ સુણાવીરે, અંતર માંહે ઠીક ઠરી;
મન વિવેક વિચારેરે, વૈરાગ મારી વરતી વળી.
અહં કરતા મેં ખોજ્યું રે, ખોજંતા ખોવાઇ ગઇ;
અજ્ઞાન અંધારૂંરે, ગયું આત્મ જ્ઞાન કરી.
હવે હું મારૂં ભુલ્યોરે, વસ્તુ એક અગમ જડી;
શુન સહેજની માંહીરે, સુરતી મારી શ્યામ મળી.
શુદ્ધ ચૈતન બ્રહ્મરે, પ્રકાસીક પોતે હરી;
દયાનંદના દલમાંરે, પરમાનંદ પ્રીતો કરી.

૨

હું મારૂં ખોજંતાંરે. મને મારો મર્મ જડયો;
હવે કોને હું કહુંરે, મુખેથી ન જાય કહયો.

પ્રગટયો પ્રેમ આનંદજરે, સદગુરૂજીના વચને સહી;
મુળ મારૂં મેં જોયું રે, જગત બાધો બ્રાંતી ભર્યો.
ભવમાં ભટકાંણોરે, આવરણ આવી આડે અડયો;
જીવ તું તારૂં જોજેરે, તું કોણ છે કયાંથી આવ્યો.
એમ વિવેક વિચારીરે, લક્ષે અવાચમાં લહ્યો;
આપાપણું ટાળીરે. ચૈતન બ્રહ્મ સાક્ષી કહ્યો.
બ્રાંતી ભવની ભાગીરે, ત્રીગુણાતીત રહ્યો;
સ્વામી દયાનંદ કહેછેરે, મારો ભરમ મુજમાં ભળ્યો.

૩

તું તો દેખી સુણીનેરે, મુખે કહે છે મારૂં છે;
જીવ જોજે વિચારીરે, તેમાં કોણ તારૂં છે.
પંચભુતનો પંડજરે, પાણી તણો પરપોટો;
પળમાં ફુટી જાશેરે, અંતે થાશેરે ખોટો.
એવું માતને તાતજરે, પુત્ર ધન દારા સહી;
વણસીને એ જાશેરે, કહેવારે દેખવા નહિ.
જુડા સંગજ કીધોરે. મને માની સાચો લીધો;
સાધુ સંગત વિનારે, મોહ માયામાં ભટકયો.
જેને સદગુરૂ મળીયારે, આતમ જ્ઞાન બતલાયો;
દયાનંદ પોતામાંરે. પોતે નીજ જ્ઞાન ગાયો.

૪

દયાનંદ દલ દેખ્યારે. દુર દેશ પાસે છે;
અકળ અવિનાસીરે, નીરંતર વાસ છે.
અંતર ચીદા ભાસરે. મધે પ્રકાશ છે;
હું તું મારૂં માંની બેઠારે, માયા વીખીયામાંણી.
પરપંચમાં પડીયોરે, જીવ અંધારે અડીયો;
સુપન ભોગ ભોગવીરે, નીંદ્રા વશ થયો રોગી.
દુઃખ દરીયામેં ગડીયોરે, એક સંગ આવી નડયો;
સંગની ભયે ભાગીરે, અચાનક જોયું જાગી.
નહિ ભોગને રોગરે, સંગ થયા વિજોગી;
વસ્તુ સાક્ષી વિદેસીરે, દયાનંદ દુર દેસી.

૫

આતમ જાગીને જોતાંરે, જગત જુઠી છેરે સહી;
આપો આપે પરકાસીરે, સંગ કુણ કહાં થકી.
ઘટોઘટ ગરજેરે, અવઘટમાં અણુતોલે;
આપે આપણું જોતાંરે, નથી નરને નારી.

ત્રણ પાંચને આઠરે, નથી દસની બારી;
ઓહંસોહંની મધેરે, રેરંકાર રણુંકારી.
વાજાં અનહદ વાગેરે, દસુ દીસા ઝણુંકારી;
જ્ઞાન ગગન મંડળમાંરે, સુરતી શબ્દ સણગારી.
સુરતી નુરત મળીનેરે, નીરંજન નીરધારી;
સોહં બ્રહ્મ સકળમાંરે, દયાનંદ પ્રીત પ્યારી.

૬

પ્રીતો સદગુરૂની કરતાંરે, ઉદે આનંદ ભયો;
અંતરમાંહે જોયુંરે, નીરંતર નાંમ લહ્યો.
નામ એક અખંડજરે, સકળમાં પ્રકાસી રહ્યો;
રૂપ ગુણને નાંમજરે, આત્મ એક અનેક થયો.
જીવ થઇને ત્યાં જાન્યુંરે, ઘરોઘર ભટકી રહ્યો;
પેટ ભરવાને કાજેરે, વેશ પંથમાં જઈ રહ્યો.
ત્યાંતો કારજ ન સુધર્યુંરે, મુંડામાં મુંડાવી ગયો;
પુરવને જોગેરે, સમાગમ સંત મળ્યો.
સુરતી શબ્દમાં લાગીરે, વસ્તુ એક અગમ ગ્રહ્યો;
દયાનંદ સરસ્વતીરે, શબ્દાતીત શ્યામ રહ્યો.

૭

શ્યામ સનમુખ દેખ્યારે, સુરત નુરતે કરી;
સુરત નુરતના મેળોરે, ગગનમાં જઈ કરી.
ધીરજ રૂદીયામાં ધારીરે, સમતા સમ સહેજ ઠરી;
શીલ સંતોષી દલમાંરે, ધ્યાન પ્રભુ આસન કરી.
શબ્દ પરારે પારથીરે, ઉઠી અનહદ વાગે છે;
શ્વાસો શ્વાસના સંગમાંરે, ત્રવેણી તાર લાગે છે.
ચંદા સુરજ ચલતાંરે, ગંગા જમુના આગે છે;
ઇંગલા પીંગલા નાડીરે, સુખમણ સીધે વાગે છે.
એથી અજ્ઞાન અવિચારે, દુર જઇ ભાગે છે;
દયાનંદ દલમાંરે, ચૈતન સાક્ષી જાગે છે.

૮

નીરગુણ નાથ નીરંજનરે, અંજન માયા ભાસે છે;
આપે કરતા અકરતારે, ગુણ ત્રણ નાશ છે.
સ્ફુરણ અંતઃકરણથીરે, વરતીનો પરકાસ છે;
ચૈતન દસુ દવારમાંરે, કરતા ક્રિઆ આશ છે.
કરમ અનેક કરતાંરે, વીષયમાં વિલાસ છે;
વિષય પાંચ પચીસમાંરે, દેખી સુણી ધાયો છે.

નરનારી મળીનેરે. ફોગટ ફેરા ખાય છે;
જીવ હરતાંને ફરતાંરે. સાધુ સંગમાં મળીયો.
તત્વ વસ્તુ વીચારીરે, ગુનાતીતમાં ગળીયો;
દયાનંદના દલથીરે, આપુ અહંકાર ટળીયો.

---

## રાગ પ્રભાતી.

૧

જાગોને મારા આત્મજ્ઞાની. બોલેને અમૃત વાંણીરે.
હરિભજનમાં સુરતા રાખી, અગમ અગોચર એંધાંણીરે. ટેક.
આ સંસાર સુપનકેરી છાયા, મુરખ થઇને શું માંણીરે,
મોહ નીદ્રામાં ભુલ્યા ભમોછો, તેની ખબર ન જાણીરે. જાગોને. ૧
હુંપદમાં આંખ્યો બાંધીને, ભમીયો ભવની ઘાંણીરે,
બેલ થઇ જીવ ઘાંણી ફેરવીયો, પડયો પરપંચમાં પ્રાણીરે. જાગોને. ૨
કુટુંબ કબીલો પુત્રદારા કરીને, ફરીયો ચારૂં ખાંણીરે,
ફરતાં ફરતાં મનુષ્ય દેહ પાંમ્યો. મોક્ષનો મારગ આણીરે. જાગોને. ૩
હું મારૂં તું મુકીને ફરજે. સદગુરૂ સંગત કરજેરે,
આતમ જ્ઞાન ત્યાંથી મળશે, દયાનંદ ચિત્ત ધરજેરે. જાગોને. ૪

૨

હરિગુરૂ સંત સમાગમ કરતાં, આપ સરૂપ ઓળખાશેરે.
નામ રૂપગુણ આપુ તજીને, સ્વયમ સરૂપે નર થાશેરે. ટેક.
નામ રૂપ પરપંચમાં પડીયો, ગુણ ત્રણમાં રખડીયોરે,
કરમ ધરમ મન કલ્પના કરીને, જીવપણુ આથડીયોરે. હરિગુરૂ. ૧
કલ્પના કરતા રૂપ થઇને, ચૌદલોક પરકાસેરે,
દેવદાનવ મુનીનાગ કલ્પના, મન બુદ્ધીના માંહે વાસેરે. હરિગુરૂ. ૨
ચિતતણી માંહે ચાલે ચપળતા, અહંકાર પ્રકરતી પાસેરે.
ભ્રાંતીમાં જીવ જગ ભરમાયો, ચૈતન તણો આભાશરે. હરિગુરૂ. ૩
ચીદાનંદ ચરાચર ચૈતન, નામ રૂપગુણ નાશરે,
આત્મા અખંડ છે અનીરવચની, દયાનંદ નીજ વાસરે. હરિગુરૂ. ૪

૩

આત્મા અખંડ છે અનીર વચની, શબ્દાતીત પ્રકાશરે.
પાંચ તીન પહોચે નહિ વાંમે, દેવદાનવ નહિ દાસરે. ટેક.
ત્રણલોક ત્રીપુટી માંહે, દેવ ત્રણનો વાસરે,
બ્રહ્મા વિશ્નુ માહેશ્વર કરતા, વિશ્વ સકળ સ્થીતી નાશરે. આત્મા. ૧

કામ ક્રોધ લોભ મુળ જગતનું, મોહ મુમતા ભય પાસરે,
આશા ત્રસ્ના કલ્પના માંહે, જીવ થઇ રહ્યા દાસરે. આત્મા. ૨
પંચ વિષયમાં જીવ બંધાયો, આવરણ માથે આણીરે,
જીવ શીવ વિચાર કર્યા વિના, વસ્તુ રહી છે અજાણીરે. આત્મા. ૩
વિશ્વ સકળ વસ્તુ રૂપ જાણી, વેદ વચન પરમાણીરે,
દયાનંદ ચૈતન બ્રહ્મ દલમાં. નીરાલંબ નીરબાંણીરે. આત્મા. ૪

૪

નીરાલંબ આલંબર નાંહી. નામ રહીત અનાંમીરે,
રૂપ બને તેનું નામ ધરાવે, નીરખ્યામાં તે નાંહીરે. ટેક.
પ્રાણ પંચપંડ માંહી બંધાયો. રજોગુણની માંહીરે,
સાત્વીક ગુણ જ્ઞાન ઇંદ્રી કહાવી, ચાર અંતઃકરણ તાંહીરે. નીરાલંબ. ૧
કરમ ઇંદ્રી તમોગુણ કરતા. કારીય કારણ જાંહીરે,
કરમ ધરમ પાપ પુન્યને દાન, હસ્ત વાચક મુખ હોઇરે. નીરાલંબ. ૨
ઓગણીસનો અન્યો અન્ય અનુભવ, ત્રણ ગુણ તન માંહીરે,
ગુનાતીત ગોવીંદ રહ્યા ન્યારા, ગગન કારમેં ગુસાંઇરે. નીરાલંબ. ૩
કારજ કારણ કારીય નાંહી, તત્વાતીત સમ સોહીરે.
પરમાનંદ પરમપદ એહી. દયાનંદ દલમાંહીરે. નીરાલંબ. ૪

૫

આત્મ અનુભવ જીનકુ ભયાહે, સોહી સંત વૈરાગીરે,
વિવેક વિચાર સતશબ્દ ગ્રહીને, કામ કલ્પના ત્યાગીરે. ટેક.
આલોક પરલોક ભોગ તજીને, લક્ષ કુટસ્ત બ્રહ્મ લાગીરે,
મોહ મુમતાનો મોરચો તોડીને, અનહદ નોબત વાગીરે. આત્મ. ૧
ગગન ગુફામાં ગેબી ગરજે, અંતરમાં અનુરાગીરે,
અહંકરતા સમસાન કરીને. નામ નીરંતર એક રાગીરે. આત્મ. ૨
નામ અનામ અરૂપ અવિનાસી, વિશ્વ સકળ દુર વાસીરે.
ઘટઘટમાં પરગટ તે બોલે, નીરાધાર નીરાશીરે. આત્મ. ૩
અગમ કળા કુંચી ગુરૂ આપી, કળા સ્વયં પ્રકાસીરે,
દયાનંદ પરમાનંદ ચરણે, વરતી ચૈતન બ્રહ્મ ભાસીરે. આત્મ. ૪

૬

મનુષ્યા દેહ ધરીને તું પ્રાણી, જીવ તું શું રે કમાયોરે.
હરીગુરૂ સંતકુ સેવ્યારે નાંહી, એળે અવતાર ગમાયોરે. ટેક.
જીવ તું કોણને કયાંથકી આવ્યો, અંતર ખોજ ન પાયોરે,
આવા ગમનની ખબરો ન જાણી, અજ્ઞાનમાં અથડાયોરે. મનુષ્યા. ૧

જાત ભાત નાત કુટુંબ મળીને, મોહ મુમતામાં લોભાયોરે,
માન વડાઇ આપુ માંનીને, ડાહાપણ માંહે ફુલાયોરે. મનુષ્યા. ૨
ધન જોબન તન મસ્ત થઇને, ગર્વ અહંકાર બહુ ગાયોરે,
માયાની અંધારીલ્યા આત્મા, ગુરૂ વિના જ્ઞાન ન થાયોરે. મનુષ્યા. ૩
પુરા સદગુરૂ જે નર પાયા, જોગ પુરવનો જગાયોરે,
અંતર આત્મ લક્ષ ઠેરાવી, જીવપણું તે છોડાયોરે. મનુષ્યા. ૪
જીવશીવ વિચાર કરંતા, નીરગુણ બ્રહ્મ લખાયોરે,
દયાનંદ નામ રૂપ તજીને, સરવાતીત પદ છાયોરે. મનુષ્યા. ૫

૭

નામ રૂપમાં જે નર પડીયા, આપે તે આથડીયારે,
પાંચ તત્વગુણ ત્રણ પ્રકરતી, જીવ જંજાળમાં જડીયારે. ટેક.
મન બુદ્ધી અહંકાર અભીમાંન, ચપળચિત કરી ફરીયારે,
પાવ પલક મન સ્થીર નહિ રહેતા, ભમર વાસ્ના લે ભમીયારે. નામરૂપ. ૧
જાહાંજુંકા નીર પવનકુ જાવે, મૃગ ત્રસ્ના મન ગળીયારે,
ખખાકાર જીવ બાગ વખાણે, ફુલ લેવાને ચિત ચડીયારે. નામરૂપ. ૨
વંજ્યા નારીકુ સુપનો ભયો જબ, સુપનામે પુત્ર જન્મીયારે,
પુત્ર દેખી સુણી આનંદ પાંમી, પુત્ર મુવા પછે રડીયારે. નામરૂપ. ૩
જુઠા ખેલ જગત માયાકા, ભ્રાંતીમાં ભમીયારે,
સદગુરૂ સંત જગાવે સેજમાં, જાગ્રત ઉજાગ્રત ખડીયારે. નામરૂપ. ૪
આત્મ જાગ્યા ભાગી ભર્મના, ભવસાગર જીવતરીયારે,
દયાનંદ પરમાનંદ વચને, નીરભે નામ નાવ ઠરીયારે. નામરૂપ. ૫

૮

નીરભેનાંમ અગોચર પાયા, સદગુરૂ સંતે બતાયારે,
જીવપણું અંતરથી ટાળી, ગુરૂ ગોવીંદ એક ગાયારે. ટેક.
ગુરૂ ગોવીંદ એક રૂપ ગગનમાં, ચિત્ત ચૈતનમાં લીખાયારે,
સાક્ષી ચીદાનંદ સર્વમાં શોભે, અખંડ અરૂપ અજાયારે. નીરભે. ૧
અજન્મા અવિનાસી પોતે, જન્મ મરણ નહિ કાયારે,
કરતા અકરતા અખીલ બ્રહ્મદાતા, વિશ્વ સકળ વિલસાયારે. નીરભે. ૨
આદ અનાદે અવિગત આપે, અંતર ચીદા ભાસ છાયારે,
એક અનેક અનેક હોઇ એક, સોહં બ્રહ્મ સમાયારે. નીરભે. ૩
સરવાતીત સકળસેં ન્યારા, પરગટ ઘટમાં દેખાયારે,
અકળ કળા અંતરજામીની, વીરલા સંત ઓળખાયારે. નીરભે. ૪
અંતરજાંમી કીરપા કરી જબ, સેજમાં લવલીન લાયારે,
દયાનંદ રણુકાર રામ રમતાં, અનહદ નાદ બજાયારે. નીરભે. ૫

૯

ગગન મંડળમાં ઘેર ગુરૂ ગાજે. ગેબી અવાજ એક આયારે,
સહેજ શુન શક્તી બોલાવે, અનહદ નાદ બજાયારે. ટેક.
પરા પારસે શબ્દ ઉઠતહે, પરા લક્ષ કરી પાયારે,
પસંતી પ્રકાસ રૂદેમાં, મધમા વાંણી ગુણ ગાયારે. ગગન. ૧.
વૈખરી વાંણી સકળ મુખ વાગે, નારી નરકુ સુણાયારે.
એક અનેક અનેક મીલી એક, અચરજ ખ્યાલ દેખાયારે. ગગન. ૨
અચરજ ખ્યાલ ખેલે નવરંગી, કોઇસેં કળ્યા નવ જાયારે.
અકળ કળા ગુરૂ આપ તમારી, તુમ કીરપાથી ઓળખાયારે. ગગન. ૩
તરવેણી તીર ઘાટ ગગનમાં, ચંદા સુરજમાં મીલાયારે.
ઇંગલારે પીંગલા સુખમણા સાધી. શુદ્ધ ચૈતન પરખાયારે. ગગન. ૪
દસુદેસ દસું દવારમાં ગરજે, સોહં સોહં મે સમાયારે.
દયાનંદ અજરનામ પીધા, વિષયાકાર વીસરાયારે. ગગન. ૫

૧૦

પ્રેમે રાંમરસ જો નર પાયા, જાકી પુરણુ કમાઇરે.
સદગુરૂ પ્યાલો પીલાયા સેજમે, વિધ્ધ આણંદ વીસરાઇરે. ટેક.
વિધ્ધ આનંદ પંચમાહાભુત માંહી, મન બુદ્ધી ચિત લોભાઇરે.
શબ્દ સપરસ રૂપરસ ગંધમે, જગત જાળમે ફસાઇરે. પ્રેમેરાંમ. ૧
કામ ક્રોધ લોભ મોહ મગર બહુ, આશા ત્રસ્ના બડી ખાઇરે.
મદ મચ્છર મુમતામાં જીવ ઝુલે, કલ્પીત કરંમ જમાઇરે. પ્રેમેરાંમ. ૨
હું કરતા હું ભોગતા રૂપ થઇને. માયામાં મનકુ ઝુલાઇરે,
નીકળવાનો ફરી વારો ન આવ્યો, ગુરૂ વીના કેસે તરાઇરે. પ્રેમેરાંમ.
સચ્ચા સદગુરૂ સહેજમાં મળીયા, લક્ષ આત્મ લીખાઇરે.
અંતર આનંદ અનુભવ પ્રગટયો, અજ્ઞાન અવિદ્યા છોડાઇરે. પ્રેમેરાંમ. ૪
દયાનંદ ભવસાગર તરીયા. ચરણ કમળ ચિત્ત લાઇરે.
એક નીરંતર આત્મા ઓળખી, સુરતી શબ્દ પાર છાઇરે. પ્રેમેરાંમ. ૫

---

## પ્રભાતીયાં રાગ દેવગંધાર

( પ્રભાતના પહોરમાં દીઠા ઠાકોરમાં એ રાહ. )

૧

માન તું માન તું મન કહું માહેરા, અવસર આવડો ફેર ના આવે,
સંત સમાગમ નીસદીન કીજીએ, સદગુરૂ મુખથી મોક્ષ થાવે. માન તું-ટેક.
અવસર આવીયો મનુષ્ય દેહ લાવીયો, ભકતી મુક્તીમાં વૈરાગ આવે.
વિવેક વિચાર કરી સત્ય વસ્તુ લહી, અંતર આત્મા ઓળખાવે. માન તું. ૧

હું તું મારૂં કહી જીવ જાડો થઇ, માયા અવિદ્યામાં અથડાવે,
તન ધન કાજ તું નીત્ય ફરતો ફરે, લોભ લાલચમાં ગોથાં ખાવે. માન તું. ૨
સ્ત્રી પુત્ર કરી કુટુંબ સંગ મેળવી, નાતી જાતીના અભીમાન લાવે,
ધન ખરચી ઘણું મોટપ મેળવી, હું જેવો બીજો તે કોઈ ન કહાવે. માન તું. ૩
માન અપમાનમાં તું તો ઘેલો થઇ, સાધુ સંગતમાં નાંહી આવે,
લક્ષ ચોરાસીના ભોગ તે ભોગવી, જન્મ ધરી ધરી દુઃખ પાવે. માન તું. ૪
સાધુ સંગત કરી સેજ કારજ સરી, અંતર આપદા મટી જાવે,
પરમાનંદ ગુરૂ દયાનંદ ભેટતાં, ભગતી મુકતીમાં ગોવીંદ ગાવે. માન તું. ૫

૨

સાધુ સંગત જે હરખી સેવા કરે, તેનો અવતાર સફળ થાશે,
આત્માનંદકું આપમાં ઓળખી, આવાગમન તેનો મટી જાશે. સાધુ સંગત–ટેક.
દેશ પરદેશમાં જીવ બહુ આથડયો, મોહ માયા કેરી જાળ પાસે,
કામ ક્રોધાદીક અહંકાર સંગમાં, આવ્યો અવતાર એળેજ જાશે. સાધુ સંગત. ૧
એળે અવતાર ગયો ફોગટ ફેરા ફર્યો, અમુલક દેહનો કીધો નાશ,
હરિગુરૂ સંતને મુર્ખે સેવ્યા નહિ, જમ કીંકરના હાથ જાશે. સાધુ સંગત. ૨
જમ કીંકર જ્યાં કરે તન તાપણું, ત્યાં નહિ કોઈ આપ પાસે,
સ્ત્રી પુત્રાદીક સંગ સાથે નહિ, કરેલાં કરમ તે ભોગવાશે. સાધુ સંગત. ૩
પ્રેમ પ્રીતે હરિ સંત સેવા કરી, નીત્ય આનંદમાં ગુણ ગાશે,
અંતર આપદા અભીમાન છાડવી, સદગુરૂ ચરણમાં મોક્ષ થાશે. સાધુ સંગત. ૪
સદગુરૂ ચરણમાં જે જઇ પહોંચીયા, આદ અનાદીના થઇને દાસ,
દયાનંદ સદગુરૂ પુરણ ભેટીયા, નામ નીરંતર કીધો વાસ. સાધુ સંગત. ૫

૩

નાંમ નીજાનંદ નીરમળ દેખીએ, મળ વિક્ષેપ તેના દુર થાશે,
અંતર આત્મા અનુભવે ઓળખી, ગગન મંડળ ઘર ગામ વાસ.
નામ નીજાનંદ. ટેક.

ગગન મંડળ ઘર ગુરૂ સાચા મળ્યા, જ્ઞાન દીપક રૂપે પ્રકાશ,
કામને ક્રોધ મોહ જ્યાંમેં દીસે નહિ, માયા અવિદ્યા ત્યાં નાહી ભાસ. નામ. ૧
જીવ માયા સંગે પાંચ પચીસમાં, ત્રીવિધી તાપ તન ભોગવાશે,
હરખને શોકમાં હાણ આવી ઘણી, અંતે જોતાં જીવ દુઃખી થાશે. નામ. ૨
સુખ દુખ માન અપમાન મનમાં લહી, ભવોભવ જીવ તું ભટકાશે,
સદગુરૂ સંત સાચા તને છોડવે, હું તું મારૂં તારૂં કરજો નાશ. નામ. ૩
હું તું મારૂં તજી ગુરૂ ગોવીંદ એક ભજી, સુરતી શબ્દમાં કીધો વાસ,
સાર શબ્દ જબ અંતર દેખીયા, લક્ષ અવાચ મન સ્થીર થાશે. નામ. ૪

લક્ષ અવાચ પદ જે નરને લીયા. ત્રીગુણાતીત ગુરૂગમ ગાશે.
દયારેનંદ ગુરૂ શુદ્ધ બ્રહ્મ લેખીયા, સ્વયં પ્રકાશ સીંધુમાં નહાશે. નામ. ૫

૪

સત્ય સોહં બ્રહ્મ આપે પરમાત્મા. પરારે પાર પરીબ્રહ્મ પોતે.
નામને રૂપ ગુણ જ્યામે દીસે નહિ. વિવેક વિચારી અનુભવે જોતે.
સત્ય સોહં. ટેક.

પંચમાહાભુતના પંડ પ્રગટ જુવો, જેવો પાણીતણો પરપોટો,
પળમાંહી ઉપજી પળમાં વણસી જશે, અંતે અદ્રષ્ટ થઇ થાશે ખોટો. સત્ય. ૧
નામ ને રૂપતે તેમાં પેદા થયા, જીવ ચિદાભાસ જનમ્યો જોતે.
હું તું મારૂં અણછતો બોલીયો, જુઠી માયા મનમાની લે તે. સત્ય. ૨
મનરે બુદ્ધી ચિત્ત અહંકાર સ્ફુરણા, પાંચું અંતઃકરણ કરતે ભુગતે.
દસુંરે દ્વારમાં વરતી ચૈતન થઇ, વિષય વાસનામાં ખાતે ગોથે. સત્ય. ૩
વાસના વશ થઇ જીવ વસની થયો, રાત ઓર દીનમેં લેતે દેતે.
આત્માનંદકી ખબર પાવ્યો નહિ, મોહ નીદ્રામાંહી જાઇ સોતે. સત્ય. ૪
આત્માનંદકું ઉર ઓળખાવીયો, સતગુરૂ સત સ્વરૂપ કહેતે.
દયાનંદ ચીદઘન રૂપ વીલસી રહ્યો. પુરૂષ પ્રકૃતીની પાર રહે તે. સત્ય. ૫

૫

જપ તપ કરમ કરી જોગ સાધન ધરી, આત્મા જ્ઞાનકુ નવ પાયો.
ખટમત પંથના મતમાં ભુલીયો, લક્ષ સ્વરૂપમાં નાંહી લાયો. જપ તપ–ટેક.

તીરથ જાત્રા કરી નવ ખંડમાં ફરી. હું તો વડોભલો સીદ્ધ થાયો.
મનમાં માન્યું જે કારજ હવે સુધર્યું, પ્રભુ કેરો પાર તે હુંજ લાયો. જપ. ૧
જેને ગુરૂ જેવા મળ્યા તેવે પંથે ચડયા, અંતર ભેદ તે નાંહી પાયો.
માયા પ્રપંચમાં જીવ ફુલ્યો ફરે, ગુરૂગમ વિના તે ગોથાં ખાયો. જપ. ૨
અગ્નીહોત્ર કરી પુન્ય મનમાં લહી, દાતા ભોક્તા થઈ જશ ગાયો.
પુનનાં ફળ તે સ્વર્ગમાં ભોગવી. અંતે જન્મી ફરી હેઠા આવ્યો. જપ. ૩
ભક્તી વેરાગ વિના નર જે આથડે, માહાત્મા પુરૂષનો સંગ ના થાયો.
પુરવના જોગથી જેને સદગુરૂ મળ્યા. સેજ સ્વરૂપમાં ચિત લાયો. જપ. ૪
ચિત ચૈતન કરી સુરતી નુરતી વરી, નામ નીરંતર લક્ષ પાયો.
દયારેનંદ પ્રગટ ભયો આતમા, મીથ્યારે સંશય મનનો મીટાયો. જપ. ૫

૬

જાતને ભાત ઓર વરણ આશ્રમમાં, મન માનીને માયામાં પેઠો,
પ્રપંચમાં પડયો અંધ કુપમે અડયો, સદગુરૂ સંતને નાંહી ભેટયો. જાતને–ટેક.

આત્મા ભુલીયો આવરણમાં ફુલીયો, ઇંદ્રી વિષયમાં સુખ દીઠો,
અલ્પ આયુષમાં સુખ દુઃખ ભોગવી, કલ્પીત કાયામાં રોવા બેઠો. જાતને. ૧

જીવ જન્મધરી અનેકવાર આવીયો, ફરી નીકળવાનો ન આવ્યો નેડો,
સત્ય શાસ્ત્ર સતગુરૂ માન્યા નહિ, ઉંચ ઓર નીચ અવતારે ગોઠયો. જાતને. ૨
નીચ ખર થાવીયો બોજો ઉઠાવીયો, પેટપર લકડીનો મારે લઠડો,
સ્વાર્થ થઇ રહ્યો ફેર ચરવા ગયો, ખરને ઓખર લાગે છે મીઠો. જાતને. ૩
બ્રાહ્મણ ક્ષત્રી ઓર વૈસ્ય શુદ્ર મળી, આશ્રમ ચાર વરતીમાં વેઠયો,
કરમ ઉપાસના પુનદાન કરી, સ્વર્ગમાં જઇ જીવ આવ્યો હેઠો. જાતને. ૪
ભ્રાંતીમાં જીવ તે એમ ભુલા પડયા, સદગુરૂ મળ્યા વિના આવ્યો ટોટો,
દયાનંદ સદગુરૂ સંત પુરા મળ્યા, તન મન ધન ચરણું મેં લોટયો. જાતને. ૫

---

## રાગ ગરબી ટુકડી રાહ.

૧

સખી આવ્યો મનુષ્યાદેહ, કારજ કરવારે, મારે હરીભજવાની છેહામ, ભવસાગર તરવારે
સખી આવરણના બહુ ઓટ, આવતી લેહેરેરે, માંહે જીવ મારે બહુ દોટ, કામ ક્રોધ ઘેર્યોરે
સખી મોહમાયાનો ફંદ, આવી લાગ્યોરે, માંહે મન રહ્યું છે મગન, જીવ નહિ જાગ્યોરે
સખી જાગ્યા તે સંતસુજાન, સમાગમ કરતાંરે, સદગુરૂજીએઆપીસાંન, આત્મઓળખતાંરે
સખી નાંમ નીરંતર નાવ, જઇ જે બેઠારે, તે તો ભવજળ પેલેપાર, દયાનંદ પેઠારે

૨

સખી નાંમ નીરંતર એક, જે જન ગાશેરે, તેના આવા ગમન નહોય, મોક્ષપદ થાશેરે
સખીમોહાપદમોક્ષઅવતાર મનુષ્યા દેહનોરે, નીજ આત્મતણો આધાર, સફળ ફર્યો ફેરોરે
સખીફરી આવ્યો ચોદલોક ત્રણલોકમાંહીરે, સખી ચોથે લોક નીસ્તાર, ચીદાનંદજાંહીરે
સખી સર્વ ચીદાનંદમાંહી, ચીદાનંદ સર્વેરે, છે આદ અંત મધ્ય એક, અનાદી શેખરે
સખી દયાનંદ પદ માંહી, આવરણનાંહી એકરે, એતો સબર બરાબરહોય, રૂપનાંહીરેખરે

૩

આવરણ અવિદ્યામાંહી, અનેકજીવ પડીયારે, જેમ પડયો પતંગ દીવામાંહી, જળીનેમળીયારે
દેહ ઇંદ્રી તણો વિકાર, સ્ફુરી રહ્યા જાંહીરે, લીંગ વાસ્ના તણે આધાર, જન્મ ધરેતાંહીરે
જીવ જન્યો છે ચૌદલોક, નીચઉંચ યોનીરે, કાંઇસ્વર્ગ મત્યુક પાતાળ, ગાંધર્વ મુનીમાંહીરે
એવા પારવીનાનાપરપંચમાં, જઇપડીયોરે, હવે આવ્યોતરવાનો દીન, મનુષ્યદેહ ધરીયો
સખી સદગુરૂ મળીયા શેખ, અવિદ્યા ત્યાગીરે, દયાનંદ કહે નીરધાર, ગુરૂગમે જાગીરે

૪

ગુરૂ વચન, નીરધાર લગન જેને લાગીરે, જેની સુરતી ખેલે સેજ માંહે, અનહદ વાગીરે
શબ્દ ઉઠ પરાપાર, પરા વાણી સ્થાપીરે, સખી પસંતીકરે પરકાસ, મધમા વાંણી વાગીરે
મધમાં ઘડીયો ઘાટ, શબ્દ બહુ બોલેરે, વેણ બોલે છે વૈખરી જાળ, રહી છે અણતોલેરે
ઓહં ઉઠ છે આદ, સોહં મે સમાવેરે, સખી ચંદા સુરજ દોનું સંગ, ત્રવેણી તાર લાવેરે
ઇંગલા પીંગલા નાડ, સુખમણા સાધીરે, દયાનંદ સેજશુન માંહે, સમાદી લાગીરે

૫

શુનમાહા શુનમાંહી, પ્રેમશુન પ્યારારે, સખી શુદ્ધ વસ્તુ શુદ્ધ સોય, અવિગત્ય ન્યારારે
સચરાચર નીરધાર, આધાર જગત માયારે, સખી શરવાતીત અલેક ખલક ઉપજાયારે
શબ્દાતીત સરૂપ, પ્રકાસીક પોતેરે, સખી ત્રીગુણાતીત અતીત, નીરંજન જ્યોતીરે
નાંમરૂપ ગુણ નાંહી. અરૂપ અવનાસીરે, સખી સાક્ષી ચૈતન ઘનસાર, પરમાનંદ વાસીરે
દયાનંદ દલમાંહી, નીરંતર દેખ્યારે, સખી અંતર આશા નાંહી, પુરણ બ્રહ્મ પેખ્યારે

---

## સરવડાં.

( પરગટ હીરો મારગમાં પડીયો એ રાહ. )

હરિગુરૂ સંતનો સંગજ કીજે, ચરણ કમળમાં શીશ ધરીજે,
આવા ગમન ત્યાં દુર કરીજે તો. સત્ય શબ્દ સુણી કાનમાંરે. ૧
શબ્દ સુણી અંતરમાંરે ધરીએ, પરવ્રતી પાછી પરહરીએ.
અગમ અગોચર ઘર જઇ કરીએ તો, ઠરીએ નીજ નામમાંરે. ૨
નીજનાંમ નીરવરતીને વહાલું, ત્રણલોકમાં ઉગડીયુંરે તાળું,
ચોથેલોક ચૈતન થઈ માહાલુતો, કુંચી આપી ગુરૂ જ્ઞાનમાંરે. ૩
ઉગડયુંરે તાળું ગેબી અજવાળું, શબ્દારેતીત અંતરમાં ભાળું.
તનમન મુકી અંતરમાંહે નીહાળુતો, નીરંતર નીસાંનમાંરે. ૪
નીરંતર એક નીરંજન એલે, આપો આપ અખંડ એકેલે,
પરમાનંદ પરમપદ મેળેતો, દયાનંદ દરસન કરીએરે. ૫

૨

ચાલોરે સંતો દરસન કરવા, નીત્યાનંદ નીરંજન મળવા,
આપું તજીને અખંડમાં ભળવાતો, સદગુરૂ સ્વાંમીને પુજીએરે. ૧
સદગુરૂ સ્વાંમી અભેદ બતાયો. ગુનાતીત ગોવીંદ ગુન ગાયો,
અક્ષરાતીત આત્મલવ લાવ્યોતો, ભવસાગરનો ભય ટળ્યોરે. ૨
ભય ટળીયો ભવસાગર કેરો, નીરભે નામ નીરંતર હેર્યો,
વિવેક વિચાર મનબુદ્ધીને ઘેર્યોતો, ચિત ચૈતનમાં મીલાવીયેરે. ૩
ચૈતન એક સકળ ઘટ વાસી, પાંચતીનમાં રહ્યોરે પરકાસી,
પુરૂષ પરકતી પાર આપ વિલાસીતો, શુદ્ધ સાગર સેજે ઉપન્યોરે. ૪
સેહેજે બ્રહ્મ સ્વતંતર માંહી, નાંમરૂપ ગુણજયામેરે નાંહી,
પરમાનંદ પુરણ બ્રહ્મ સાંહીતો, દયાનંદ દલ દેખીયારે. ૫

૩

સદગુરૂ વિના કોઇ પારનાં પાવે, સંત મીલેતો મોક્ષ મારગ બતાવે,
ભગ્તી ભાવ રૂદીઆમાં ભાવે તો, ભ્રાંતી ભાગે ભવ જન્મનીરે. ૧

નિત્ય સમાગમ સતસંગ કરીએ, સત્ય શબ્દ સુણી રૂદીયામાં ધરીએ.
વિવેક વિચારી વૈરાગે મન વરીએતો, મોક્ષ ઇચ્છા મારગમાં રે. ૨
નિત્ય અનિત્ય વિવેકજ કરીએ, કામ ક્રોધ લોભ મોહ પરહરીએ,
આશા ત્રસ્ના મુમતામાં નવ ફરીએતો, લક્ષારથ વસ્તુ લીજીએરે. ૩
લક્ષ અવાચ વસ્તુ જેને લીધો, શીલ સંતોષ સમાગમ કીધો,
સમતા સંમ મને પ્રેમરસ પીધોતો, અંતર આનંદ ઉપન્યોરે. ૪
અંતરજાંમી ચીદાનંદ આપે, ચૌદભોવન ત્રણલોકમાં વ્યાપે,
દયાનંદ શુદ્ધ સાક્ષી અમાપે, સદગુરૂ સંત મુખે જાંણીયું રે. ૫

૪

મનુષ્યાદેહ અમુલક પાયો, પુરવ જનમનોતો જોગજ આયો.
હરીગુરૂ સંતનો સંગ કરાયોતો, અહંકરતા ઉઠી ગયોરે. ૧
હું મારૂં કરી જગત બંધાયો, વિષય વાસ્નામાં જીવ વવાયો,
અજ્ઞાન અવિદ્યામાં જઇ રજળાયોતો, છુટવા વારો આવ્યો નહિરે. ૨
પરાપુરવ તારો જોગજ જાગ્યો, સતચીદાનંદ આતમ શુદ્ધ લાધ્યો,
સેજ શુનમાં લગની લાગ્યોતો, ગગન ગુફામાં જઈ રહ્યોરે. ૩
ગગન ગુફામાં ગેબીરે ગરજે. દસપાંચ તત્વની પાર તે દરસે,
તત્વાતીત સકળમાં પરસેતો, ઘટઘટમાં વ્યાપી રહ્યોરે. ૪
વ્યાપીક અરૂપ સરૂપ સત સ્વાંમી, રૂપગુણ વિના સ્વયંવર પાંમી.
દયાનંદ નીજનાંમ અનામીતો, પરમાનંદ પુરણ બ્રહ્મમાંરે. ૫

૫

પુરણ બ્રહ્મ અકળ અવિનાસી. પ્રેમશોનમાં પોતે પરકાસી.
જાતીભાતી વિના વિલાસત્તો, માહાશુનમાં મુખે બોલતારે. ૧
માહાશુનનો મરમ સદગુરૂ જાણે, જીવ અભાગીયો શું રે વખાણે,
અલપજ્ઞ અવિદ્યાને માણેતો, ભુલ્યો ભમે ભવ જાળમાંરે. ૨
ભમતાંરે ભમતાં ભગ્તીરે ભાવે, સંત મીલે સત્ય મારગ બતાવે,
આતમજ્ઞાન અનુભવ આવેતો, જન્મ મરણ છુટે સેજમાંરે. ૩
છુટેલા સંત જાહેર જુગમાં જાંણે, પરમારથ વસ્તુ પરમાંણે,
લક્ષારથ લવલીનમે આંણેતો, અરથ અલક્ષ અનંતમાં રે. ૪
અનંતાનંદ અગોચર પાયા, સરવાતીત સ્વરૂપમેં સમાયા.
દયાનંદ આનંદ ગુન ગાયાતો, પરમાનંદ પરમ ધામમાંરે. ૫

૬

આજ આણંદ ઉર અંતર ઉપન્યો, જગત દીઠયો એક રેનકો સુપનો,
શ્વાસોશ્વાસ અજંપા જપનોતો, દ્વંદાતીત ધરીએ ધ્યાંનમાંરે. ૧

ધ્યાતા ધ્યાંનધેય વરતી ધરીને, પરમાતા પ્રમાણુ પ્રમીતી કરીને,
ચિતચીદાનંદ સ્વરૂપે મળીનેતો, શુદ્ધ ચૈતન પ્રકાસમાંરે. ૨

ચૈતન એક અનેક થઇ ભાસ્યો, નામરૂપ ગુણુ બન્યો અધ્યાસો,
પરપંચમાંહે પડયો જીવ પાસોતો, આવરણુ માયાની આડમાંરે. ૩

આવરણુ આવી ઉરમાંરે અડીયું, વિવેક વિચારી વસ્તુમાં દુર કરીયું,
જાતીભાતી અહંપદ મન હરીયુંતો, સ્વજાતી જાત અજાતમાંરે. ૪

જાતવરણુ કુળ આશ્રમનાંહી, અકળ અજાત અખંડની માંહે,
દયાનંદ પરમાનંદ સાહેતો, પરમ ગુરૂ મળ્યા પ્રેમમાંરે. ૫

૭

પ્રેમ પુરૂષકા રસ્તાહે ન્યારા, અગમ અગોચર અપરમ પારા,
સાત સમુદ્રનાંહી વિસ્તારાતો, કોર કીનારો નાંહી પાળીરે. ૧

બ્રહ્મસાગર શુદ્ધ ભરપુર ભરીયો, અનંત લહેરી થઇ મનરૂપે ફરીયો,
ધાંમ અનેકમાં જડદેહ ધરીયોતો, વરીયો મોહ માયા માંહીરે. ૨

મોહ માયાનો ફંદજ મોટો, જુઠ જગત ઉપાવ્યો છે ખોટો,
વિષય વેપારમાં આવશે ટોટો તો, દેવાળુ કાઢી જશોરે. ૩

કીરપા ભઇજબ સદગુરૂ મળીયા, વણુજ વેપાર આત્મ જ્ઞાનમેં ભળીયા,
ત્રીગુણાતીત પદ તુરીયામેં ગળીયાતો, ત્વંપદ તતપદ ત્યાગતાંરે. ૪

બ્રહ્મ અસીપદ સ્વતંતર સાંહી, મનબુદ્ધી ચિત અહંકાર નાંહી,
દયાનંદ નીજનાંમની માંહીતો, અરસ પરસ દેદારમાંરે. ૫

૮

અરસ પરસ દેદારને નીરખો, અંતરજાંમી અનુભવે પરખો,
જીવ અનેકમાં વસીયો સરખોતો, હરખો નહિ માયા હેતમાંરે. ૧

હેત કરીને હરીગુણુ ગાવો, સત્ય શબ્દ શુણી સનમુખ થાવો,
રૂદીયા કમળમાં પ્રેમરસ પાવોતો, નહાવો નિત્ય આણંદમાંરે. ૨

નિત્યાનંદ પ્રકાસજ પાયો, મળ વિક્ષેપ સબી દુરજ થાયો,
આદ અનાદી અલેક લખાયોતો, પદીબ્રહ્મ શુદ્ધ પરસતાંરે. ૩

પરસ્યા સંત પારસનાંમ સેખ, લોહ મટી સોવરણુ રૂપ એક,
જીવ અવિદ્યાની મટી ગઇ ટેકતો, મોક્ષ મારગ માહા પદમાંરે. ૪

માહાપદ મોંઘા મુળનું જ્યાંહી, સંત મેળાવો મળીયો ત્યાંહી,
દયાનંદ પારમાનંદ માંહીતો, અનેક જીવ ત્યાં ઓધર્યારે. ૫

૯

ગુરૂ ગોવીંદ આજ કીરપારે કીની, આતમ જ્ઞાન અંતરમાંરે દીની,
વિવેક વીચારી અજ્ઞાન દુર કીની તો, શબ્દ અગોચર છાંણીયોરે. ૧

શબ્દ અગોચર સેજ શુનમાં, ઉનમુની લેઇ સમજ્યો મારા મનમાં,
હું તું મારૂં ભય ટળીયો તનમાં તો, આતમ અનુભવ જાગીયોરે. ૨

મૃતીકા એક ઘાટ બહુ કરીયા, નામરૂપ અનંત તે ધરીયા,
મોહ માયામાં જીવ જઇ ફરીયા તો, નીસરવાનો વારો નાવ્યોરે. ૩

પાણીતણો જેવો પરપોટો, જીવ થઈ અંતે થયો ખોટો,
મનુષ્યાદેહ ધરી આવ્યો ટોટો તો, સંત સંગતમાં ન આવીયોરે. ૪

સંત સંગતમાં જે નર મળીયા, દેહ અભીમાન અહંકારથી ટળીઆ,
ભકતી વૈરાગમાં જે જઈ ભળીયા તો, નીરમળ દશા દયાનંદનીરે. ૫

૧૦

નીરમળ દશા જેના ઉર પ્રગટી, બ્રહ્મજ્ઞાન આનંદમાં રે અટકી,
મળ વીક્ષેપ દુર થયા છટકી તો, મોક્ષ મારગમાં તે આવીયોરે. ૧

બંધ રે મોક્ષ જેના ઉર નાંહી, અખંડાનંદ ગુરૂ વસીયા જ્યાંહી,
કળા અકળ તે આપ ગુસાંહીતો, દેખ્યા પુરણબ્રહ્મ છેકમાંરે. ૨

કળા માયા કરતારૂપ થઇને. આશા ત્રસ્ના વહેવારમાં વહીને,
જીવ કરમ કરે ઇંદ્રીનેલેઇને તો, વિષય વીકારમાં સ્ફુરીયારે. ૩

વિષય વિકારમાં જે નર પડીયા, અજ્ઞાની થઇ અંધારેરે અડીયા,
કામ ક્રોધ લોભ મોહના ભરીયા તો, શીલ સંતોષ દયા નાંહીરે. ૪

સત ધર્મ દયા સંતે બતાવી, સમજ શાંન સુરતીમાં લાવી,
રાગ દ્વેષ સર્વે દીયા ઉઠાવી તો, દયાનંદ પ્રેમ આનંદમાંરે. ૫

૧૧

મનુષ્યાદેહ અમુલક પાયો, કોટી પુન્ય કરી જન્મ ધરાયો,
સંત સમાગમ જે નર ગાયો તો. રામ ભજન કરો ભાવમાંરે. ૧

શુદ્ધરે ભાવ રાખો મનમાંહી, દુરમતી વાસ્ના અંતરમાંરે નાંહી,
મનછા વાચા કરમણા માંહી તો, રાખો હરીના હેતમાંરે. ૨

હરિગુરૂ સાથે હેતજ કરીએ, આવાગમન ફેરા નવ ફરીએ,
કોટી જન્મનાં કારજ સરીએ તો, ભય ભાગે જમરાયનોરે. ૩.

ભય ભાગ્યો અંતરજામી મળીયા, બહાર ભીતર નીરંતર ભળીયા,
બ્રહ્માકાર વરતી શુદ્ધ વરીયા તો, સદાનંદ આણંદમાંરે. ૪

ગુરૂ પરમાનંદ પરમ સ્નેહી, આપોઆપ રહ્યા છો વીદેહી,
દયાનંદપર કીરપા કેહી તો, જુગતી બતાવી જગદીશનીરે. ૫

૧૨

ઉત્તમ જન્મ ધર્યો નર દેહે, સંત સમાગમ કર્યો સ્નેહે,
પરાપાર વસ્તુ સાક્ષી વીદેહીતો, ભેદ બતાયો અભેદમાંરે. ૧

વેદ ચાર માંહે ભેદ બતાયો, પરાવાણી રૂગવેદ જપાયો,
યજુરવેદ પસંતીમાં ગાયો તો, અહંબ્રહ્માસ્મી શોજમાંરે. ૨
શાંમવેદ મધ્યમાં વાણી થાપી, જ્ઞાનરે ઘટ અનેક ગુણ વ્યાપી,
વિદ્યા અવિદ્યા ઘટોઘટ આપી તો, જગત ભુલાયો મોહજાળમાંરે. ૩
વૈખરી જાળ વાણી મુખ બોલે, અથરવેદ અથર રહ્યો ડોલે,
પળ પળ વરતી પરવતીને બોલે તો, નીરવરતી ના જાણે નાથરે. ૪
વેદ વાણીપાર નાથ નીરંજન, લક્ષ બતાયો ગુરૂ પરમાનંદ,
દયાનંદ શુદ્ધ ચૈતન દરશન તો, બ્રહ્માનંદમાં ભળી ગયારે. ૫

૧૩

નાથ નીરંજન અવિગત આપે, દસુ દીશામાં અનામી અમાપે,
નામ રૂપ ગુણ નહિ ત્યાં થાપે તો, આપોઆપ પ્રકાશીયારે. ૧
પાચ પચીશ વરતી જ્યાંએ નાંહી, તીન તેત્રીશ રહીત અસમાની,
ત્રીવિધી તાપ ટળ્યા તનમાંહી તો, લક્ષ ચિત ચૈતનમાંરે. ૨
ચૈતન એક અનંતરૂપ ભાસ્યો, આપ અરૂપ અદ્વૈતમાં પ્રકાસ્યો,
સુરીયકીરણ નામ એકમાં વાસ્યો તો, પોતે પોતામાં મળી રહ્યોરે. ૩
મળી રહ્યો મરમ વસ્તુને જાણી, દ્વૈત રહીત અદ્વૈત પરમાણી,
દ્વંદાતીત રહ્યા અંતરજામી તો, પરમારથ પરમાત્મારે. ૪
પરમારથ પરમાનંદ મળીયા, સદગુરૂ શબ્દથી કારજ સરીયા,
દયાનંદના ગર્ભજ ગળીયાતો. લક્ષ કુદરત બ્રહ્મ લેઇનેરે. ૫

---

## રવેણી.

### રાગ ચોપાઇ. ૧

પ્રથમ નમું ગુરૂ ગણપતી દેવા, ચરણ કમળ નીજ કરૂં નીત્ય સેવા;
શરણે તુમારે આવ્યો હું સ્વામી, રાખો અશરણ શરણ નીજ નામી.
ભાવ ભક્તી ભજન શુદ્ધ દીજે, પુજા સેવા સનમુખ કીજે;
શીલ સંતોષકા જળરે ચડાવું, સમતા ભાવ ચિત ચંદન લગાવું.
પ્રેમનાં પુષ્પ અક્ષત ધુપ દીપ, નવ નાડી નૈવેદ નવવીધ;
અષ્ટ માહાસિદ્ધી આરતી જબ કીજે, લક્ષ પુષ્પાંજળી વેદ મંત્ર ભણી જે.
વેદકો ભેદ અભેદ સુળમાંહી, અહંબ્રહ્માસ્મી નીરંતર સાંહી;
દયાનંદ ગુણ ગણપતી ગાયા, ગુનાતીત ગોવીંદ મેં સમાયા.

### સાખી.

ગુણાતીત ગોવીંદમાં, ગુરૂ ગણપતી એક ગાય;
દયાનંદ લક્ષ લીજીએ, તો આપુ આપમાં સમાય. ૧

## ચોપાઇ ૨.

હરીગુરૂ સંત સમાગમ કીજે, ચરણ કમળમાં શીશ ધરી જે;
સેવા સમરણ કીજે સારો, હરી ભજનમાં સુરતી સમારો.
ભગ્તી મુક્તી વૈરાગ મન લાવા, આશા ત્રસ્ના કલ્પના અભાવા;
મંન્છા વાચા કરમણા ત્યાગી, શુદ્ધ ચૈતન સાક્ષીમાં લાગી.
સત્ય શબ્દ સદગુરૂજી સુણાવ્યો, અંતર આત્મા લક્ષ લાયો;
વેદ વાણીપાર અલેક લખાયો, લક્ષરે ચોરાસીકો બંધણ છોડાયો.
છુટયો અહંકાર ઓર મુમતા મારી, આત્મ જ્ઞાને કરી અવિદ્યા જાળી;
દયાનંદ દલ લગન તાળી લાગી, સુરત નુરત નીસાન જઇ વાગી.

### સાખી.

હરીગુરૂ સંત જયાં એક છે, સત્ય શબ્દ સત્ય સાર,
સુરત નુરત નીસાનમેં, દયાનંદ નીરધાર. ૧

## ચોપાઇ ૩.

સુરત નુરત શબ્દસાંન લીધી, પુરણ બ્રહ્મ ગુરૂ કીરપા કીધી;
શુનમંડળમાં સહેજ બસાઇ, નાથ નીરજંન નીરંતર પાઇ.
ઉત્પતી સ્થીતી પરલે જ્યાંનાંહી, અચળક ઇશ્વર ઇચ્છા ત્યાં થાઇ;
ઇશ્વર એક અનેક હોઇ આયે, ભાત ભાતકે નાંમરૂપ ગાયે.
પુરૂપ પકરતી જબ ઉતપત ભયેઉ, પંડ બ્રહ્માંડ સકળ સબ કહેઉં;
જીવશીવ ઉપાદી દોનું સ્થાપી, માયા અવિદ્યા અહંકાર રહ્યો વ્યાપી.
પાંચતત્વ ગુન તીન પસારા, શ્રષ્ટી રચવાને કીયો વિચારા;
વ્યષ્ટી સમષ્ટી દોનું કછુ નાંહી, દયાનંદ મુળ શુદ્ધ બ્રહ્મ માંહી.

### સાખી.

મુળમાં બ્રહ્મ મુળમાં રહે, આદ અંતમધ્ય શેખ,
વ્યષ્ટી સમષ્ટી ઇશ્વર તણી, જીવશીવ દોનું એક. ૧

## ચોપાઈ ૪.

મુળરે વસ્તુ નીરંતર માંહી, આદરે અંત કહી નવજાઇ;
મધમાં માયા અવિદ્યા દેખાઇ, નાંમરૂપ ગુણ જીવ સંગલાઇ.
તમોગુણે દસમાત્રા કહાવા, રજોગુણે દસ ઇંદ્રીરે લાવા;
સતોગુણે અંતઃકરણ ચાર, મનબુદ્ધી ચિત ઓર અહંકાર.
એ ચોવીસ તત્વનો પંડ પરખાયો, પચીસમોરે જીવ માયામે ભુલાયો;
છવીસમોરે સ્વતંતર સાંહી, અક્ષરાચીત બાવન બાર માંહી.
વ્યષ્ટી સમષ્ટી દોનું કહેવાઇ, જીવ ઇશ્વર ઉપાદી ગાઇ;
વસ્તુ જોતાં સ્વરૂપ એક હોઇ, દયાનંદ જીવશીવ નાંહી દોઇ.

## સાખી.

જીવશીવ કહેવા નહિં. બાવન અક્ષર બહાર,
બાવનનો વિસ્તાર કહું. તેપન એલે પાર. ૧

## ચોપાઇ ૫.

સતચિત આનંદ વસ્તુ છે છેક, નેહ અક્ષર નીજ નામ છે એક;
અક્ષરાતીત અક્ષર હોઇ આયે, બાવન અક્ષર દેહ બનાયે.
બાવન અક્ષર કહું તે બીચારા, સુણીલ્યો શુદ્ધ ચિત્ત મન એક તારા;
શબ્દ માત્રાસે આકાશ ભયેઉ. શ્રવણ વાયક ઇંદ્રી દોનું કહેઉ.
સપરસ માત્રાસે વાયુ આયા, ત્વચા ઇંદ્રી કર દોનું લખાયા;
રૂપ માત્રાસે તેજ પ્રકાશ્યા, ચક્ષુ ઇંદ્રી ચરણ તેના દાસા.
રસ માત્રાસે જળ રહાયા. જીભ્યા ઇંદ્રી લીંગ શ્રીઇ ઉપાયા;
ગંધ માત્રાસે પૃથ્વી હોઇ. નાસીકા ઇંદ્રી ગુદા મુળ જોઇ.
પાંચુ જ્ઞાન પાંચુ અજ્ઞાના, દેવ વિષય આપોઆપ સ્વસ્થાનાં;
દીર્ઘદેવ વિષય શબ્દ શુંણાવે, મુખ વાણી વિષય અગ્ની બોલાવે.
વાયુ દેવ ત્વચા કોમળ કઠારતા, કર ઇંદ્રી ઇંદ્ર કરમ કરંતા;
સુર્યદેવ ચક્ષુરૂપ દેખાવે. ચરણ વિશ્નું આવાગમનમેં ધાવે.
વરૂણદેવ રસના રસ લેવે, ઉપસ્થ બ્રહ્મા મૈથુન વિષય દેવે;
નાસા સુગંધી અશ્વની લેવે વાસા, ગુદા યમ મળ વીશ્રગ જાસા.
ઇંદ્રીદેવ વિષય દશ રહ્યાં માંહી. એ ત્રીપુટી જાળ બંધાયો તન તાંહી;
સુણો સ્ફુરણા અંતઃકરણ ચારા, મન બુદ્ધી ચિત્ત ઓર અહંકારા.
મન ઇંદ્રી ચંદ્રદેવ માંહી, સંકલ્પ વિકલ્પ ઉઠ તાંહી;
બુદ્ધી ઇંદ્રી બ્રહ્મા દેવ તેના, વિષયઘાટ નીશ્ચે કરી લેના.
ચિત્ત ઇંદ્રી ચીંતવન વિષય જ્યાંહી, ઇશ્વર દેવ રહ્યા તેની માંહી;
અહંકાર ઇંદ્રી રૂદ્રદેવ રાતા, અજ્ઞાન અવિદ્યા અભિમાને માતા.
ચૌદરે ઇંદ્રી ચૌદ દેવમાંહી, વિષય ચૌદ વસ્યા તે જાંહી;
બેતાલીશ અક્ષર ત્રીધા ભાગે કહ્યા, ચૌદ ત્રીપુટી નામ ધરી રહ્યા.
તમોગુણ તત્વ પાંચમાં આયો, રજોગુણ દશ ઇંદ્રી ઉપાયો;
સતોગુણ દેવ ઇંદ્રી ચારા, સ્ફુરણ પ્રકરતી પુરૂષ બીસ્તારા.
બાવન અક્ષર બુદ્ધી પસારા. ત્રેપન સાક્ષી ચૈતન રહ્યા ન્યારા;
ચૈતન એક અનેક હોઇ આયે. નામરૂપ ગુણ જગમે લખાએ.
આપે અરૂપ સ્વરૂપ સત સાંહી. જગત ઉપાદી કહ્યું વામે નાંહી.
દયાનંદ પુરણ બ્રહ્મ પેખ્યા, અંતર છોડી નીરંતર દેખ્યા.

## સાખી.

નીરંતર અંતર નાંહી, સબમે વ્યાપીક સોય,
દયાનંદ આનંદમે, ગુણ નીરગુણ બ્રહ્મ જોય. ૧

## ચોપાઇ ૬

નીરગુણ બ્રહ્મ નીરંતર માંહી, પુરણબ્રહ્મ પરસલ્યો તાંહી;
અખેમંડળમાં આસન કીના, અક્ષરાતીત અક્ષર લવલીના.
ચૈતન એક અનેક રૂપ ભાસ્યા, અનેક નામરૂપ એકમાં સમાયા;
અચળક જીવ જન્મ ધરી આયો, જાત વર્ણાશ્રમ જગ ગાયો.
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શુદ્ર કીના, બ્રહ્મચારી ગ્રહસ્થ વાનપ્રસ્થ સન્યસ્થ લીના;
ચાર વરણ ચાર આશ્રમ કીધા, પોતે પોતાનો ધરમ માની લીધા.
કરમ ધરમ કલ્પના મને થાપી, પાપ પુન તીરથ ફરવા આપી;
ફરતાંરે ફરતાં જન્મ તે ગુમાયો, સાધુ સંગત કબુવે ના પાયો.
કરણી કરમ પુરવ લેખ હોય. વીરલા સાધુ મીલે જાકુ સોય;
સાધુ મીલે સત શબ્દ સુણાવા, સુરત નુરત મીલી નીસાન ગ્રહાવા.
દયાનંદ મુળ મરમ મન માંહી, દરસ પરસ દેદાર દરસ ત્યાંહી;
પરમાનંદ પુરણ મીલ્યા જ્યાંહી, નીરાધાર જ્યોતી નીરંજન સાંહી.

### સાખી.

નીરાધાર આધાર નાંહી, સ્વયં જ્યોતિ પ્રકાશ.
જાત વરણ જ્યામે નાંહી, આદ અંત મધ્ય અવિનાસ. ૧

## ચોપાઇ ૭.

અવનાસી અવતારમેં ન આવે, પરાપાર સ્વતંતર રહાવે;
કારણ કાર્ય કછુ જ્યામે નાંહી, જીવ ઇશ્વર રહીત સત સાંઇ.
સેજ સુભાવ જગત જુઠ ભાસ્યા, વરતી ચેતન કરી અંતર આશા;
આશા ત્રસ્ના કલ્પના વાધી, જીવ ઇશ્વર થઇ કીધી ઉપાધી.
જીવ અવિદ્યા ઉપાદીમાં પેંડા, દ્રષ્ટ પદારથ રૂપ જબ દીઠા;
દ્રખીમોહ લાગ્યો મનમાંહી, જુઠ પરપંચમાં પડીયો ત્યાંહી.
પરપંચમાંહી પીલાયો પ્રાણી, ભવસાગરકી ભમીયો ખાંણી;
લક્ષ ચોરાસી ઘાણી ફરી આવ્યો, મનુષ્યાદેહ અમુલક પાયો.
દેહ અમુલ્ય અમુલ્ય આતમરાંમ, એ દોનું થકી સુધરીયો કામ;
સદગુરૂ સંત મીલે સુખ હોય, જડચૈતન વિચાર કરી જોય.
દેહ જડ અનીત્ય નિત્યનાંહી, સાક્ષી આત્મા પ્રકાસીક માંહી;
ચીદાનંદ સકળમેં વ્યાપ્યો, ઘટઘટ પોતે અવઘટમાં થાપ્યો.
દયાનંદ ગુરૂકળા બતાઇ, કળા અકળ રૂદે ઉનમુન લાઇ;
ઉનમુની વસ્તુ રહી છે છેક, વાચ રહીત અવાચ નામ એક.

### સાખી.

વાચ અવાચ દોનુ નહિ, છે આદ અંત મધ્યમ એક,
જુઠ જગત જ્યામે નહિ, રહે દયાનંદ વિશેષ. ૧

## ચોપાઇ ૮.

વિશેષ વસ્તુ વિચારો મનભાઇ, સતચિત આનંદમેં ગુન ગાઇ;
અસ્તી ભાતી પ્રિય બ્રહ્મએક, નામરૂપ ગુણ કહું વિવેક.
સત કહુ જબ અસત દેખાવે, અસત નાંહી સત્ય વસ્તુ રહાવે;
ચૈતન કહુ જબ જડહી ભાસે, જડનાંહી ચીદ ચૈતન પ્રકાસે.
આનંદ કહુ તો શોકહી થાવે, શોક નહિ આનંદ સુખ થાવે;
સતચીત આનંદ આતમરૂપ પોતે, અસત્ય જડદેહ દુખરૂપ જોતે.
નામરૂપ ગુણ માયા ઉપાયો, અસ્તી ભાતી પ્રીય વસ્તુમાં સમાયો;
માયા જીવ અલ્પ મધ્ય જાયો, કરતા કરીયા કરમમેં બંધાયો.
અનેક જીવ ત્રીલોકીની માંહી, ફરતા આવે જુગ જુગ જાંહી;
જુગોજુગ જીવ ધર્યા અવતારા, સાધુમીલે જબ ભવ ઉતરે પારા.
સત્ય શબ્દસાંન સુરતિ લગાયો, મહાશુન કુટસ્ત બ્રહ્મપાયો;
વિવેક વિચાર દયાનંદ કીધો, આપ અરૂપ સ્વરૂપમેં સીધ્યો.

### સાખી.

સ્વયં સરૂપ પ્રકાસહે, રૂપ અરૂપ નીરધાર,
ગુણ માયા જ્યાંમે નાંહી, ત્યાં દયાનંદ નીજવાસ. ૧

## ચોપાઇ ૯.

અરૂપ અવકુટ આપ અનામી, દસુ દીસામાં પરગટ સ્વામી;
ભેદ તુમારો કોઇ ન પાવે, ભેદયા વિના વસ્તુ હાથ નાં આવે.
ચૌદલોકમાં ફરી ફરી આવ્યો, આત્મ જ્ઞાંન ત્યાંથી ન પાયો;
જોગી જંગમ જટાધારી જોયા, તપીયા તપ કરી કરી રોયા.
કોઇકે હાથમેં તુલસીરે વાવ્યા, તોહે હરિ તેના નજરે ન આવ્યા;
કોઇક ઉંધે મુસ્તક અગ્ની ઝુલાવા, તાંહાં કોઇ ન આવ્યું છોડાવા.
કોઇક હઠ સમાદી ચલાવા, કોઇ સુર સરોદા સધાવા;
કોઇક તંબુરા તાન બજાવે; ઘરોઘર નાચી કુદી પેટભાવે.
કોઇક સેવડા હોત સંનાસી, કોઇ કથા કીરતન બહુગાસી;
કોઇ દુરવેસી દુર વતાવે, અગમ પંથ જે વીરલા પાવે.
માયાકે કાજ ધર્યા સબીવેખા, પરપંચ માયામાં પડયા સૌ ભેખા;
ભટકયા બહુ અજ્ઞાન અંધારે, સંત મીલે તો શુદ્ધ જ્ઞાન બતાવે.
જ્ઞાન વિના મુગ્તી નહોવે ભાઈ, સદગુરૂ મુખથી સુણો ચિતલાઇ;
શ્રવણ સુણી મનન કરી લેવે, નીજ અધ્યાસ બ્રહ્મ ભાવમેં રેહેવે.
દયાનંદ બ્રહ્મ ભાવના સાધી, રૂદે કમળમાં પ્રીત ઘણી વાધી.

## સાખી

પ્રીત કરી પ્રભુ મીલે, પ્રીતસેં સબ કુચ હોય,
પ્રીત વીના ખાલી પડે, એળે જન્મારો ખોય.

## ચોપાઈ ૧૦.

પ્રીત પુરવનીરે કીધી આજ, આદ પુરૂષ મીલીયા માહારાજ;
પ્રીત કરી પુરષોતમ પાયે, ગજ ગુણકા રોહીદાસ ગુણ ગાયે.
મીરાંબાઇનાં માન વધાર્યાં, ઝેર પીધું વહાલે મીરાંને ઉગાર્યાં;
સભાબીચ દ્રુપદી ઉભી થાડી, નવસેં નવાણું ચીર પુરીયાં મોરારી.
પ્રીતો કરી પરીબ્રહ્મ પધાર્યા, દુરજોધનકા અભીમાન ટાળ્યા;
ધ્રુ પ્રહેલાદ પ્રીતો કરી પુરી, નીરંજનનાથ મીલ્યા ત્યાં હજુરી.
જનક વિદેહી ઓર ગોપીરેચંદા, પ્રીતો કરી રહ્યા ઉર આણંદા;
સનક સનંદન સનંત કુમાર, સનકાદીક ચારૂ ચરણનાદાસ.
પ્રીતો કરી પરમેશ્વર પાસે, અખંડ ચરણમાં કરતા નીવાસ;
ગોરખનાથ કબીર સત્ય સારા, પ્રીત્યો કરી ભવ ઉતરે પારા.
અનેક સંત ઓધ્ધરીયા જ્યાંહી, પ્રીત્યો કરી પરમાત્મા માંહી;
સદગુરૂ સંત મીલે સુખ હોય, પ્રીત્યો કરી ભવોભવનાં દુઃખ ખોય.
પ્રીત્યો કરી પરમાનંદ મળીયા, દયાનંદ દલ પ્રેમકા ભરીયા;
ભરીયા બ્રહ્મ સકલ ઘટમાંહી, દયાનંદ અવઘટમાં ગુસાંહી.

## સાખી.

અવઘટ બ્રહ્મ ભરપુર રહે, કોર કીનારો નાંહી,
જેસા ઘટમાં આકાસ હે, વ્યાપી રહ્યો જુગ જ્યાંહી. ૧
જુગ સચરાચર શ્યામસદા, આદ અંત મધમાંહી,
અલક અનાદી આત્મા, ત્યાં ખલક દયાનંદ નાંહી. ૨

## ચોપાઈ ૧૧.

અલક ખલક નીરંતર માંહી, અલક વીના ખલક કચ્છુ નાંહી;
અલકસેં સેજ ખલક હોઇ આયે, સોહી ખલક અલકમાં સમાયે.
જેસે પૃથ્વી તત્વ છે એક, મટ્ટીમાંહી ગુણ ઘાટ અનેક;
ઘાટરે ભાગી મૃતીકા હોઈ જાવે, પૃથ્વી તત્વ એસોહી રહાવે.
તત્વ તોય જળથીર મન થાય, લહેરી તોરંગ અનેક ઉઠીઆયે;
લહેરી તોરંગ સમાવે જળમાંહી, સ્થીર જળ રહેવે લહેરી દીસેનાંહી.
તેજરે તત્વ પ્રકાસ આપો આપ, સુર્ય એક કીરણ બહુ વ્યાપ;
કીરણ સુર્ય જુદે કચ્છું નાંહી, સુર્ય પ્રકાસીક તેજ તત્વ માંહી.
વાયુ નીરંતર સ્થીર વરતી વરતો, દેહ પ્રાંણ વંટોળીયો ફરતો;
પ્રાંણ વંટોળીયો છુટી જબ જાવે, વાયુ નીરાકાર નીરંતર રહાવે.

આકાશ તત્વ પોલશુન જાંણી, શબ્દ ગુણ આકાસ બોલે વાણી;
વાંણી એક અનંત મુખે ગાવે, અનંત મુખ આકાસમાં સમાવે.
સમ્યક વસ્તુ આકાસ કહેવા નાંહી, ખલક સમાયો માહાશુન માંહી;
માહાશુન સાક્ષી કુટસ્તબ્રહ્મ છેક, આપો આપે અખંડ અલેક.
દયાનંદ ચૈતન શુદ્ધ પાયા, ગુરૂ મીલે બ્રહ્મ ભેદ બતાયા.

## સાખી.

ગુરૂ મીલ્યા કયું જાંણીએ, મનકી ભરમના મીટ જાય,
દયાનંદ દલ દેખીયા, અલક નીરંતર ગાય. ૧

---

## રાગ ઠુમરી.

૧

તું આવ્યો જુગ જોવાને મન મોહવાને, વળી બેઠો છે કરી રોવાનેરે.
તું આવ્યો છે.
જીવ તું તો જન્મ ધરીને. પ્રપંચમાંહી પરોવાને.
નારી સંગે નેહ કરીને, આવ્યો અવસર ખોવાને. તું આવ્યો. ૧
ભવસાગર ભવ બંધાયો, આવ્યો તો ભવ તરવાને,
કામ ક્રોધ લોભમેં લપટાયો, ફેરા ચોરાસી ફરવાને. તું આવ્યો. ૨
સંત સમાગમ કીધા વીના, બુદ્ધિ ગઇ તારી ચરવાને.
મોહ માયાનો સંગ ન મુકયો. ગર્ભ વાસમેં અવતરવાને. તું આવ્યો. ૩
ભજન કરી ભવસાગર તરીએ, સદગુરૂ સંતોને મળવાને.
આત્મજ્ઞાન બતાવે સદગુરૂ, આપ સરૂપ ઓળખવાને. તું આવ્યો. ૪
આપ સરૂપ અરૂપ ઘર એહી, સેહેજ શુનમાં ભળવાને.
દયાનંદ દલ ભીતર દેખ્યા, નામ નીરંતર તરવાને. તું આવ્યો. ૫

૨

મન મુરખ તું સમજયા વિના, આપે અવળો ચાલેરે,
કામ ક્રોધ કલ્પના કરીને, મોહ નીદ્રામાં માહાલેરે. મન મુરખ–ટેક.
મોહ નીદ્રામાં મન બંધાયો. વિષય વાસના માંણીરે,
માત પિતા કુળ કુટુંબ કરીને, સંકલ્પ વિકલ્પ આણીરે. મન મુરખ. ૧
ઘર ધંધો ધન ધ્યાન ધરીને, પાપમેં પડીયો પ્રાણીરે,
જુઠ સાચ કરી ધન મેળવીયું, અધરમની એધાંણીરે. મન મુરખ. ૨
ધરમ શાસ્ત્રની વાત ન જાણે, પર નીંદા પરમાણેરે,
કુડ કપટ કલ્પના ઝાઝી, પરઘેર જઇને માણેરે. મન મુરખ. ૩
સંત સાધુ શીખામણ આપે, શ્રવણે ન સુણે કાનેરે,
માન વડાઇ આપું માનીને, જીવ રહ્યા છે અજાણેરે. મન મુરખ. ૪

વિવેક વિચાર આવે જ્યારે મનમાં, સદગુરૂ શબ્દ જાણુરે,
દયાનંદ ચૈતન થઇ જોયું, આપ સરૂપ વખાણુરે. મન મુરખ. ૫

૩

બુદ્ધી બહુ રૂપ નામ ધરીને, ભવમાં ભટકાણીરે,
જાત વરણ ભવ ભેદ પાડીને, અજ્ઞાનમેં અટકાણીરે. બુદ્ધી. ટેક.

જડ ચૈતન વિચાર ન કરીયો, અંધારે અથડાંણીરે.
નામ રૂપ ગુણ નીશ્ચે કરીને, પહોળી થઇ પથરાંણીરે. બુદ્ધી. ૧

પંચભુત તન દેહ ધરીને, ઘાટ અનંત ઘડાંણીરે,
પ્રપંચમ માંહી મન પરોવી, વીખીઆકારમાં વવાણીરે. બુદ્ધી. ૨

વિખીઆકાર વણસીને જાશે. તેમાં તું શું રે કમાણીરે,
આત્મ લક્ષ લીયો નહિ ઉરમેં, ભરમના માંહી ભરમાણીરે. બુદ્ધી. ૩

ભુલ ભરમના ભવની ભાગી, અંતર જોયું જાગીરે,
સંત સમાગમ નીસદીન કરતાં, વ્રતી અગમ ગતી લાગીરે. બુદ્ધી. ૪

અગમ અગોચર સદગુરૂ મળીયા, વસ્તુ આદ્ય વૈરાગીરે,
દયાનંદ શુદ્ધ બુદ્ધ બિચારી, જડ ચૈતન એકરાગીરે. બુદ્ધી. ૫

૪

ચિત્ત ચીદાનંદ સમરણ કરીએ, પરવરતી પરહરીએરે,
નામ નીરંતર નીશ્ચે કરીને, અંતરમાં ઠીક ઠરીએરે. ચિત્ત. ટેક.

અંતરમાં અજ્ઞાન અવિદ્યા, વિવેક વિચારે દુર કરીએરે,
પાંચ પચીશ પ્રકૃતી ત્યાગી, પરમારથ પરવરીએરે. ચિત્ત. ૧

પરમારથમાં પ્રીતો કરીને, ધ્યાન ધીરજ ધુન્ય ધરીએરે,
પરીબ્રહ્મ પરમાત્મ દેખી, સુખ દુખથી નવ ડરીએરે. ચિત્ત. ૨

સુખ દુખ દરીયો જાળ જગતમાં, વહેતાં પુરે નવ વહીએરે,
થીર વરતી નીરવરતી કરીને, સુરત નુરત બ્રહ્મ ભળીએરે. ચિત્ત. ૩

બ્રહ્મસાગર શુદ્ધ સ્વતંતર માંહી, નામ રૂપ ગુણ નાંહીરે,
આપ અરૂપ અખંડ અવિનાશી, સાક્ષી કેવળ બ્રહ્મ જાંહીરે. ચિત્ત. ૪

સ્વયં સરૂપી સ્વેય પ્રકાસી, સ્વેય ચૈતન ઘન વાસીરે,
દયાનંદ દલ ભીતર દેખ્યા, હું મારૂં ગયું નાસીરે. ચિત્ત. ૫

૫

અગમ અગોચર બ્રહ્મ અકરતા, આદી ઓહંકાર આયોરે,
પુરૂષ પ્રકરતી દોનું નામ ધરીને, માહાતત્વ કહેવાયોરે, અગમ. ટેક.

માહાતત્વ અહંકાર કરીને, ગુણ તીનુમેં છાયોરે,
બ્રહ્મા વિશ્નુ મહેશ્વર દેવા, પંડ બ્રહ્માંડ ઉપાયોરે. અગમ. ૧

ભુત પંચપંડ પ્રગટ પ્રકાશી. સકળ વિશ્વ જીવ જાયોરે,
આત્મ એક અનેક હોઇ આયે, નામરૂપ ગુન ગાયોરે. અગમ. ૨

નામ રૂપ ગુન ચૌદ ભોવનમાં, હુંએ મારૂં બંધાયોરે,
મોહ માયા મુમતા બાંધીને, ભવજળ જગમેં આયોરે. અગમ. ૩

જુગ સચરાચર દરશન કરતાં, સંત સમાગમ પાયોરે,
આતમજ્ઞાની સદગુરૂ મળીયા, તત્વાતીત્ત બતાયોરે. અગમ. ૪

તત્વ વસ્તુ શુદ્ધ સાગર ભરીયો, ગુનાતીતગમ પાયોરે,
દાતા ભોગતા કરતા નાંહી જ્યાંમે, દયાનંદ વીલછાયોરે. અગમ. ૫

૬

પ્રકરતી પરીવાર પુરૂષથી, અખંડ ખેલ રચાયોરે,
અનેક જુગથી જીવ જનમતો, પાર કોઇ નવ પાયોરે. પ્રકરતી. ટેક.
પાર ન પાયો જીવ જગત્તમાં, કહુાંથી આયો કહાં જાયોરે,
અંધારે અજ્ઞાન અવિદ્યામાં, ભવોભવ ભટકાયોરે. પ્રકરતી. ૧
આદ પુરૂષ અલક અવિનાશી, સદગુરૂ સંતે બતાયોરે,
સેજ ઇચ્છા ઇશ્વરકૃત ઉપન્યો, ત્રીગુની માયા જીવ જાયોરે. પ્રકરતી. ૨
સ્વર્ગ મૃત્યુ પાતાળ ચૌદલોક, સ્થાવર જંગમ કહાવ્યોરે,
દેવ દાનવ મુની નાગ મનુષ્યલોક, સર્વ ઇશ્વરકૃત છાયોરે. પ્રકરતી. ૩
ઇંડજ ઉદ્ભીજ જરાયુજ સ્વેદજ, લક્ષચોરાસી ફીર આયોરે,
હરીગુરૂ સંતે કીરપા કરી મુજપર, અંતર આત્મા લીખાયોરે. પ્રકરતી. ૪
અંતરજામી નીરંતર અનુભવી, પુરૂષ પ્રકરતી પાર ગાયોરે,
દયાનંદ ઘટઘટમાં પ્રગટ, ખલક અલક ઓળખાયોરે. પ્રકરતી. ૫

૭

અકળકળા મને સદગુરૂ આપી, સેજમાં મળીયા સ્વામીરે,
સેજમાં આવુંને સેજમાં જાવું, સેજમાં મુનીવર પામીરે. અકળ. ટેક
સેજ સમાદી શુનમાં લીજે, સત્ય શબ્દ પરતીજેરે,
સુરત નુરત સમસાન ઠેરાવી, શ્વાસોશ્વાસ ભરીજેરે. અકળ. ૧
ઓહં ઉઠાવી સોહં સમાવી, બંકનાળ વેંધીજેરે,
તરવેણીમાં તાર મેળાવી, અધર ધ્યાન ધરીજેરે. અકળ. ૨
ચંદા સુરજ દોઇ નાડી સમારો, ઇંગલા પીંગલા સંગમાંરે,
સુખમણ સુખ ગગનમાં લીજે, નાદ બાજે અનહદમાંરે. અકળ. ૩
અનહદ નાદ અવિગત માંહી, વીરલા સંત સુજાંણીરે,
પ્રેમે અમીરસ સોહી નર પીવે, તદાલીન મનમાંણીરે. અકળ. ૪

મુળ મરમ પરમાત્મા પોતે, પરમારથ પરમાણીરે,
દયાનંદ સત્ય શબ્દ સનેહી, અપરંપાર વખાણીરે. અકળ. ૫

૮

અપરંપાર અલક અવનાસી, માનુભાવ મુની માણેરે,
જીવન મુકતનો અરથ વિચારી, નીરાલંબ નીરખાંણેરે. અપરં. ટેક.
નીરાલંબ આલંબર નાંહી, સ્વયં જ્યોતી પ્રકાશેરે,
સબમાં વ્યાપક સબસે ન્યારા, નીરાધાર નિત્ય વાસરે. અપરં. ૧
નીત્યાનંદ નીરંજન પોતે, નામ રૂપમેં ન આવેરે,
પાંચ તીન પોચે નહિ વામે, નીરગુણ બ્રહ્મ કહાવેરે. અપરં. ૨
ગુનાતીત ગગનમાં ગેબી, અંતર અનુભવ પરસ્યોરે,
જીવ ઇશ્વર માયા નહિ જ્યામેં, લક્ષ કુટસ્ત બ્રહ્મ દરસ્યોરે. અપરં. ૩
લક્ષારથ સદગુરૂજીએ દીધો, અણી અગરપર લીધોરે,
હું તું મારૂં તે ત્યાં ત્યાગી, પ્રેમે અમીરસ પીધોરે. અપરં. ૪
અમીરસ પીયા કલ્પના છુટી, કરતા અકરતા ન કોઇરે,
દયાનંદ શુદ્ધ બ્રહ્મ વિચારી, સાક્ષી ચૈતન રહ્યો જોઇરે. અપરં. ૫

---

## રાગ ગોડી

૧

સંત સમાગમ કીજે સંતોભાઈ, સંત સમાગમ કીજે,
જેથી આવાગમન મટીજે. સંતો ભાઇ સંત સમાગમ કીજે. ટેક.
સંત સમાગમ નીસદીન કરતાં, (૨) ભવસાગરમાં તરીજે, રામજી ભવ,
આતમલક્ષ અંતરમાં લેઇને, સદગુરૂ ચરણમાં રીજે. સંતો ભાઈ સંત. ૧
સંત ચરણરજ શીશ ધરીને, (૨) પુજા સેવા મન કીજે, રામજી પુજા,
ધુપ દીપ મન ધ્યાન ધરીને, પ્રેમ અમીરસ પીજે. સંતો ભાઈ સંત. ૨
અમીરસ પીતાં આણંદ ઉર જાગ્યો, (૨) પરમાનંદ પરતી જે, રામજી પરમા,
દયાનંદ ભવભ્રમણા તજીને, નામ નીરંતર લીજે. સંતો ભાઇ સંત. ૩

૨

સદગુરૂ મળીયા સ્વામીરે, સંતો ભાઈ સદગુરૂ મળીયા સ્વામી,
નીજ નાંમપદ પાંમીરે, સંતો ભાઈ સદગુરૂ મળીયા સ્વામી. ટેક.
નીજનાંમ સદગુરૂજી સુણાયો, શુદ્ધ ચિત સુણ્યો કાને, રામજી શુદ્ધ,
સત શબ્દ સુણી અંતરમાં ઠેરાયો, હું મારૂં દુગધા વાંમી. સંતો ભાઈ સદગુરૂ. ૧

મનન કરીને નીશ્ચે કરીયું. નીદીધાસન નીસકાંમી, રામજી નીદી.
ભાવ ભગ્તી બ્રંહ્મસાગર માંહી, રૂદીયા કમળમેં આંણી. સંતો ભાઇ સદગુરૂ. ૨

અષ્ટ કમળપર દવાદસ કળી હે, વસ્તુ અગોચર જાણી. રામજી વસ્તુ,
દયાનંદ ચૈતન બ્રંહ્મ દલમેં, પરમાનંદ પરમાંણી. સંતો ભાઇ સદગુરૂ. ૩

૩

પરમ સનેહી ગુરૂ પુરારે. મળીયા મને પરમસનેહી ગુરૂ પુરા,
અદ્વૈત આનંદ ઉરારે, મળીઆ મને પરમસનેહી ગુરૂ પુરા. ટેક.

અદ્ભુત આનંદ અનુભવ માયા, વીરલા સંત જાણે કોઇ સુરા, રામજી વીરલા.
અગમ પંથ હે દેશ જીનકા, નીરમળ વરસે ત્યાં નુરા. મળીઆ મને. ૧

નીજ તખતપર નુરીજન ખેલે. અકળ નીરંતર દુરા. રામજી અકળ.
અંતર આપ સકળ ઘટવાસી. અવઘટ ભર્યા ભરપુરા. મળીઆ મને. ૨

ઘાટ અનંત બન્યો ત્રીલોકમાં. પ્રપંચ માંહી પડયા કુડા. રામજી પ્રપંચ.
કામ ક્રોધ લોભ મોહ માયા. જીવ ફરે છે અધુરા. મળીઆ મને. ૩

દયાનંદ પરમાનંદ ચરણમે, લક્ષાર્થ લીયા તુરા. રામજી લક્ષાર્થ.
લેહેરી સીંધુ બ્રહ્મરૂપ એક જાણી. હમતમ કીયા ચકચુરા. મળીઆ મને. ૪

૪

આતમરાંમ ઉપાસી, અબ મન આતમરાંમ ઉપાસી.
જીવપણું માયા નાસી. અબમન આતમરામ ઉપાસી. ટેક.

જડ ચૈતન વીચાર કરતાં, અસત જડ દુખ ભાસી, રામજી અસત.
સત ચિત આનંદ લક્ષ લેઇને, ગુરૂગમ શબ્દમે ગાસી, અબ મન. ૧

શબ્દ અગોચર ઉનમુની પાયો. વાંણી રહીત અવનાસી. રામજી વાણી,
પંચ માહાભુત માયા નહિ પોચે, રેરંકાર રામવાસી. અબ મન. ૨

રણુંકાર ધુન રંગમાં રમતાં. અનહદ નાદ અવાચી, રામજી અનહદ,
દસુ દીસામાં ગેબી ગરજના. ચૈતન સાક્ષી પ્રકાસી. અબ મન. ૩

શુદ્ધ ચીદાનંદ બ્રહ્મ સરૂપી, આપોઆપ આકાસી. રામજી આપો,
દયાનંદ મન ચીદાકાસમેં, વીલસી રહ્યોરે બારમાસી. અબ મન. ૪

૫

શુન શીખરગઢવાસી. અબધુત શુન શીખરગઢવાસી.
પરમપુરૂષ પરકાસી, અબધુત સુન શીખરગઢવાસી. ટેક.

પરારેપારથી શબ્દ એક ઉપન્યો, વાંણી વેદણાં વીલાસી, રામજી વાણી,
પસંતીમાં પહોડો થઇને, મધ્યમાં અનેક ગીતાંગાસી. અબધુત શુન. ૧

વૈખરી વાંણી માયા મુખ બોલે, વેદાતીત અવકાસી. રામજી વેદા.
ગગન મંડળમાં ગેબીરે ગરજે, સુરત નુરતમાં નીરાસી. અબધુત શુન. ૨

નીરમળ નાંમ નીરંજન પરખ્યા. બહાર ભીત્તર એકરાસી, રામજી બહાર,
દયાનંદ ગુરૂચરણ કમળમાં, આદ પુરૂષ અવીનાસી. અબધુત શુન. ૩

૬

શેહેજ આણંદ વસ્તુ પાંમીરે, અબધુત સેજ આણંદ વસ્તુ પાંમી,
નાંમ રહીત અનામીરે, અબધુત સેજ આણંદ વસ્તુ પાંમી. ટેક.
શેજ શુનમાં સદગુરૂ મળીઆ, અનુભવાનંદ અંતરજામી, રામજી અનુભવા,
નાંમ રૂપગુણ જ્યામે નાંહી, અખંડ આનંદ નીશકામી. અબધુત શેજ. ૧
કામ ક્રોધ લોભ મોહને માયા, જીવ માથે લાગી છે ખામી, રામજી જીવ,
અનેક જુગથી જીવ ભમંતો. ત્રીવિધી તાપમાં તપાંણી. અબધુત શેજ. ૨
સંત શીરોમણિ સમજ્યા ઉરમે, વાસ્નાલીંગ દુરવાંમી, રામજી વાસ્ના,
દયાનંદ પુરવનેરે જોગે, મીલ્યા પરમાનંદ સ્વામી. અબધુત શેજ. ૩

૭

જોગ પુરવનો આયોરે. અબધુત જોગ પુરવનો આયો,
ગુનાતીત ગુરૂગમ ગાયોરે, અબધુત જોગ પુરવનો આયો. ટેક.
ત્રણ ગુણ પંચભુત મળીને, મનુષ્યા દેહ ખુબ પાયો, રામજી મનુષ્યા,
ભવ તરવાનો આ જન્મ ધરીને. સંત સમાગમ જેને થાયો. અબધુત જોગ. ૧
સંત સંગતમાં જે નર મળીઆ, આત્મજ્ઞાન બતાયો, રામજી આત્મ,
જ્ઞાન વિવેક વીચાર વૈરાગમાં. નીરમળ નામમેં નહાયો. અબધુત જોગ. ૨
નામ નીરંતર અખંડ જોઇને, થીરમન ચરણુંમે લાયો રામજી થીર,
દયાનંદ તદલીન ભયે જ્યામે. શુદ્ધ ચૈતનમેં સમાયો. અબધુત જોગ. ૩

૮

શુદ્ધ ચૈતનમેં સમાણીરે, સુરતીમારી શુદ્ધ ચૈતનમે સમાંણી,
આવાગમન દુર વાંમીરે, વરતી મારી શુદ્ધ ચૈતન સમાંણી ટેક.
શુદ્ધ ચૈતન અખંડ રસ ભરીયો, કોરકીનારો નહિ જાંણી, રામજી કોર,
રાતદીવસ ઉદે નહી જ્યામે, સુરીય ચંદ્ર નહિ સ્વાંમી. સુરતીમારી. ૧
નીચઉંચ દસુ દ્વારારે નાંહી, અમલ અસંગી અનુમાની, રામજી અમલ,
અધર તખતપર આસન ઉનકા, નીરાધાર નીરબાંની. સુરતીમારી. ૨
દેશકાળ કછુ કહેવારે નાંહી, પ્રેમ પુરૂષ પુરાંણી, રામજી પ્રેમ,
આદ અંત મધ્ય બ્રહ્મ સાગરમે, દયાનંદ વસ્તુ પાંમી. સુરતીમારી. ૩

૯

ગુનાતીત ગોવીંદારે, ભજોમન ગુનાતીન ગોવીંદા,
જાતવરણ નહિ બંદારે, ભજોમન ગુનાતીત ગોવીંદા ટેક.
રાજસી તામસી સાત્વીક માંહી, જન્મધરીને પડયો ફંદા, રામજી જન્મ,
બ્રાહ્મણ ક્ષત્રી વૈસ્ય શુદ્રમાં, હાથમાં લીયા ભવ ડંડા. ભજોમન. ૧

હું તું મારૂં માનીને તું બેઠો, મુરખ થયે મન ગંડા, રામજી મુરખ,
સ્ત્રી પુત્ર પરીવાર બાંધીને, જીવ પડપંચ માંહી ખંડા. ભજોમન. ૨

માન અપમાન આવરણ માંહી પેઠા, રામભજન વીના ભંડા, રામજી રામ,
દયાનંદ ગુરૂ ગમ શબ્દમાં, અગમ અગોચર દીયા ઝંડા. ભજોમન. ૩

૧૦

રામ ભજન નીરાધારા, ભજોમન રાંમ ભજન નીરાધારા,
ભવજળ ઉતરે પારા, ભજોમન રાંમ ભજન નીરાધારા ટેક.

ભવજળ માંહી જન્મધરીયો, મનુષ્યા દેહ અવતારા, રામજી મનુષ્યા,
પંચમાહા ભુતનો પંડ બંધાયો. જીવ પડયો સંસારા. ભજોમન રાંમ. ૧

જુઠ સાચ જીવ માયા દેખાડે, ઠોર ન પાવે ચીત ઠારા, રામજી ઠોર,
લક્ષ ચોરાસી ફરી ફરી આવ્યો, છોડીદયો સકળ સંસારા. ભજોમન રાંમ. ૨

ભવજળમાંથી જે નર નીકળ્યા. સતસંગ પાયો ગુરૂ સારા, રામજી સત.
દયાનંદ ગુરૂ સતસંગ કરતાં, દેખ્યા પરીબ્રહ્મ ન્યારા. ભજોમન રાંમ. ૩

૧૧

જુઠ જગત જ્યામેં નાંહી, સંતોભાઈ જુઠ જગત જ્યામેં નાંહી,
અવીગત્ય આત્મ માંહી. સંતોભાઈ જુઠ જગત જ્યામે નાંહી ટેક.

છીપકે ઠાંમ જો રૂપા દેખાયો. રૂપા દેખી મન લલચાયો, રામજી રૂપા.
હાથમાં લીયા જબ છીપ ભ્રમ જાંણી, રૂપો ભ્રાંતીભાસી જાંહી. સંતોભાઇ જુઠ. ૧

રજ્જુકે માંહી સરપ ભાસ્યો. ભયભીત થયો જીવ ત્યાંહી, રામજી ભય,
જ્ઞાન પ્રકાસ દીપક ઉર પ્રગટયો, સરપ અવિદ્યા કછું નાંહી. સંતોભાઇ જુઠ. ૨

સ્થંસકે માંહી જયું ભુત ભ્રમના, સંસય થયો મનમાંહી, રામજી સંસય,
દેખ બીચાર કીયા અંતરમાં, સ્થીર વસ્તુ ભુતભાવ નાંહી. સંતોભાઈ જુઠ. ૩

સુપનકે માંહી વંજ્યા સુત જાયો, દેખી મનમે હરખાઈ, રામજી દેખી,
સુપન જાગ પડી પુત્ર પાસે નાંહી, એસો આ જગત દેખાઇ. સંતોભાઈ જુઠ. ૪

અંતર આતમ જાગી જોતાં, પ્રગટયો અનુભવ તાંહી, રામજી પ્રગટયો,
દયાનંદ નીરંતર મુરતી, અવીકાસ બોલે ઘટમાંહી. સંતોભાઇ જુઠ. ૫

૧૨

સદગુરૂ મળીયા સુરા, આજ મને સદગુરૂ મળીયા સુરા,
પુરણ બ્રહ્મ ભરપુરા, આજ મુને સદગુરૂ મળીયા સુરા ટેક.

સાહેજ શુનમાં શબ્દ સનેહી, બાજે ત્યાં અનહદ તુરા, રામજી બાજે,
આવન જાવન સંકટ શેરીમાં, જીવ ફરે છે અધુરા. આજ મને સદગુરૂ. ૧

ભવસાગરમાંથી ભમતોરે રાખ્યો, આપ્યું નીજનાંમ તુરા, રામજી આપ્યું,
કોટી જન્મનાં કારજ સાર્યાં, મોહ મન મારી કીધું ચુરા. આજ મને સદગુરૂ. ૧

કળા અકળ અમૃત રસ પાયો. અખંડાનંદ ભયા ઉરા, રામજી અખંડા,
દયાનંદ અજર નાંમ પાયા, આપુ આપદા થઇ દુરા. આજ મને સદગુરૂ. ૩

૧૩

પાયો અમલુક દેહીરે. અબ મન પાયો અમલુક દેહી.
આતમરાંમ સનેહીરે, અબમન પાયો અમલુક દેહી ટેક.

પંચમાહા ભુતકો પંડ બનાયો, માયા કરત જીવ કેહી, રામજી માયા.
આત્મા એક અનેક હોઈ આયે, નાંમરૂપ ગુણ જેહી. અબમન પાયો. ૧

જાત વરણ કુળ આશ્રમ કરીને. જીવ થઇને રહ્યો જેહી. રામજી જીવ,
માતપીતા સ્રી પુત્ર દારા, ધન જોબન તન તેહી. અબમન પાયો. ૨

જન્મ ધરી ધરી બહોત કુટાયો, આત્મા ન જાંણે વીદેહી, રામજી આત્મા,
સદગુરૂ મીલે જબ ભેદ બતાયો, સત્ય શબ્દ છેક છેહી. અબમન પાયો. ૩

તત્વાતીત અગોચર ઉનમુની. પરાપાર વસ્તુ તેહી, રામજી પરા.
દયાનંદ ચૈતન બ્રહ્મ સાક્ષી, નાંમ રૂપગુન નાંહી. અબમન પાયો. ૪

૧૪

ચૈતન બ્રહ્મ વીદેહી, દેખ્યા મેંતો ચૈતન બ્રહ્મ વીદેહી,
તીનગુણ દેહનાંહી, દેખ્યો મેંતો ચૈતન બ્રહ્મ વીદેહી ટેક.

પંદર તત્વકો સ્થુળ શરીરા, નેત્ર કમળ જાગ્રતહોહી, રામજી નેત્ર,
વીશ્વા અભીમાની વિષ સુખ વરતે. લક્ષે આતમ લવ લેઇ. દેખ્યામેંતો. ૧

નવતત્વકો લીંગ શરીરા. વાસ્ના સુપન કંઠમાંહી, રામજી વાસ્ના,
ભ્રાંતીભાસ અનંત ત્યાં ભાસે, તૈજસ સાક્ષી જુવે તાંહી. દેખ્યામેંતો. ૨

કારણ શરીર રૂદીયા કમળમાં, માયા અવિદ્યા હમ નાંહી, રામજી માયા,
શુષુપ્તી પ્રાજ્ઞ આનંદ સુખ ભોગવે, હમતમ નહિ ત્યાં દોઇ. દેખ્યામેંતો. ૩

તીન અવસ્તા તીન દેહમાંહી, તીન અભીમાંની કહી, રામજી તીન.
એ ત્રીપુટી રહીત દયાનંદ સ્વામી, સાક્ષી કુટસ્ત બ્રહ્મ જાંહી. દેખ્યામેંતો. ૪

૧૫

આતમરાંમ પ્રકાસીરે, અબધુત આતમરાંમ પ્રકાસી.
તીન ભોવનમેં વાસી, અબધુત આતમરાંમ પ્રકાસી ટેક.

સ્વર્ગ મૃત્યુ પાતાળ ચૌદલોક, આત્મ સંગે વીલાસી, રામજી આત્મ,
દેવદાનવ મુનીનાગ મનુષ્ય લોક, ચૈતન બ્રહ્મ આકાસી. અબધુત આતમ. ૧

પંડ બ્રહ્માંડ કોષપંચ કહીએ, વીશ્વ સકળ એક રાસી, રામજી વીશ્વ,
જીવશીવ દોનું નાંમ ધરાવી, સંગે ઉપાધી ભાસી. અબધુત આતમ. ૨

કરતા ક્રિયા કરમ વીષયમાં, જીવ થઇને રહ્યા દાસી. રામજી જીવ,
સત્ય ધરમ વચને સંત ચાલ્યા, આપે રહ્યો ઉદાસી. અબધુત આતમ. ૩

સરવાતીત ગેબી મન ઉનમુની, પ્રેમપ્રીતના પ્યાસી, રામજી પ્રેમ,
દયાનંદ મગનભયે મનમાં, આદ અંત અવીનાસી. અબધુત આતમ. ૪

૧૬

તત્વાતીત સરૂપા, પાયે મેંતો તત્વાતીત સરૂપા.
આપે અનુભવ રૂપા, પાયે મેંતો તત્વાતીત સરૂપા ટેક.
પૃથ્વી અપ તેજ વાયુ કહાયે, આકાસ પાર અનુપા, રામજી આકાસ,
શબ્દ સપરસ રૂપરસ ગંધા, તમોગુણ તદરૂપા. પાયે મેંતો તત્વા. ૧
જ્ઞાન પંચ પંચ કરમ છે માંહી, દસ ઇંદ્રી એક જુથા. રામજી દસ,
રજોગુણ ઉપાસીક ઉનકા, ક્રિઆ કરે તનકુપા. પાયે મેંતો તત્વા. ૨
મન બુદ્ધી ચીત અહંકાર અંતઃકરણ, ચારૂ સતોગુણ રૂપા, રામજી ચારૂ,
ચોવીસ તત્વનો પંડ પરપોટો, પચીસ ઉપાદી જીવ ભુપા. પાયે મેંતો તત્વા ૩
છવીસમો પરમાત્મા પુરણ, આપે અકળ અરૂપા. રામજી આપે,
દયાનંદ નાંમ રૂપગુણ નાંહી. સ્વતંતર શ્યામ સરૂપા. પાયે મેંતો તત્વા. ૪

---

## રાગ ધોળ મંગળ ટુકડી દેસી.

આજ સદગુરૂ મળીયા શેજમાં. પરાપાર પરીબ્રહ્મ જોય. સદગુરૂ મળીયા શેજમાં. ૧
પરાપાર શબ્દ એક ઉપન્યો, અર્ધ માત્રા પરાવાંણી થાય. સદગુરૂ. ૨
રૂદે પસંતી પ્રકાસ કરે, મધમા વાણી નીરગુણ ગુણ ગાય. સદગુરૂ. ૩
વાંણી વૈખરી જાળ બહુ જાતની, વેદ ચાર અગમ ઉચ્ચાર. સદગુરૂ. ૪
વેદ ભેદ નીગમ અગમ કહે, બોલે શેજ નીરંતર રાંમ, સદગુરૂ. ૫
રાંમ એક અનેકમાં રમી રહ્યા, જુગ સચરાચરની માંહે. સદગુરૂ. ૬
રૂપ રેખવેખ જયાંમે નાંહી, જાત વરણ નાહી નીજ નામ, સદગુરૂ. ૭
જાત વરણ જીવ જુગમાં ફરે. માયા ભુલવણીનું છે કામ. સદગુરૂ. ૮
જુઠ જગત જાળ સંસારમાં, સાચા સદગુરૂ મળીયા સાર, સદગુરૂ. ૯
પરમાનંદ પુરણ બ્રહ્મ ભેટીયા, રહે ગગનાકાર ઘર ગાંમ. સદગુરૂ. ૧૦
દયાનંદ ગગન ઘર શેજમાં, હું તું મારૂ નહિ અખે ધાંમ. સદગુરૂ. ૧૧

૨

અખે ધામ અખંડ પરમાતમા, શુન શેરીમાં વસીયા રાંમ, સુરતી લાગી શેજમાં ટેક.
સુરત નુરત શબ્દ સમ કીજીએ, લવલીજે અક્ષરાતીત અનાંમ, સુરતી લાગી. ૧
નાંમ રૂપ ક્ષય પંચભુત છે, વાસ્નાલીંગ ફરે ગામોગામ, સુરતી લાગી. ૨
નરનારી અનેકરૂપે દેખીયાં, ચિત વીચીત્ર માયા કેરો ઠાઠ, સુરતી લાગી. ૩
મન નેત્ર દેખીને ભુલો પડયો, એ તો આશ્ચર્ય ખેલ દેખાય, સુરતી લાગી. ૪
જીવ અજ્ઞાન અવિદ્યામાં આવીયો, એવો સઘળો જોયો સંસાર, સુરતી લાગી. ૫
જીવ જન્મી મરી પાછો અવતરે, જોયું લક્ષ ચોરાસીની માંહે, સુરતી લાગી. ૬

ફરતાં ફરતાં મનુષ્ય દેહ આવીયો, મોક્ષ મારગનો અવતાર, સુરતી લાગી. ૭
શેજ સંત સમાગમ પાંમીયા, આત્મ લક્ષ વિવેક વિચાર, સુરતી લાગી. ૮
સેજે વેદ વચન ગુરૂ મુખથી, સુણી લીધો રૂદીયામાં સાર, સુરતી લાગી. ૯
દયાનંદ આવરણ ટળ્યું ઉરથી, નીજ નાંમ ગ્રહ્યું નીરધાર, સુરતી લાગી. ૧૦

૩

હું તો વિવેક વિચારથી જાગીયો, જડદેહી અસત અસાર, આતમ ન્યારો દેખીયો ટેક.
જડ દેહ અસત દૂખરૂપ છે, સત ચિત આનંદ વિશેષ, આતમ ન્યારો. ૧
ચિદાનંદ ચરાચર આપ છો, રહો નાંમ રૂપ ગુણ પાર. આતમ ન્યારો. ૨
નામ અનેક ધર્યાં તેવો છે નાંહી, એ તો વાચ રહીત અવાચ, આતમ ન્યારો. ૩
વાચ લક્ષ વાંણીમાં બંધાઇ રહ્યા, જીવ માયા જાળની માંહે. આતમ ન્યારો. ૪
જેવો જળ પરપોટો ભલો ભાસે, અલ્પ ઉપજે ને અલ્પ સમાય, આતમ ન્યારો. ૫
એમ જડ દેહ વણસી જાશે ખરી, ધુળ માંહે ધુળ મળી જાય. આતમ ન્યારો. ૬
માટી એક અનેક ઘાટ નીપજે, પાછો માટીમાં માટી મળી જાય, આતમ ન્યારો. ૭
સોના થકી આભુષણ અનેક થયાં, ગાળી નાંખે સોવરણ રૂપ થાય. આતમ ન્યારો. ૮
એમ જીવ ઇશ્વર એક ભાવ છે, માયા ભેદ રહીત અભેદ, આતમ ન્યારો. ૯
નાંમરૂપ ગુણ કહેવા નાંહી, દયાનંદ ચૈતન સત્ય શ્યામ, આતમ ન્યારો. ૧૦

૪

જેને બ્રહ્મભાવ ઉદે થયો, અંતરમાં ઉપન્યો આણંદ, સદગુરૂની કીરપા થકી. ટેક.
ગુરૂ ગોવીંદ એક રૂપ જાંણીયા, એમાં ભીન્ન ભાવ ન હોય, સદગુરૂની. ૧
મારૂં જીવપણું ગુરૂ ટાળીયું, માયા અવિદ્યા અજ્ઞાન. સદગુરૂની. ૨
મને શાંન બતાવી માહા શુનની, ગગનાકાર ગેબી ઘટ માંહી, સદગુરૂની. ૩
ઘટ પાર અવઘટ નીજ ધામ છે, હદ તોડી બેહદ વીસરાંમ. સદગુરૂની. ૪
તત્વ પાંચ પાર પરમાત્મા, રાખો સુરત નુરત નીસાંન, સદગુરૂની. ૫
સુરત નુરત શબ્દ મન એકતા, આપુ આપમાં ટાળ્યું નીરધાર. સદગુરૂની. ૬
હું તું મારૂં જગત ત્યાં દીસે નાંહી, વસ્તુ બ્રહ્મચરાચર વ્યાપ, સદગુરૂની. ૭
સાચા સદગુરૂ પારસ પાંમીયાં, લોહ સોવરણ એકરૂપ થાય. સદગુરૂની. ૮
જેમ લહેરી સમુદ્ર થઇ ભળે, લહેરી સમુદ્ર એક રૂપ હોય, સદગુરૂની. ૯
દયાનંદ લહેરી મન આત્મા, પરમારથ વસ્તુની માંહે. સદગુરૂની. ૧૦

---

## રાગ ગરબી.

( નાથને નાથને નાથનેરે, અમે ભજીએ નીરંજન નાથને,
તજીએ તે કામનાના સાથનેરે, અમે ભજીએ નીરંજન નાથને. એ રાહ. )

૧

વાવીઆ વાવીઆ વાવીયોરે, જીવ માયા અવિદ્યામાં વાવીયો,
વૈખરી જાળ ગુણ ગાવીયોરે, જીવ માયા અવિદ્યામાં વાવીયો ટેક.

ચૈતન ચિદાભાસ જીવ થઇને, (૨) દેહ અનંત ધરાવીયોરે. જીવ માયા અવિદ્યા. ૧
વેદવાણી ચાર શબ્દ અહીને, (૨) કર્મ ધરમ મુખ કહાવીયોરે, જીવ માયા અવિદ્યા. ૨
ખટશાસ્ત્ર અઢાર પુરાણા, (૨) વ્યાકરણ નવ ભણી ભાવીયોરે, જીવ માયા અવિદ્યા. ૩
સ્વર્ગ મૃત્યુ પાતાળ ત્રીલોકમાં, (૨) ચૌદ ભોવનમાં લખાવીયોરે, જીવ માયા અવિદ્યા. ૪
ગુણ માયા સંગ જીવ ફરે છે, (૨) સુપનામેં સુપનો દેખાવીયોરે, જીવ માયા અવિદ્યા. ૫
સદગુરૂ મીલે જીવ શેજ જગાયો, (૨) ચિતચૈતન શુદ્ધ પાવીયોરે, જીવ માયા અવિદ્યા. ૬
દયાનંદ મન લહેરી સીંધુમે, (૨) લક્ષ કુટસ્ત બ્રહ્મ લાવીયોરે, જીવ માયા અવિદ્યા. ૭

૨

આવીયો આવીયો આવીયોરે, મન દેહ મનુષ્યધરી આવીયો.
ફોગટ જન્મ ગમાવીયોરે, મનદેહ મનુષ્યધરી આવીયો. ટેક.
મનુષ્યાદેહ દેવતાને દુરલભ, (૨) એતો તું પરગટ પાવીયોરે. મનદેહ. ૧
લક્ષ ચોરાસીના ફેરા ફરીને, (૨) જન્મ અમુલક લાવીયોરે. મનદેહ. ૨
માતા પિતા કુળ સ્રીનીરે જાળમાં, (૨) તેમાં પડયો તો નહી ફાવીયોરે, મનદેહ. ૩
તન મન ધન પુત્ર દારા તજીને. (૨) ગુરૂ ચરણે ગુણ ગાવીયોરે. મનદેહ. ૪
દયાનંદ સત સંગત કરતાં, (૨) આત્મજ્ઞાન ઓળખાવીયોરે. મનદેહ. ૫

૩

કીજીએ કીજીએ કીજીએરે. ગુરૂ સંત સમાગમ કીજીએ,
હુંએ મારૂં તજી દીજીએરે, ગુરૂ સંત સમાગમ કીજીએ, ટેક.
હું મારામાં જગત બંધાયો, (૨) વિવેક વિચારી શુદ્ધ લીજીએરે. ગુરૂસંત. ૧
વેદ વેદાંતના શબ્દ સુણીને, (૨) તત્વ લક્ષ લેઇ રીજીએરે, ગુરૂસંત. ૨
તત્વ પાંચપાર પરગટ પરમેશ્વર, (૨) પ્રેમ અમીરસ પીજીએરે. ગુરૂસંત. ૩
નાંમ અમૃત રસ જે નર પીયા, (૨) વિખીયાકાર ઢોળી દીજીએરે. ગુરૂસંત. ૪
દયાનંદ ગુરૂ ચરણ કમળમાં. (૨) સમ સાધન સત્ય સીજીએરે. ગુરૂસંત. ૫

૪

પાવીયો પાવીયો પાવીયોરે. ગુરૂ ચરણ કમળ પદ પાવીયો.
નાંમરૂપ ગુણમાં નાવીયોરે, ગુરૂ ચરણ કમળ પદ પાવીયો, ટેક.
નાંમરૂપ ગુણ માયા જાળમાં રહીને. (૨) ગોવીંદ નાંમ નવ ગાવીયોરે, ગુરૂ ચરણ. ૧
ગુનાતીત ગોવીંદ ઘટમાંહી. (૨) અગમ અગોચર ગાવીયોરે, ગુરૂ ચરણ. ૨
મનછા વાચા કરમણા કરીને. (૨) ચિત ચૈતનમાં મીલાવીયોરે, ગુરૂ ચરણ. ૩
અજ્ઞાન અવિદ્યા આવરણમાંથી, (૨) હરી ગુરૂ સંતે છોડાવીયોરે, ગુરૂ ચરણ. ૪
દયાનંદ આનંદ ઘનમાંહી, (૨) ઠીક વસ્તુમેં ઠેરાવીયોરે. ગુરૂ ચરણ. ૫

૫

પીજીએ પીજીએ પીજીએરે, મન આનંદ ઘનરસ પીજીએ,
નાંમ નીરંતર લીજીએરે, મન આનંદ ઘનરસ પીજીએ. ટેક.
સત ચીદાનંદમાં મગન થઇને, (૨) બ્રહ્મ સાગરમાં ભીંજીએરે, મન આનંદ. ૧

અસત્ય જડદેહ દુઃખ તજીને, (૨) પરમારથ વસ્તુ પ્રીછીએરે, મન આનંદ. ૨
શીલ સંતોષ સમતા ઉર ધરીને, (૨) પ્રીતો પુરવની કીજીએરે, મન આનંદ. ૩
પરમ સ્નેહી પરમાનંદ મળીયા, (૨) પરાપાર જઇ રીજીએરે, મન આનંદ. ૪
દયાનંદ ઘર ગગન મંડળમાં, (૨) ધીરજ ધ્યાન શેજ ધીજીએરે, મન આનંદ. ૫

૬

નાવીયો નાવીયો નઆવીયોરે, જીવ સતસંગમાં કશુ નાવીયો,
માયા જાળમેં ફસાવીયોરે, જીવ સતસંગમાં કશુ નાવીયો, ટેક.
માયારે જાળ મોટી ભુલવણી, (૨) વીખીયાકારમાં વવાવીયોરે, જીવ સતસંગ. ૧
તન મન ધન ઓર મોહ મુમતામે, (૨) આયુષ આધો ગુમાવીયોરે, જીવ સતસંગ. ૨
અંધારે આંખ્યો આંધીને, (૨) જેમ ઘાંણીમાં બેલ ભમાવીયોરે, જીવ સતસંગ. ૩
ખાવા પીવા ખડ પાંણી મળે છે, (૨) છોડયો ત્યારે ખીલે અંધાવીયોરે, જીવ સતસંગ. ૪
પશુ યોનીમાં અવતાર ધરીને, (૨) દુઃખ દરીઆવમેં દબાવીયોરે, જીવ સતસંગ. ૫
સદગુરૂ સંત નીકળવાનું કહે છે, (૨) શ્રવણે શબ્દ ન સુણાવીયોરે, જીવ સતસંગ. ૬
દયાનંદ ગુરૂ શબ્દ ગ્રહીને, (૨) સેજ શુનમાં સમાવીયોરે, જીવ સતસંગ. ૭

૭

ગાવીયો ગાવીયો ગાવીયોરે, ગુરૂ ગોવીંદના ગુણ ગાવીયો,
પરમારથમાં સમાવીયોરે, ગુરૂ ગોવીંદના ગુણ ગાવીયો, ટેક.
પરમારથમાં પ્રીત જેને કીધી, (૨) વિવેક વિચાર મન લાવીયોરે, ગુરૂ ગોવીંદ. ૧
ગુરૂ ગોવીંદ એક રૂપ અરૂપી, (૨) સત સરૂપી સત કહાવીયોરે, ગુરૂ ગોવીંદ. ૨
જુગ સચરાચર લીલા રચી છે, (૨) ગુરૂ ગોવીંદમાં રચાવીયોરે, ગુરૂ ગોવીંદ. ૩
ગુરૂ ગોવીંદ ગુણાતીત ગેબી, (૨) લક્ષ અલક્ષમાં લખાવીયોરે, ગુરૂ ગોવીંદ. ૪
દયાનંદ લક્ષ શેજ શુનમાં, (૨) વાંણી રહીત વસ્તુ પાવીયોરે, ગુરૂ ગોવીંદ. ૫

૮

આત્મા આત્મા આત્મારે, મેંતો નીરખ્યો વીરંતર આત્મા,
આદી પુરૂષ પરમાત્મારે, મેંતો દેખ્યો નીરંતર આત્મા. ટેક.
આદ અંતમધ્ય સકળસરૂપી, (૨) જેમસુરીય દીસે પાત્ર ભાતમાંરે, મેંતો નીરખ્યો. ૧
પંચ માહાભુત પંડ પાત્ર બન્યું છે, (૨) અંતર દેખાવે અનાત્મારે, મેંતો નીરખ્યો. ૨
નાંમરૂપ ગુણ અનાત્મ દેહી, (૨) જીવ ફસાયો જાત ભાત્યમાંરે, મેંતો નીરખ્યો. ૩
વિવેક વિચાર મન જોયું તપાસી, (૨) હરીગુરૂ સંતોના સાથમાંરે, મેંતો નીરખ્યો. ૪
દયાનંદ નીજનાંમ તખતપર, (૨) સત્ય સરૂપ સર્વાત્મારે, મેંતો નીરખ્યો. ૫

---

## રાગ કાફી ધીરાના પદનો.

૧

અવસર આયોરે, હરીનું ભજન કરવા,
સદગુરૂ ચરણેરે, ચાલો ભવસાગર તરવા. ટેક.

ભવસાગરમાં જીવ જન્મ ધરીને. અંધારે અથડાય.
દીવસ ઉગે પણ દેખેરે નાંહી, ધુવડ રાત્રીમેં પળાય.
નજરે હરી નાવેરે, ભવમાંહી ભટકાયો. અવસર. ૧

ભ્રમનામાં જીવ બહુ ભરમાયો, કરમ કાંડ કરી બહુ કાજ.
વિષય વાસ્નામાં વીંટીરે લીધો. દેહ ઇંદ્રી વનવાસ.
પસારો બહુ કરીયોરે, ફેરા ચોરાસીના ફરવા. અવસર. ૨

ફરતાંરે ફરતાં મનુષ્ય દેહ આવ્યો, મોક્ષ મુગતનેરે કાજ.
ભગ્તીરે મુગ્તી વૈરાગમાં વરતો, વિવેક વિચારી ગુરૂ સાથ.
શબ્દસાંન લીધીરે, ચિત ચૈતનમાં વરવા. અવસર. ૩

મન બુદ્ધીરે ચિત અહંકાર આપું, છોડી દો ફેરા ફરવા.
જીવન મુગતનો લક્ષ લેઇને, ધ્યાન અખંડ ધરવા.
દયાનંદ લક્ષ લીધોરે. અલક નીરંજન મળવા. અવસર. ૪

૨

અગમ વસ્તુ પાયારે. હરીગુરૂ કીરપા કરી.
નીરંજન નાથ નીરખ્યારે, નીરંતર નામ હરી. અગમ ટેક.

નીરંતરમાં એક નાંમ નીરંજન, દસુ દીશામાં પ્રકાસ,
અંજન માયા વાં નહિ પોચે, અંતર રહીત ઉદાસ.
અગોચર રહેવુંરે. બ્રહ્માનંદ માંહે ભળી. અગમ વસ્તુ. ૧

બ્રહ્મસાગર ભરપુર ભર્યો છે. કોર કીનારો નહિ પાળ,
લહેરી તોરંગ દીસે નહિ જ્યાંમે, તત્વાતીત પદ સાર.
વેદવાંણી ભાંખેરે, સુરતી સમૃતી ભણી. અગમ વસ્તુ. ૨

વેદકો ભેદ અભેદમાં ભળીયો, વેદ કહેવા કશુ નાંહી.
જાણનહારો સોહી અંતરજાંમી, શુદ્ધ ચૈતન સત્ય સોહી.
ત્રીગુણાતીત સ્વાંમીરે, સુરતી મારી શેજમાં વરી. અગમ વસ્તુ. ૩

શુન્ય શેજ સદગુરૂજીની ગાદી, ત્રવેણી ટંકસાર.
દયાનંદ દલ અનુભવ પ્રગટયો. સોહં શબ્દ નીરધાર.
વાચ તજી અવાચમાંરે, અજરા અમૃત ઝરે. અગમ વસ્તુ. ૪

૩

સંત શીરોમણીરે, સમાગમ નીત્ય કરીએ,
આપુ અભીમાનજરે, મુકીને છુટે છેડે ફરીએ. ટેક.

સંત સમાગમ નીત્યજ કરશે, સેવા બંદગી સાર.
જુઠ જગત ભાવ મુકીને ફરશે, આવશે પંથનો પાર,
ધીરજ મન રાખીરે, ધ્યાન અખંડ ધરીએ. સંત શીરો. ૧

માન અપમાન આ પંચભુતમાં. જાતી વરણનું થાય,
અણછતુ આવરણ માથે લેઇને, જીવપણુરે અથડાય.
જાગીને નવ જોયું રે, ગયા મુમતામે મરી. સંત શીરો. ૨
સાધુરે સંગત જે નર કરીયો. લીધો આત્મ ઉપદેશ,
જ્ઞાન વૈરાગ વ્યાપ્યો અંતરમાં, તજીયો મનનો ખેદ.
ગુનાતીત ઘટમાંરે અવઘટ જુગ્તી જડી. સંત શીરો. ૩
અવઘટ માંહી ગેબીરે ગરજે, નાંમ તખત નીરધાર.
દયાનંદ લીધી સુરતી શબ્દમાં, નુરતી નીસાંનમાં ઠેરાય.
આનંદ ઉર પ્રગટયોરે. પુરણ બ્રહ્મ સભરા ભરી. સંત શીરો. ૪

૪

ચાલો સંતો જઇએરે. બ્રહ્મસાગરમાં ભળીએ.
લહેરી સીંધુ માંહીરે. ચિત ચૈતનમાં મળીએ. ટેક.

ચૈતન એક ચરાચર માંહી. બાવન અક્ષર બહાર.
ઇંદ્રીદ્વ વિષય નવ પોચે, મનબુદ્ધી કેરી પાર.
સતચીત આનંદમાંરે. અહંકાર મારી મરીએ. ચાલો સંતો. ૧
પાંચ તત્વમાં પરગટ બોલે, ત્રણ ગુણમાં નીવાસ.
પુરૂષ પ્રકતી મળી બાવન કહીએ, બુદ્ધી તણો એ વિલાસ.
ત્રેપન સાક્ષી બારોરે. ઠીક ઠેકાંણુ ઠરીએ. ચાલો સંતો. ૨
સ્થુળ સુક્ષમ કારણ વળી કહીએ, માહા કારણ મુળમાંય.
જાગ્રત સુપન શુષુપ્તી જ્યામે. તુરીયા તીત તુજ માંહે,
તત્વાતીત પોતેરે. અનુભવ નીત્ય કરીએ. ચાલો સંતો. ૩
અવસ્તા ચાર રહીત અંતરજામી, નાંમરૂપ ગુણપાર.
દયાનંદ શુદ્ધ બ્રહ્મ સ્નેહી. પરમાનંદ પદ પાય.
નીરંતર નીજ નાંમીરે, અખંડ આનંદમાં વરીએ. ચાલો સંતો. ૪

૫

અનુભવી આવોરે, અગમની વાતો કરવા.
ચિત ચીદાનંદમાંરે, અરસ પરસમાં ભળવા. ટેક.

અરસપરસ એક અવિગત્ય આતમ, નાંમરૂપ નીરધાર,
રૂપરેખ બીના નીરમળ નુરીજન પરાપરીને પાર,
સુરતી લાગી શુનમાંરે, નીરગુણ નાથ વરવા. અનુભવી. ૧
નીરગુણ નાથ નીરંજન સ્વાંમી, અંતરમાં અવિકાસ,
ઘટમઠમાં પરગટ તે દીસે, વસ્તુ નીરંતર વાસ,
મરમ તેનો લીધોરે, માહા પદમાં મળવા. અનુભવી. ૨

ઉનમુના આસન અધર સીંગાસન, બેહદમેં પરકાસ,
હદ માયા કરતા રૂપ થઇને, ભુતપંચમે વિલાસ,
અકળ ખેલ ખેલેરે, દેખીને મન પાછું વળવા. અનુભવી. ૩

સદગુરૂ સંતે સાંન બતાવી, નાંમરૂપ જગનાસ,
દયાનંદ તદલીન લગનમે, અખંડ શીવ કૈલાસ,
અનુભવ પ્રગટયોરે, પ્રીત્યા પુરવની બળવા. અનુભવી. ૪

---

## રાગ નીરગુણીના પદ.

( દેખારે દેખી તમે મત કરો ભાઇરે, સાંનગુરૂકી ગમ હે ન્યારી. એ રાહ. )

ભુલવણીમાં તમે શું રે ભમોછોરે, વારંવાર દેહ નહિ આવે.
સંત સમાગમ કરતોરે નથી. એળે અવતાર ધરી મરી જાવે. ટેક.
કોટી જન્મથી જીવ જનમતોરે, ભગતીભાવ બ્રહ્મ નહિ ભાવે,
કાયા માયા જુઠા સંગ કરીને, મોહ મુમતામાં ગોથાં ખાવે. ભુલવણી. ૧
આવન જાવન ત્રણ લોકમાંરે. ચૌદ લોક ફરી ફરી આવે,
દેવ દાનવ મુની નાગ લોકમાં, પશુ પંખી યોનીમાં પાવે. ભુલવણી. ૨
ભુલવણીરે કાળ કરમ ફરતાંરે. સદગુરૂ ચરણમાં જે આવે,
હરી ભજન સેવા સમરણ કીરતન, ભગ્તી મુકતીનું પદ તે પાવે. ભુલવણી. ૩
માહાપદ મોક્ષપદારથ મેવોરે, નાંમ અમીરસ લવ લાવે,
દયાનંદ લવલીયા લગનમાં, ગુણ તજીને ગુરૂગમ ગાવેરે. ભુલવણી. ૪

૨

સદગુરૂ સંતોને શેજમાં સેવોરે, માયા અવિદ્યા મુટી જાવે.
લક્ષ કુટસ્ત બ્રહ્મ અરથ લેઇને. રૂપ અરૂપ જડ જગાવે. ટેક.
જાગ્રત પદારથ રૂપરંગ જોતાંરે, નરનારી નજરે આવે,
નાંમરે રૂપ અનંત બની કાયા, રૂપ અરૂપમાં તે સમાવે. સદગુરૂ સંતો. ૧
અખંડ અવાચ અરૂપ અવનાસીરે, આપમાં આપ ગુરૂ બતાવે,
ગગન ગુફામાં અનઘડ ગેબી, શબ્દ સુરજ પરગટ પાવે. સદગુરૂ સંતો. ૨
શબ્દ અનેક આવરણ માંહે ઉઠેરે, અલ્પ ઉપજે અલ્પ સમાવે,
વૈખરી જાળ માયાનીરે વાંણી, શબ્દ અભેદ ગુરૂગમે ગાવે. સદગુરૂ સંતો. ૩
ગુરૂ ગમ અગમનીગમ નેતીમાંરે, વીરલા સંત સરૂપે થાવે,
દયાનંદ ગુઝ ગેબી ગગનમાં, જ્ઞાન હીમાળે નીત્ય નહાવે. સદગુરૂ સંતો. ૪

૩

નીરગુણ નામ નીરંતર નાહાતાંરે, મળ વિક્ષેપ મન ના જાવે,
અંતર શુદ્ધ હોવે ગુરૂ જ્ઞાનસે, પારસ મીલે લોહ સોનું થાવે. ટેક.

પારસ રૂપ સદ્દગુરૂજીને સમજોરે, લોહ અજ્ઞાન જીવતે કહાવેરે,
પારસ પરસે સોનું તરતજ હોવે, લોહ અજ્ઞાન જીવ બ્રહ્મ પાવેરે. નીરગુણ નાંમ ૧
અજ્ઞાનમાં જીવ અવળો ફરતોરે, હરી સમરે હરી ગુણ ગાવે,
પ્રેમ પ્રીત કરી રસબસ થઇને, ત્રાપ ત્રીવીધીના ટળી જાવે. નીરગુણ નાંમ. ૨
પુરણ બ્રંહ્મ સનાતન પરસ્યારે, નીરાકાર ગુણ નીરદાવે,
આવાગમન મીટાયા ગુરૂ શેજમાં, નાંમ રૂપ ફરી નહિ પાવે. નીરગુણ નાંમ. ૩
પરમાનંદ પરમપદ જ્યોતીરે, સ્વયં પ્રકાસીક મીલ્યા ભાવે,
દયાનંદ દલભીતર દેખ્યા, પરાપાર પરીબ્રંહ્મ ગાવે. નીરગુણ નાંમ. ૪

૪

પરાપાર પરીબ્રંહ્મકુ પુજોરે, દુજારે દેવ નજરૂં નાવે,
જીવરે સીવ એક રૂપ કરી જાંણો. શુદ્ધ ચૈતન સાક્ષી કહાવે. ટેક.
જીવ અવિદ્યા માયા ઉપાધીરે, શીવ ચૈતન માયા સંગ થાવે,
એ દોનું ઉપાદી રહીત શુદ્ધ સાક્ષી, તુરીયાતીત પદમેં ગાવે. પરાપાર. ૧
જીવરે શીવ જ્યાંમે નાંહી દીસેરે, માયા માહા શુનમાં સમાવે,
ચૈતન બ્રંહ્મ નીરંતર દરસ્યા. આપુ આપ પરગટ પાવે. પરાપાર. ૨
પરગટ વસ્તુ પરમારથ પાંમીરે, અંતરમાં આણંદ આવે,
ચીદાનંદ લહેરી સમ સોંધુમે, લક્ષ પુરણ બ્રહ્મમાં લાવે. પરાપાર. ૩
પરમાનંદ પુરણ બ્રહ્મ સ્વાંમીરે, આપે અવિગત્ય ઓળખાવે.
દયાનંદ ગત્ય ગેબી ગગનમાં. ચરણ કમળમાં ચિત્ત લાવે. પરાપાર. ૪

૫

હરીગુરૂ સંતોની સેવા કરીએરે, પ્રેમપ્રીતે ભગ્તીભાવે,
વિવેક વિચાર સત્ય શબ્દ ગ્રહીને, ત્યાગ વૈરાગ વરતી લાવે. ટેક.
રાજા ભરથરી ગોપીચંદારે, વૈરાગ લઇ વનમાં જાવે,
રાજપાટ સ્ત્રી કુળ તજીને, અમર થઇ ગુરૂગમ ગાવે. હરીગુરૂ. ૧
મીરાંબાઇને વૈરાગ મન વાપ્યોરે, પ્રભુ સંગાતે પ્રીતી પાવે,
રાણાનું રાજ છોડયું એક પલકમાં, હરીગુરૂ સંત ગોવીંદ ગાવે. હરીગુરૂ. ૨
પંચ વરસનું બાળક ધ્રુજીરે, રાજકાજ માતા તજી જાવે,
ગુરૂ વચન લેઇ તપ આદરીયો, ભુદર મીલ્યા ભગ્તી ભાવે. હરીગુરૂ. ૩
પ્રહેલાદજી પીતાને તજીનેરે, રાંમ રટણમાં લવનાઓ લાવે,
હીરણ્યકશ્યપે જ્યારે મારવા લીધો, સ્થંભ ફોડીને વહાલો નરસીંગ થાવે. હરીગુરૂ. ૪
આગે સંતોને અનેક ઓધાર્યારે, ગુરૂ વચને પરતીજ પાવે,
દયાનંદ પરમાનંદ વચને, સુરતી શબ્દમાં ઠેરાવે. હરીગુરૂ. ૫

૬

શબ્દ સનેહી પરમાનંદ પાયારે, પરાપુરવકી હે યારી,
આત્મ અગોચર અનુભવ દીનો, ભવસાગરથી લીનો તારી. ટેક.
ભવસાગરમાં બહુ જુગ ભમીયોરે, કીરપા કરીરે ગુરૂ અબસારી.
જ્ઞાન વૈરાગ વિવેક શુદ્ધ લીનો, જુઠી જગત જોઇ નરનારી. શબ્દ સ્નેહી. ૧
જુઠારે રાજાને જુઠારે પરજારે, જુઠાં બની રહ્યાં ઘરબારી.
જુઠીરે ગાડીને જુઠીરે વાડી, જુઠી માયારે જીવ લાગે પ્યારી. શબ્દ સ્નેહી. ૨
જુઠીરે કાયાને જુઠી માયારે, અણછતો જીવ કહે મારી મારી.
આજકાલમાં મુકીને જાશો, મરતી વખતે લાગશે ખારી. શબ્દ સ્નેહી. ૩
નાંમ નાવ પરમારથ માંહીરે, જે બેઠા તે લીધા ઉગારી,
દયાનંદ આપું અંતર તજીને, રાંમ નાંમપર જાઉં વારી. શબ્દ સ્નેહી. ૪

૭

પરાપારસે ઓહંકાર ઉઠયારે, પરામાયા સંગમેં આયા.
શબ્દનાદ ઉઠે ઉનમાંહીથી, વેદવાંણીરે મુખ ઉચરાયા. ટેક.
પરાવાંણીરે રૂગવેદ છે જ્યામાંરે, જીવ શીવ ભયા વિસ્તારા,
કૈવળ બ્રહ્મ અગોચર કહીએ, આપ અનુભવી રહે ન્યારા. પરાપાર. ૧
રૂદે કમળમાં પસંતી પ્રકાસારે, યજુરવેદ જીવ શીવ સારા.
અહંબ્રહ્માસ્મી લક્ષ લેઇને, ઓહંસોહં એકતંત તારા. પરાપાર. ૨
મધમા વાંણીમેં સામવેદ સમરોરે, જ્ઞાન અજ્ઞાન ઘાટ ઘડનારા.
તત્વમસી વાયક બોલે તુજમાં, માહાવાયક શુદ્ધ કરનારા. પરાપાર. ૩
અથરવેદ અથર મુખવાંણીરે, થીર ન રહે મન એક ઠારા,
વેદ ભેદવાંણી પાર છે વસ્તુ, બાવન માંહે બોલે બારા. પરાપાર. ૪
અક્ષરાતીત અક્ષર હોઇ આયારે, ઇશ્વર ચૈતન આપ કીરતારા.
દયાનંદ અગમ બેલ દેખ્યા, આદ અંત્ય મધ્ય નીરધારા. પરાપાર. ૫

૮

આપ અવિગત્ય હુમ ચલે આયેરે, ગત્ય જાંણે વીરલા જ્ઞાની.
વનમાં વાઘ રહે છે એકીલો, વનસ્પતીરે જુગ જડ જાંણી. ટેક.
ચૈતન એક અનેકરૂપ દીસેરે, સુરીયભાસ કીરણ પાંણી.
જેવુંરે પાત્ર તેવા માંહી દીસે, ભાસ ન જાંણે સુરીય પાંણી. આપઅવીગત્ય. ૧
બાવનાં ચંદન બાગ બગીચામાંરે, સુગંધ ચોદેસ ફેલાંણી,
જગત ઝાડ જીવ ખબરેરે નથી, સંત ચૈતન લેવે માંણી. આપઅવીગત્ય. ૨
સ્થુળ સુક્ષમને કારણ માંહીરે, ચીદાભાસ જીવ ફરે ખાંણી,
માયા અવિદ્યાનો સંગ કરીને, ફરતો ફરે જેમ બેલ ઘાણી. આપઅવીગત્ય. ૩

ચીદાનંદ ચરાચર માંહીરે, સદગુરૂ શબ્દ લીયા છાંણી,
દયાનંદ બ્રહ્મ શુદ્ધ અગોચર, નીરાલંબ ગત્ય નીરબાંની. આપઅવીગત્ય. ૪

---

## રાગ લાવણી.

( ઘાટ ઓળંગી ચડી ગગનપર, પ્રેમ ઘરમાં સુરતારે પેઠી.—એ રાહ. )

૧

મન મુરખ તું સમજ્યારે વિના, ભવોભવ જુગમાં ભટકાયો,
આત્મતત્વ સરૂપ ન જાણ્યો, મોહ માયામાં જઇ અટકાયો, ટેક.
મોહ માયાનો મરમ છે મોટો, ભલો ભલો જીવ ઝટકાયો,
નેનબેન છળવિદ્યા કરીને, જગત જાળમાં પટકાયો. મન મુરખ. ૧
દેહ ઇંદ્રી વીખીયા સુખ માંણી, નરનારી જોઇ હરખાયો,
તન મન ધન અરપણ કરીને, પથરા સાથે શીર પટકાયો. મન મુરખ. ૨
જડ માયા સંગ સનેહ કરીને, ફેર ફેર ફંદમાં ફટકાયો,
સંત સમાગમ કરીયોરે નાંહી, લોભ લાલચમાં લટકાયો. મન મુરખ. ૩
સંત સમાગમ સદગુરૂ સેવ્યા, વેદ વચન ગુરૂ પરખાયો,
લવલીન લીયા સેજ શુનમાં, ભેદ અભેદ મરમ મટકાયો. મન મુરખ. ૪
ઓહં ઉઠાવી સોહં સમાયા, સોહં સ્વરૂપમેં છટકાયો,
દયાનંદ લહેરી મન સીંધુમાં, રણુકાર રાંમ રટકાયો. મન મુરખ. ૫

૨

સચ્ચા સદગુરૂ સેવો નીસદીન, આ અવસર ફરી નહિ આવે,
મનુષ્યાદેહ દેવતારે દુરલભ, તુજને મળ્યો છે પરગટ ભાળે. ટેક.
પંચ માહાભુત પરગટ તન માંહી, ભગ્તી મુગ્તી વૈરાગ લાવે,
શીલ સંતોષ સમતા ઉર ધરીને, વિવેક વિચારી મન સમજાવે. સચ્ચા. ૧
શબ્દ વિવેકી સમજ્યા સાધુ, સુરતી નુરત સંગમે લાવે,
અગમ અગોચર આસન ઉનકા, વેદાતીત પરતીજ પાવે. સચ્ચા. ૨
મન વરતી જ્યાં શુન સમાંણિ, ગુણાતીત ગોવીંદ ગાવે,
વાચ તજી અવાચ ગ્રહીને, ચિત ચૈતનમેં લક્ષ લાવે. સચ્ચા. ૩
લક્ષ અલક્ષ આત્મનીજ દરસે, પ્રેમ પ્રીત પુરણ થાવે,
અષ્ટ ધાત પ્રકરતી ન પહોંચે, માહા વાયક સેજે સમાવે. સચ્ચા. ૪
સેજ શુન પરમાનંદ સ્વામી, નીરાકારગુણ નીરધારે,
દયાનંદ નીરગુણ બ્રહ્મમાંહી, આપુ તજી રહ્યો નીરદાવે. સચ્ચા. ૫

૩

નીરગુણ બ્રહ્મ નીરંતર નીરખો, અંતરમાં આણંદ આવે,
કામ ક્રોધ લોભ મોહ તજીને, આશા ત્રસ્ના મન નાવે. ટેક.

આશા ત્રસ્ના વહેતી જગતમાં. તીન લોક મન ભરમાવે.
કલ્પીત કરમ ઉપાસના મનમાં, દેવદાનવ પુજવા જાવે. નીરગુણ. ૧

જોગ જગ્ન ઓર જપ તપ તીરથ, વ્રત કરી કરી ફળ પાવે,
જન્મો જન્મનાં પુન્ય ભોગવવા, ફરી ફરી અવતાર આવે. નીરગુણ. ૨

અવતરવાની આશ કરંતાં, ધન્ય જોબન પુત્ર થાવે.
આશા પૂરણ નથી જગતમાં, આપે આપદામાં દુખપાવે. નીરગુણ. ૩

દુખ દરીઆવમેં જીવ જઇ પડીયો, પાર કભુ તે નહિ પાવે,
સદગુરૂ સંતકુ સેવ્યા નાંહી. એળે અવતાર તેનો જાવે. નીરગુણ. ૪

સદગુરૂ સંત ચરણરજ માંહી. વેદ વચન સત કરવાવે.
દયાનંદ માહાપદમાં ઉનમુની. ઠીક વસ્તુ માંહે ઠેરાવે. નીરગુણ. ૫

૪

સદગુરૂ સાહેબ સત્ય સરૂપહે, અન્ય દેવ દુજા નાંહી.
ઓર ધરમ માયાકો પરપંચ, મન ભુલી પડયો ત્યાંહી. ટેક.

જેને ગુરૂ જેવા જ્યાં મળીયા, લીયો ઉપદેશ તેવો ત્યાંહી,
આપ આપણો પંથ માનીને. કરે ઝગડો માંહોમાંહી. સદગુરૂ સાહેબ. ૧

જોગી જંગમ જટા વધારી, દુરવેસી બનીયા સાંઇ.
સન્યાસી દંડ કમંડળ ગ્રહીને. ફરતો ફરે નવ ખંડ માંહી. સદગુરૂ સાહેબ. ૨

શેવડા થઇ શીર છટા વધારે. હાથ બગલ પીછી પાઇ.
કાજી કતેબ કુરાંન બખાંને. સત્ય સાહેબકી ગમ નાંહી. સદગુરૂ સાહેબ. ૩
વેદ પુરાંણ પંડીત બહુ વાંચે, વેદકા ભેદકી ગમ નાંહી.
અનેક શાસ્ત્ર ભણી અરથ બતાવે, ખટશાસ્ત્ર ખટપટવાંહી. સદગુરૂ સાહેબ. ૪
બ્રહ્મચારી ભ્રમનામાં ભુલ્યા. તીરથવાસી તન ફીરેતાંહી.
હઠ સમાદી જોગ જગ્ન કરી, આતમજ્ઞાન પાવે નાંહી. સદગુરૂ સાહેબ. ૫
સચ્ચા સદગુરૂ સત્યકહાવે. શબ્દ અગોચર ગમ ગાઈ,
આદ અંત મધ્ય પરગટ બોલે. અવઘટ રાંમ રમે સાંહી. સદગુરૂ સાહેબ. ૬
એ પંથ પરવાહ ભુલવણી છોડી. અંતરમાં દેખ્યું જોઇ,
દયાનંદ નામ લીયા નીરંતર. બહાર ભીતર અલક ઓહી. સદગુરૂ સાહેબ. ૭

૫

અવઘટ ઘાટ અલક અવનાસી. મહાપદની જુગ્તી જાંણી,
શેજ શુનમાં સુરતા લગાવી, પરમારથ વસ્તુ માંણી. ટેક.

મુળ કમળસેં લહેરી પ્રગટી, ગગન મંડળ ઘરમાં આણી,
સુરત નુરત શબ્દ ગ્રહીને, નીજ આણંદમાં રહે રાંણી. અવઘટ. ૧

સત ચીત આનંદ રૂપ પ્રકાસી, આદ અંત મધ્ય પરમાણી,
અસ્તી ભાતી પ્રિય બ્રહ્મમાં, નામરૂપ ગુણ નહિ વાંણી. અવઘટ. ૨

નાંમ રૂપ ગુણ પડપંચ માયા, ઇશ્વરપદ કરતા ખાંણી,
ભોગ વાશનામે જીવ બંધાયો, તાપ ત્રિવીધીમાં ગયા તાંણિ. અવઘટ. ૩

જીવ ઇશ્વર માયાકા જાયા, જહાંજુ જળ દીસે પાણી,
દીસે ખરા પણ વસ્તુ નાંહી, અંતર અનુભવે જોયું નાંણી. અવઘટ. ૪

અણછતું આવરણ અસત્ય જડ જોતાં, સત્ય સરૂપ સત્ત એધાંણી,
દયાનંદ સત્ય સોહંબ્રહ્મમાં, દાતા ભુગતા નહિ દાણી. અવઘટ. ૫

૬

દાતા ભુગતા જ્યાં નહિ દીસે, સ્વયં સરૂપ સત્ય પ્રકાસી,
એક અનેક અનેક મીલી એક. નીરાધાર નીરગુણ વાસી. ટેક.

નીરગુણ બ્રહ્મ નીરંતર દરસે. અંતર આશા નહિ દાસી,
રાગ દ્વેશ જ્યામે નહિ આવે, સતસરૂપ સત્ય વિલાસી. દાતા ભુગતા. ૧
દસુ દવાર દસ ઇંદ્રી કરતા, દસુ દેવ કરીયા થાશી,
દસુ વિષય વહે કરમ ભોગમેં, જીવ પડયો માયા ફાંસી. દાતા ભુગતા. ૨
તત્વ પાંચકા બ્રહ્માંડ ઉપાયા, પૃથ્વી અપ તેજ આકાસી,
વાયુ નીરંતર ઇશ્વર વરતો, તત્વાતીત તુંહીતુંહી ગાસી. દાતા ભુગતા. ૩
પાંચ પચીસ ઓર તીન તેત્રીસા, ત્રીવીધી તાપ કીયા ત્રાસી,
તેત્રીસુકા તાપ તજીને, ગુરૂ બચન લવમે લાશી. દાતા ભુગતા. ૪
તત્વ પાંચ માયા ગુણ નાંહી, જીવ શીવ ત્યાં નહિ ભાસી,
અદ્વૈત બ્રહ્મ પરમાનંદ માંહી, દયાનંદ પ્રેમી જન પ્યાસી. દાતા ભુગતા. ૫

૭

મન ભરમાયો કયું રે ભમે છે, જોને વિચારી દલ તારૂં,
સંકલ્પ વિકલ્પ કલ્પીત કરીને, મીથ્યા કહે છે મારૂં મારૂં ટેક.

તન ધન મન માનીને બેઠો, જો સમજે તો બહુ સારૂં,
કાળચક્ર શીર માથે ફરે છે, ઓચીંતુ કરશે અંધારૂં. મન ભરમાયો. ૧
માટે કહું છું તુજને મનુવા, સદગુરૂ કેરૂં લે શરણું,
આત્મ તત્વ સરૂપ ઓળખાવે, માયાનું છુટેલારૂં. મન ભરમાયો. ૨
કલ્પીત ટુટે અજ્ઞાનજ ખુટે, જ્ઞાન દીપક થાય અજવાળું,
અંતરમાં આનંદ બહુ ઉપજે, કહ્યું ન જાવે મીઠું ખારૂં. મન ભરમાયો. ૩
સદગુરૂ સાંન બતાવી સુજને, શબ્દાતીત સરૂપ મારૂં,
વાચ તજી અવાચ મન ઉનમુની, પ્રેમ પ્રતીજે લાગ્યું પ્યારૂં. મન ભરમાતો. ૪
પ્રેમ પ્રતીજ પરમાનંદ સ્વાંમી, અકળ નીરંતર નીરધાર્યું,
દયાનંદ ચિત ચરણ કમળમાં, ચૈતન ઘન નીરખ્યું ન્યારૂં. મન ભરમાયો. ૫

૮

મન લહેરી તનમાંથી પરગટી, બાહેર જઈ રમવા લાગી,
મોહ માયાનો સંગ કરીને, ચૌદ ભોવનમાં જઇ વાગી. ટેક.
ચૌદ લોક બાર ત્રણ ભોવનમાં, દેવ દાનવમાં ગઇ આધી,
સકળ જુગ સચરાચર ઘેર્યા, રૂપ રંગ અનેક રાગી. મન લહેરી. ૧
નરનારીનું રૂપ ધરીને, નામ રૂપ ગુણમાં નાગી,
પાંચ પચીસ સાહેલીરે સંગે, ખેલ કરે છે ખુબ બળ ભાગી. મન લહેરી. ૨
અનેક જુગથી રમત રમંતી, પાર ન પાયો નર અભાગી,
સદગુરૂ શબ્દ લગ્યો જબ તનમાં, અંતરમાં જોયું જાગી. મન લહેરી. ૩
જાગતાં આતમ લવ લાગ્યો, ભગ્તી મુગ્તી લીધી માગી,
જ્ઞાન વૈરાગ વિવેક વિચારી, મોહ માયા કીધી ત્યાગી. મન લહેરી. ૪
રાગ ત્યાગ દોનું છોડીને લક્ષારથે લગની લાગી,
દયાનંદ શુદ્ધ બ્રહ્મ મગનમેં, મન લહેરી સ્થીર થઇ થાગી. મન લહેરી. ૫

---

## રાગ કેદારો.

( સંતોરે એવો અલક તમાશોજી, કહ્યા દેખ્યામાં આવે નહિ.
અદ્વૈત બ્રહ્મ ભાસ્યોજી, સંતોરે એવો અલક તમાસોજી. એ રાહ. )

૧

સંતોરે જુઠો જગ ભરમાયોજી, આવરણમાં જીવ આવીયો.
નાંમ રૂપ ગુણ ગાયોજી, સંતોરે જુઠો જગ ભરમાયોજી. ટેક.
પંચ માહાભુતનો પંડ બની, જાત વરણમેં જાયો જી,
મોહ માયા અભીમાનમાં, મનુષ્યા જન્મ ગુમાવ્યોજી. સંતોરે જુઠો. ૧
માતપીતા કુટુંબ મળી, સ્ત્રી પુત્ર પરણાવ્યોજી,
લોક લાજ વહેવાર બાંધી, તાપ ત્રીવીધી તણાયોજી. સંતોરે જુઠો. ૨
વિષય વાસ્નાને વશ થઈ, ઇંદ્રી આરમ પાયોજી,
લક્ષરે ચોરાસી ફેરા ફરી, દેહ અમુલક લાયોજી. સંતોરે જુઠો. ૩
જન્મ અમુલક પાઈ કે, મુગ્તી કારણ આવ્યોજી,
સહેજ સમાગમે ગુરૂ મીલીયા, સત્ય શબ્દ સુણાવ્યોજી. સંતોરે જુઠો. ૪
સત્ય શબ્દ સુરતી શુનમાં, નુરતી નીશાન ઠેરાયોજી,
દયાનંદ નીજ આત્મા, નામ નીરાધાર નહાયોજી. સંતોરે જુઠો. ૫

૨

સંતોરે સાધુ સંગત કીજેજી, આવરણ અવિદ્યા શેજે ટળે,
હેતે હરિરસ પીજે જી, સંતોરે સાધુ સંગત કીજેજી. ટેક.

હરિરસ અમૃત જે પીએ, પુરવના પુન્યેજી,
સદગુરૂ સંત કીરપા કરે, છુટે કરમના ફંદજી. સંતોરે સાધુ. ૧
કરમ ફંદ કોટી કાળનાં, સંત સંગમાં ટાળોજી.
આત્મ જ્ઞાન ઉદે થાશે, બ્રહ્મ અગ્નીમાં બાળોજી. સંતોરે સાધુ. ૨
સુક્ષમ ચૈતન બ્રહ્મ સદા, લક્ષારથમેં લીજેજી,
મહેરામ અલકને ઓળખી, નામ રૂપ દુર કીજેજી. સંતોરે સાધુ. ૩
પાંચ પચીસ ત્રણ ગુણ મળી, તાપ ત્રીવીધી ભણીજેજી.
ચોત્રીસમો અક્ષર આત્મા, સાક્ષી સરૂપમે રીજેજી. સંતોરે સાધુ. ૪
લક્ષ અલક્ષ અરૂપ છે, વસ્તુ છેકમાં લીજેજી,
પરમાનંદ ગુરૂ ચરણમાં, દયાનંદ જપીજેજી. સંતોરે સાધુ. ૫

૩

સંતોરે નામ નીરંતર વરીએજી, અણીરે અગરપર આસન કરી,
શુભઆસન ધ્યાન ધરીજેજી, સંતોરે નામ નીરંતર વરીએજી. ટેક.
તત્વાતીત્ત રેહો તદા, ગુણાતીતમાં ગમીએજી,
ગુરૂગમ ભેદ અભેદ લેઈ, નીજ નામ સમરીએજી. સંતોરે નામ. ૧
તરવેણીતીત ઘાટમાં, શ્વાસોશ્વાસમે ભરીયેજી.
ઓહંસોહં શબ્દ સમ કરી, ધ્યાન સ્થીર મન ઠરીએજી. સંતોરે નામ. ૨
શબ્દ ઉઠે પરાપારથી, પરાવાંણી પસરીયેજી,
પસંતી પરકાસ કરે, મધમાં ઘાટ ઘડીયેજી. સંતોરે નામ. ૩
વૈખરી રહીત મન ઉનમુની, લક્ષ અલક્ષમાં લરીયેજી,
સરવાતીત બ્રહ્મ સોહી છે, સુખમણ સેજ ઉતરીયેજી. સંતોરે નામ. ૪
સુરત નુરત મળી છેકમાં, આપુ તજીને નીત્ય તરીયેજી,
દયારેનંદ દુખ દુર કરી, જ્ઞાન સાગરમાં ભળીયેજી. સંતોરે નામ. ૫

૪

સંતોરે તત્વાત્તીત વીચારોજી, જડરે ચૈતનનો વિવેક કરી,
દેખો આત્મા ન્યારોજી, સંતોરે તત્વાતીત વીચારોજી. ટેક.
માત પીતાથી પંડ ઉપન્યો, અન્ન કોષ પસારોજી,
નરનારીનું રૂપ ધરી, ચાર વરણ વીસ્તાર્યોજી. સંતોરે તત્વા. ૧
પ્રાણ કોષ પંડમાં વહે, બોલે શબ્દ ઉચારોજી,
અરદ ઉરદ ગતી તે કરે, ક્ષુધા ત્રષા વહેવારોજી. સંતોરે તત્વા. ૨
મન કોષ કહીએ તીસરો, ધીરજ અધીરજમેં ધાર્યોજી,
સંકલ્પ વિકલ્પ ધર્મમાં, જડમાયા મહસ્તારોજી. સંતોરે તત્વા. ૩

વિજ્ઞાન કોષ ચોથો કહીએ, હું મારૂં કહેનારોજી,
હું કરતા હું ભોગતા સહી, મુરખ પંડીત પ્યારોજી. સંતોરે તત્વા. ૪
આનંદમય કોષ અંતર સદા, હરખ શોક નીવારોજી,
પંચકોષાતીત સાક્ષી છે, અનુભવ કરનારોજી. સંતોરે તત્વા. ૫
પંચકોષ તીનું દેહમેં તીનું અવસ્થામાં ગાયોજી,
દયાનંદ મન ઉન મુની, તુરીયાતીત એક તારોજી. સંતોરે તત્વા. ૫

૫

સંતોરે બોલે બોલણહારોજી, ચૌદ ત્રણ પાંચ તત્વમાં,
ખેલે સરજનહારોજી, સંતોરે બોલે બોલણહારોજી. ટેક.
સરજનહારે શ્રષ્ટી કીધી, આદી પુરૂષ આહંકારોજી,
વાણી વેદ ખટશાસ્ત્રમાં, આપે પુરાંણ અઢારોજી. સંતોરે બોલે. ૧
વ્યાકરણ વાણી ચૌદ વિદ્યા, જોગ જગનમેં ધાર્યોજી,
જ્યોતીષ વૈદક શાસ્ત્રમાં, રામ રમે એક તારોજી. સંતોરે બોલે. ૨
હઠ સમાદી અષ્ટાંગમાં, શીવ સંહેતા સુધાર્યોજી.
ચંદર તારામંડળ સુરીયમાં, દેખે દેખનહારોજી. સંતોરે બોલે. ૩
દેવ દાનવ મુની નાગમાં. કહીએ મનુષ્ય અવતારોજી.
મંત્ર જંતર તંત્ર માત્રામાં, બાવનમાં ખેલે બારોજી. સંતોરે બોલે. ૪
આપે અજીત અંતર જામી, નામ રૂપથી ન્યારોજી,
દયાનંદ દલ દેખીયા. પરીબ્રહ્મ પસારોજી. સંતોરે બોલે. ૫

૬

સંતોરે પરીબ્રહ્મ પ્રકાશીજી. આદ અંત મધ્ય એક છે,
ચીદાનંદ આકાસીજી, સંતોરે પરીબ્રહ્મ પ્રકાશીજી. ટેક.
ચીદાનંદ ચૈતન સદા, દસુ દેશમાં વાસીજી,
જીવ શીવ ઉરમી ખટ નાંહી, નીરાલંબ નીરાસીજી. સંતોરે પરી. ૧
ખટ ઉરમીનો વિવેક કહું, પ્રાણ મન દેહ આસીજી,
સીત ઉસંતા દેહ ભોગવે, પ્રાણ ક્ષુધા પીપાસીજી. સંતોરે પરી. ૨
પાપ પુન સુખ દુખ માની, કલ્પીત કરમ કરાસીજી,
હરખ શોક મનમાં ધરી, ભુલી પડયો જીવ ફાંસીજી. સંતોરે પરી. ૩
ખટ ઉરમીમાં જીવ બાંધીયો, અલ્પ આયુષ ધરાસીજી,
સર્વજ્ઞ ઇશ્વર સદા, માયા સહીત વિલાસીજી. સંતોરે પરી. ૪
જીવ શીવ માયા ભેદ નાંહી, અસીપદ બ્રહ્મ ભાસીજી,
દયાનંદ ગુરૂ ચરણમાં, અષ્ટ પહોર બાર માસીજી. સંતોરે પરી. ૫

---

## જીવતાં વર જુવો બંદા જીવતાં વર જુવોજી—એ રાહ.

૧

સદગુરૂ સંતોને સેવ બંદા, સદગુરૂ સંતોને સેવજી,
જેથી જીવતારૂં આવરણ ટળશે, (૨) પ્રગટે આત્મદેવ. બંદા સદગુરૂ. ટેક.

પાંચ તત્વની મઠી મંદીરમાં, વસીયા આતમદેવજી,
અંતરમાં અનુભવ કરીને. (૨) ટાળો અવિદ્યા અહંમેવ. બંદા સદગુરૂ. ૧

હું મારૂં મુમતા તજી ત્યારે, પાયો અચળ અભેવજી,
સત શબ્દ સાન સુરતા લેઇને, ગુરૂ ચરણ ગંગેવ. બંદા સદગુરૂ. ૨

ગંગા જુમના ગત્ય ગગનમાં, સરસ્વતી સમસેવજી,
ઇંગલા પીંગલા સુખમણા માંહી, તાર તરવેણી તંતલેવ. બંદા સદગુરૂ. ૩

તત્વાતી તંત સાર તુંહીહે, સાક્ષી ચૈતન સુખદેવજી,
દયાનંદ આનંદ ઘન મનમે. મટી કલ્પના કુટેવ. બંદા સદગુરૂ. ૪

૨

કલ્પના મન ત્યાગ બંદા, કલ્પના મન ત્યાગજી.
શબ્દ અગોચર અરથ લેઇને, (૨) આતમ અનુભવ જાગ. બંદા કલ્પના. ટેક.

મન બુદ્ધી ચીત અહંકાર માયા, સ્ફુરણા અંતઃકરણ ચારજી.
મધમાં આવી જીવ નાટક રચીયો, (૨) સ્થુળ સુક્ષમ અનુરાગ. બંદા કલ્પના. ૧

દશ પાંચકો સ્થુળ શરીરા. વિષય ભોગ વિલાસજી,
વાસ્નાલીંગ નવ તત્વ માંહી, કારણ મન દુર દાગ. બંદા કલ્પના. ૨

પચીસમો મન કરતા ઉપાદી, છોડી દ્યો સંસારજી,
છવીસમો પરમાત્મ અરૂપી, અખંડ લગની લાગ. બંદા કલ્પના. ૩

લગન મગન મન લીગો ગગનમાં, શબ્દાતીત પ્રકાશજી,
દયાનંદ આણંદ અંતરમાં, લીયો શુદ્ધ વૈરાગ. બંદા કલ્પના. ૪

૩

રામ ભજન રણુંકાર બંદા, રામ ભજન રણુંકારજી,
અષ્ટપહોર તુંહી તુંહી બોલે, (૨) આદી પુરૂષ ઓહંકાર. બંદા રામ. ટેક.

પરાપારસે પુરૂષ આયા, પ્રકરતી બીસતારજી,
પસંતીમાં પહોટી થઇને, (૨) મધમા વાણી ઉકાર. બંદા રામ. ૧

વૈખરી વાણી વેદ ચાર ઉચારે, ઓહં સોહં શબ્દ સારજી,
અનહદ નાદ ગેબી ધુન ગરજે, બહાર ભીતર જીણુંકાર. બંદા રામ. ૨

સપ્ત કમળમાં ઉઠે અજંપો, એકવીસ હજાર છસે જાપજી,
રણુંકાર રામ સઘળે સરખો, નીરગુણ બ્રહ્મ નીરંકાર. બંદા રામ. ૩

રેરંકાર રામ રંગ મહેલમેં, નુરત તખત નીરધારજી,
દયાનંદ ચેતન બ્રહ્મ સાક્ષી, પરાપરીને પાર. બંદા રામ. ૪

૪

નામ રૂપ ગુણ નાંહી બંદા, નામ રૂપ ગુણ નાંહીજી,
પુરણ બ્રહ્મ સનાતન પોતે, (૨) વિશ્વ વ્યાપીક જુગજાંહી. બંદા નામ. ટેક.
વિશ્વ સકળ ગુણ ત્રણ પ્રકરતી, પાંચ પચીસની માંહીજી,
તાપ ત્રીવીધીના તપે તનમાં, (૨) સત્ય સરૂપે રહ્યા સોહી. બંદા નામ. ૧
શુદ્ધ સરૂપે પ્રકાસીક આત્મ, નરનારી દોનું નાંહીજી,
અખંડ અવાચ અરૂપ અવઘટમાં, સાક્ષી સરવાતીત સોહી. બંદા નામ. ૨
ગુનાતીત ગુરૂ ગમ ગગનમાં, ઘટમઠ જયામે નાંહીજી,
હદરે છોડી બેહદ ઘર આસન, શેજમે લવલીન લોહી. બંદા નામ. ૩
શેજ સરૂપી પરમાનંદ મળીયા, લક્ષ અલક્ષ લીખ લોહીજી,
દયાનંદ આપું અંતર તજીને, બ્રહ્મ નીરંતર જોય. બંદા નામ. ૪

૫

અવસર આવ્યો જાય બંદા, અવસર આવ્યો જાયજી,
તું કહે જીવ મારૂં મારૂં, (૨) માયામાં ગોથાં ખાય. બંદા અવસર. ટેક.
માયા મુમતા બાંધી મનમાં, બોદી બોદી તુને ખાયજી,
સ્ત્રી પુત્ર પરીવાર મળીને, (૨) ભાઈ ભગની ભોજાઈ. બંદા અવસર. ૧
તન મન ધન માયાને અરપી, અજ્ઞાનમેં અથડાયજી,
કાળ ચકર શીર માથે ફરે છે, પળમાં પકડી જાય. બંદા અવસર. ૨
માટે કહું સમજ મન બંદા, જો સંત સમાગમ થાયજી,
કોટી જન્મનાં કારજ સુધરે, સદગુરૂ ચરણમાં જાય. બંદા અવસર. ૩
ગુરૂ ચરણમાં જે નર પહોચ્યા, સુરતી શબ્દમાં સમાયજી,
સુરત નુરત નીરાધાર અંતરમાં, નાંમ નીરંતર ગાય. બંદા અવસર. ૪
અવસર અમુલક દુરલભ દેહી, તત્વ આત્મ ઓળખાયજી,
દયાનંદ વસ્તુ અગમ અગોચર, કાળ પહોચે નહિ ત્યાંય. બંદા અવસર. ૫

૬

વસ્તુ અમુલક પાયો બંદા, વસ્તુ અમુલક પાયોજી,
અંતર આતમ લક્ષ લેઇને, સ્વયં સરૂપે નર થાયો. બંદા વસ્તુ. ટેક.
સોહંબ્રહ્મ પ્રકાસ નીરંજન પોતે, અંજનમેં નહિ આયોજી,
દસુ દીશામાં વ્યાપી રહ્યા છે, નીગમ નેતી ગુણ ગાયો. બંદા વસ્તુ. ૧
ગુન તીનપાર ગમ કરી ગાતાં, નીરગુણ બ્રહ્મ મીલ જાયોજી,
અખંડ આતમ અખે મંડપમાં શ્યામ સરૂપમે સમાયો. બંદા વસ્તુ. ૨

પંડ બ્રહ્મંડ કહેવા કચ્છુ નાંહી, જીવશીવ પાર ગાયોજી,
ત્વંપદ ત્યાગી તદપદ જાગી, લક્ષ અસીપદ લાયો. બંદા વસ્તુ. ૩

અક્ષરાતીત અમુલક વસ્તુ, ચૌદ ભોવનમેં ભાયોજી,
રૂપરેખ બીના નીરમળ નામ, અખીલ બ્રહ્મંડમેં છાયો. બંદા વસ્તુ. ૪

ગુરૂ બ્રહ્માનંદ અનુભવ કરતા, માહા મોક્ષ બતાયોજી,
દયાનંદ પરમાનંદ ચરણે, આપે અમાપમાં આયો. બંદા વસ્તુ. ૫

૭

જુઠા જગત જીવ જાયો બંદા, જુઠ જગત જીવ જાયોજી,
સત્ય પુરૂષકુ જાણ્યા નાંહી, અસત્યમેં અળપાયો. બંદા જુઠ. ટેક.

જુઠે માત પિતા સુત નારી, કુટુંબ કબીલો કરી લાયોજી,
નાત વરણ આશ્રમ સબી જુઠા, જુઠા મન સુખ પાયો. બંદા જુઠ. ૧

જુઠા તન ધન માયા જુઠી, જુઠા ઘર મંડાયોજી,
પરપંચમાં પરીવાર બાંધીને, મોહ મુમતામાં ઘેરાયો. બંદા જુઠ. ૨

જુઠારે કવતાને જુઠારે સુણતા, જુઠા રૂપ દેખાયોજી,
જુઠારે હલતાને જુઠારે ચલતા, જુઠા સંગ મીલાયો. બંદા જુઠ. ૩

જુઠારે ખાવેને જુઠારે પીવે, જુઠા ભોગ લગાયોજી,
જોગી જંગમ સેવડા જુઠા, જુઠા ભેખ ધરાયો. બંદા જુઠ. ૪

કાજી કતેબ કુરાન બખાને, પંડીત વેદ પઢાયોજી,
સન્યાસી કરમ કાંડ કરીને, ઘરઘર ભીક્ષા મંગાયો. બંદા જુઠ. ૫

એ ખટધરમ ખટપટમાં પડીયા, આપે આપદામાં આયોજી,
માંહોમાંહે વીવાદ કરે છે, જુઠ મતમે ધાયો. બંદા જુઠ. ૬

ભ્રાંતીમાં જીવ જાળમાં ભુલ્યો, વૈખરી માંહી વવાયોજી,
અનેક જુગથી જીવ ફરે છે, સદગુરૂ સંતે ન પાયો. બંદા જુઠ. ૭

સચ્ચા સદગુરૂ મીલીયા મુજને, પારસ નાંમ બતાયોજી,
દયાનંદ લોહ પારસ મીલતાં, સોવરણ બ્રહ્મરૂપ છાયો. બંદા જુઠ. ૮

૮

અલક અવિગત્ય જાણ બંદા, અલક અવિગત્ય જાણજી,
પરાપાર પરી બ્રહ્મ બોલે, નાંમ તખત નીરબાંણ. બંદા અલક. ટેક.

અલક ખલક પરકાસીક પોતે, ત્રીલોકી માયા મનમાંણજી,
અકરતા કરતા થઇને, કર્યાં વેદવાંણી ચારખાંણ. બંદા અલક. ૧

વેદવાંણી માયા જાળ ઉપાધીમાં, જીવ કરે છે તાંણાતાંણજી,
ચૌદભોવન રચના રચી છે, શીવ શકતી પરમાણ. બંદા અલક. ૩

જીવ શીવ માયા તીનું મળીને, રચીયો પંડ બ્રહ્માંડજી,
અસંક જુગથી આ નાટક નાચે, જાણે કોઇ સંત સુજાણ. બંદા અલક. ૩

સંત માનુભાવ માહાતમ જાણે, આદ અંત મંડાણજી,
મધ માયા બ્રહ્મ ભેદ લેઇને, અગમ અભેદ એંધાણ. બંદા અલક. ૪

અગમ અગોચર વસ્તુ નીરંતર, અંતર નાંહી અભીમાનજી,
દયાનંદ સત્ય સાંન ગ્રહીને, વરતી પુરણમેં આણ્ય. બંદા અલક. ૫

૯

અલક અનુભવ આયા બંદા, અલક અનુભવ આયાજી.
નીરાધાર નીજનાંમ ગ્રહીને ખલક સબી ઓળખાયા. બંદા અલક અનુ. ટેક.

ખલક ગ્રહી પાંચ પચીસમાં, દસુ દ્વાર ગુણ ગાયોજી,
ઇંદ્રીદેવ વિષય પડપંચમાં, તન મન મીથ્યા ધાયા. બંદા અલક અનુ. ૧
પંડ બ્રહ્મંડ ઉપાધી જાણી, જીવશીવ દોનું જાયાજી.
આવરણ માયા દુર કરીને, નામ નીરંતર પાયા. બંદા અલક અનુ. ૨
ગુણ ત્રણ પરકરતી તજીને, પુરૂષ પુર્ણમેં સમાયોજી,
સતચીત આણંદ બ્રહ્મ સરૂપી, નાંમરૂપ ગુણ નહાયા. બંદા અલક અનુ. ૩
નાંમરૂપ ગુણ જ્યામે નાંહી, ત્રીગુણાતીત ગમ ગાયોજી.
સદાનંદ કેવળ બ્રહ્મદાતા, તુમ કીરપાએ ઓળખાયા. બંદા અલક અનુ. ૪
કીરપાભઇ જબ સદગુરૂ મીલીયા, પરમાનંદ પરખાયોજી.
દયાનંદ બ્રહ્મ શુદ્ધ ચૈતનમે, અરસ પરસ મીલજાયા. બંદા અલક અનુ. ૫

---

## રાગ બેહાગ નીરગુણી દેસી અબધુતી.

અબધુત સમજ સમજ મનમેરા, આ દુનીયામાં કુનાહે તેરા. અબધુત સમજ ટેક.
નહિ તેરે માતા ઓર નહિ તેરે પીતા, નહિ તેરે કુટુંબ કબેલા.
સ્રી પુત્ર પરીવાર કછુ નાંહી, મીથ્યા કહે મેરામેરા. અબધુત સમજ. ૧

જાત વરણ આશ્રમ તેરે નાંહી, ભાઇ ભગનીએ જગ ઘેર્યા.
જુઠ પડપંચ માનીને તું બેઠા, ફોગટ ખાય છે ફેરારે. અબધુત સમજ. ૨

કાયા તન ધન નાંહીરે માયા, મોહ મુમતામે મન હેર્યા,
રાત દીવસ ફરે જીવ જાળમે, ભુત ભવીષ્ય વૃત ભેળા. અબધુત સમજ. ૩

કાળ ચકર શીર માથે ફરે છે, ચેત ચેતરે તું સવેરા.
પાવ પલકમાં પકડી જાયગો, જંગલ હોવેગા ડેરા. અબધુત સમજ. ૪

તું તે કોણને કોણહે તેરા, તું કીસકા મન ઠેર્યા,
એસા બીસાર કીયા અંતરમાં, ગુરૂગમ શબ્દમેં હેર્યા. અબધુત સમજ. ૫

હું તું વીના એક ચૈતન સાગર. ચિત ચૈતનમાં પેહેર્યા,
દયાનંદ મન બ્રહ્મ સાગરમાં, સમજ પકડ સમશેરા. અબધુત સમજ. ૬

૨

અબધુત તત્વાતીત પદ તેરા, જાસે અખંડ કરોને સનેડારે. અબધુત તત્વાતીત. ટેક.
શબ્દ સપરસ રૂપરસ ગંધા, પંચ માહાભુત પંડ કેર્યા,
એક એકસે અનેક હોઈ આયે. વિશ્વ સકળ ફીરે ફેરા. અબધુત તત્વાતીત. ૧
પૃથ્વી અપ તેજ વાયુ વહતહે. આકાસથીરે આધેરા,
શબ્દ અગોચર જો નર ભેદયા, નાંમ નીરંતર ભેળા. અબધુત તત્વાતીત. ૨
નીરગુણ બ્રહ્મ નીરંતર સ્વામી, સદગુરૂ શબ્દમાં શેરા,
જગત જાળ દીસે નહિ જામે, સત્ય સરૂપ સત્ય મેરા. અબધુત તત્વાતીત. ૩
સોહંબ્રહ્મ સતંતર સાક્ષી, બાહેર ભીત્તર એક ચેરા,
ઘટમઠ માંહી પરગટ તે બોલે, માહા શુનપાર ડેરા. અબધુત તત્વાતીત. ૪
દયાનંદ ગુરૂ કીરપાસે પાયા, મગન ભયા મન મેરા,
ઉદે અસ્ત નહિ જ્યાં ભાસે, અનુભવાનંદમે ડેર્યા. અબધુત તત્વાતીત. ૫

૩

અબધુત જગત સુપનવંત ભાસી, (૨) જોયું અંતરમાં અવિનાસી. અબધુત જગત ટેક.
આદ અંત કહેવા કછુ નાંહીં, અણછતી ઇચ્છા ઉપાસી,
પુરૂપ પ્રકરતી મીલી બાગ બનાયો, માયા વીચીત્ર દેખાસી. અબધુત જગત. ૧
જાહાં કછુ નાંહી ત્યાં કયા કહીએ. તીન લોવનમે પ્રકાસી,
સ્વર્ગ મત્યુ પાતાળાહી છાયો. ચૌદ ભોવન વનવાસી. અબધુત જગત. ૨
છીપકે ઠામ રૂપો દેખાયો. રજ્જુમેં સરપહી આસી.
સ્થંભકે ઠાંમ ભુત કરી સ્થાપ્યો, જાંજુકે જળમેં બીલાસી. અબધુત જગત. ૩
સસલાકે સીંગ હથીયાર બહુ કીના, આકાસ ફુલ લેવે બાસી,
વંજ્યા સુત સુપનમેં જાયો. જાગતાં સુત ગયો નાસી. અબધુત જગત. ૪
એસા જગત જાણી સંસારા, મન થયું છે ઉદાસી.
દયાનંદ ચૈતન બ્રહ્મ સાક્ષી, અંતર થયારે નીરાસી. અબધુત જગત. ૫

૪

અબધુત આશા અંતરકી ત્યાગી, સુરતા સદગુરૂ શબ્દમેં લાગી. અબધુત આશા ટેક.
વિવેક વિચાર વૈરાગ કરીને, જ્ઞાન ઝરૂખે જાગી,
આશા ત્રસ્ના કલ્પના તજીને, નીરભય નોબત વાગી. અબધુત આશા. ૧
કામ કરોધ લોભ મોહ મચ્છર, સબી દુર કીયા અનુરાગી,
અંતર ભેદ છોડાયો ગુરૂ પલમે, વેદાતીત લગની લાગી. અબધુત આશા. ૨

ભેદ અભેદ કહેવા કછુ નાંહી, સતંતર શ્યામ સોહાગી,
આપ અરૂપ રૂપ હોઇ આયે, એક અનેક એક રાગી. અબધુત આશા. ૩

રાગ રહીત વેરાગી ઉનમુની, ધીરજ ધ્યાંન ધુન ધાગી,
શીલ સંતોષ સમતા ભાવ ઉરમે, માહાપદમેં મોક્ષ માગી. અબધુત આશા. ૪

મહાપદ મોક્ષ પરમારથ મીલીયો, ભગ્તી મુગ્તી બડ ભાગી,
દયાનંદ શુદ્ધ બ્રહ્મ ચૈતનમે, ભુલ ભરમના ભાગી. અબધુત આશા. ૫

૫

અબધુત સાક્ષી ચૈતન બ્રહ્મ પાઇ, નીજ નાંમ નીરંતર ગાઇ. અબધુત સાક્ષી. ટેક.

શુદ્ધ બ્રહ્મ સનાતન પોતે. દસુ દીશામાં રહ્યો છાહી.
ઠામ અણુભર નહિ કોઇ ખાલી, આપે અખંડ અરૂપ અજાઈ. અબધુત સાક્ષી. ૧

અંતર લહેર ઉઠી એક મનમાં. માયા નાંમ ધરાઈ.
કરતા કરીયા કરમ ક્રતી કરકે, વિશ્વ સકળતે ઉપાઈ. અબધુત સાક્ષી. ૨

વિશ્વ સકળ વિષયાકાર વરતે. મન બુધી ચિતને માંહી.
અહંકરતા રૂપ જીવ થઇને, પરપંચમાં પકડાઈ. અબધુત સાક્ષી. ૩

પરપંચ પાર રહે પરી બ્રહ્મ. સંત સદા સુખદાઈ.
નામ રૂપ બીનાતે સાંમી, શુદ્ધ સતંતરમેં સાંઇ. અબધુત સાક્ષી. ૪

સતંતર સુખ સાગર સીંધુ, થીર મન ઠામ ઠેરાઈ.
દયાનંદ લવલીન્ન લગ્નમે, ઉન મુની સ્વરૂપમેં આઇ. અબધુત સાક્ષી. ૫

૬

અબધુત થીર મન કબુ એ ન રહેતા. વાકુ વારંવાર સમજાતા. અબધુત થીર ટેક.
પળમેં જોગી ને પળમાં ભોગી, પક્ષમાં રાવ ઓર રંકા,
પળમાં રાજાને પળમેં પરજા, પળમાં જ્ઞાન ગીત ગાતા. અબધુત થીર. ૧

પળમાં રાગીને પળમાં બેરાગી, પળમાં સકળ સબી ત્યાગી.
પળમાં શેઠ સાહુકાર તું બનતા, પળમાં ચોર હોઇ જાતા. અબધુત થીર. ૨

પળમેં સુખીયા ને પળમેં દુખીયા. પળમેં રડી રડી મરતા.
પળમેં ધનવંત પળમેં ભીખારી, પળમેં મુરખ મન માતા. અબધુત થીર ૩

પળમાં ધુતા ને પળમાં ભુતા, પળમાં હોત અબધુતા,
પળમાં તપીયા તપ કર બેઠા, પળમાં ધ્યાન ધરીઆતા. અબધુત થીર. ૪

પળમે કામી ને પળમાં ક્રોધી, પળમાં લોભી લલચાતા,
પળમાં ધીરજ પળમાં અધીરજ, એસો ખેલ કરી લેતા. અબધુત થીર. ૫

એ પાંચુ પડપંચ તજ મન મેરા, સમજી ગુરૂ ગમ ગાતા.
દયાનંદ થીર ચિત ચૈતનમે, રામ રણુકાર રમતા. અબધુત થીર. ૬

૭

અબધુત બુધી બ્રહ્માકાર ભાસી, આતમ અલક્ષ પુરૂષ અવિનાસી. અબધુત બુધી ટેક.
પાંચ પચીસ ઓર તીન તેતીસા, તાપ ત્રીવીધી તપાસી.
તીનુ તાપ છોડકે દેખ્યા, અક્ષરાતીત આકાસી. અબધુત બુધી. ૧
નવ તત્વ વાસ્ના લીંગ માંહી, જીવ વિષયમાં વવાસી.
બુધી ભેદ અનુરાગ તજીને, એહદ પાર વિલાસી. અબધુત બુધી. ૨
નવ તેત્રીસ બેતાલીસ મળીને, કારણમાં તે સમાસી.
બુધી ભેદ કહેવા કછુ નાંહી, લક્ષ કુદરત બ્રહ્મ લાસી. અબધુત બુધી. ૩
હું તું વિના એક અનુભવાનંદ, અંતરમાંહી પ્રકાસી,
નીરાધાર નીરંતર માંહી, પ્રેમપદના પ્યાસી. અબધુત બુધી. ૪
નિત્યાનંદ નીરંજન જ્યોતી. નીરાકાર નીરાસી.
દયાનંદ નીરગુણ બ્રહ્મ કહીએ, સનમુખ શ્યામ સંન્યાસી. અબધુત બુધી. ૫

૮

અબધુત ચિત ચૈતનમે મીલાયા. જાકા મરમઅગોચર પાયા. અબધુત ચિત ટેક.
સતચીત આણંદ બ્રહ્મ સરૂપી. નાંમરૂપ નહિ છાયા.
તત્વ પાંચ ગુણ તીન નહિ, અદ્વૈત અકળ અજાયા. અબધુત ચિત. ૧
દ્વૈત ભાવ જ્યામે નહિ ભાસે. વૈખરી રહીત વીસરાયા.
વાચ અવાચ રહીત અંતરજાંમી, શેજ શુનમાં સમાયા. અબધુત ચિત. ૨
કરમકાંડ ઉપાસન કરીને, તીરથ વ્રતમે ભુલાયા.
જોગ જગન જપ તપ કરીને, બ્રાંતીમાંહી ભરમાયા. અબધુત ચિત. ૩
બ્રાંતીભાવ મીટયો ઘટ ભીતર, સદગુરૂ ચરણમેં આયા.
સેજાનંદ સદાનંદ કેવળ, માહાપદમે મોક્ષ બતાયા. અબધુત ચિત. ૪
માહા પદ મોક્ષ પદારથ અમુલક, લક્ષ અલક્ષ લવ લાયા.
દયાનંદ આનંદ ભયા ઉરમે, પરમાનંદ લીખવાયા. અબધુત ચિત. ૫

૯

અબધુત અહંકાર મુમતાને મારી. આતમજ્ઞાને જોયુ વિચારી. અબધુત અહંકાર ટેક.
આદ અંત મધ્ય મુમતારે નહોતી, અચલક થઇ લાગી પ્યારી,
તીન લોકમાં રાજ ચલાવે, સ્થુળ સુક્ષમ કારણ ભારી. અબધુત અહંકાર. ૧
કરતા કારણ ઇશ્વર માયા કહીએ. કારીય સુક્ષમ જીવ ધારી,
કારજ કારણ સ્થુળ શરીરા, વિષયમેં ભોગ બીસતારી. અબધુત અહંકાર. ૨
તીનુ દેહ સંગે તીનું અવસ્તા, જાગ્રત સુપન સુખકારી,
વિશ્વારે તૈજસ પાજ્ઞ અભિમાની, આનંદ ભોગ સુખસારી. અબધુત અહંકાર. ૩

માહા કારણ માયા સાક્ષી તુરીયામે, શુદ્ધ ચૈતન બ્રહ્મચારી,
હું તું મારૂં કહેવા નહિ કોઇ, આપોઆપ નીરધારી. અબધુત અહંકાર. ૪
અખંડાનંદ અનુભવ કરતા. જીવ વાસના લીંગ જારી.
દયાનંદ બ્રંહ્મ રસબસ થઇને. ઉતરે ન પ્રેમ ખુમારી. અબધુત અહંકાર. ૫

૧૦

અબધુત હરી હરી સબ મુખ ગાવે, હરીકો ભેદ જે વીરલા પાવે. અબધુત હરી. ટેક.
તું તે કોણ હરી કહાં રહેવે. હરી બીના કુન બોલાવે.
હરી હરી કહેતાં હરી રૂપ હોઇ ગયા, સબ ઘટ અવઘટ રહાવે. અબધુત હરી. ૧
હરી બીના ઠાંમ આણુ નહિ ઠાલો. સચરાચરમે સમાવે,
અકળ નીરંતર સકળ જુગમાંહી, અવિગત્ય ગત્ય ઉર આવે. અબધુત હરી. ૨
અવિગત્ય આતમ સુરા સંત જાણું, ગગન મંડળ લીખ લાવે.
નીરગુણ બ્રંહ્મ નિરાકાર આપે, સુરતી નુરત પાર જાવે. અબધુત હરી. ૩
જગત જીવ સબી હરગુન ગાવે, દરસ પરસ નવ પાવે.
કુડ કપટ પરપંચ રહ્યા મનમાં, હરી પરસન કહાંથી થાવે. અબધુત હરી. ૪
પરપંચ મેટ જેને હરીગુરૂ સમર્યા, નીરમળ નાંમ જપાવે.
દયાનંદ શ્વાસો શ્વાસ સમરી. સત્ય સાહેબમેં લીખાવે. અબધુત હરી. ૫

---

## રાગ મંગળ. ટુકડી દેશી.

૧

ધન્ય ધન્ય મનુષ્યાદેહ, ઉત્તમ જન્મ પાવીયો,
પ્રગટે શ્રી આતમરામ, ગુરૂગમે ગાવીયો. ટેક.
ગુરૂ અગમ જ્ઞાન, લક્ષારથ લાવીયો,
સત્ય સરૂપ નીજ નામ, લગન ત્યાં લગાવીયો. ધન ધન. ૧
સુરતી લગાઈ શુનમાંહે. નુરતમાં મીલાવીયો,
સુરત નુરત ભઇ એક તાર, નીરાધાર સમાવીયો. ધન ધન. ૨
શુન શીખર ગઢ શ્યામ, સરવાતીત છાવીયો,
ઘટ ઘટ અવઘટ રામ, પરગટતે દેખાવીયો. ધન ધન. ૩
ઘટ મઠ કહેવા નાંહી, આણંદ ઉર આવીયો,
દયાનંદ દેખ્યા દલ માંહી. અનુભવ જગાવીયો. ધન ધન. ૪

૨

મન તું તો ભયોરે મસતાંન, માયામાં ભરમાવીયો,
તારૂં તત્વ સરૂપ ભુલ્યો તોય, મોહ નીદ્રામાં આવીયો. ટેક.

મન તુંને સપનુ થયું એક વાર. જીવ જન્મ પાવીયો,
ધાંમ અનેક દેહ ધરી આએ. ચોરાસી લખાવીયો. મન તું તો. ૧
મન તારો ફરતાં ન આવ્યો અંત. બુદ્ધીહીણુ થાવીયો,
જેવો ઝાંઝુ જળ પ્રકાશ, જગત ત્યાં દેખાવીયો. મન તું તો. ૨
એવો જુઠ જગત જાળ માંહે, વીષયમાં વવાવીયો,
આશા ત્રસ્ના કલ્પના છે માંહે. ચિત્તમાં ચમકાવીયો. મન તું તો. ૩
મન તું તો રાણો બન્યો રાજા રંક, સુખ બહુ પાવીયો,
અહંકાર અભીમાન માંહી, અંધારે અથડાવીયો. મન તું તો. ૪
મન તારૂં ચિત ચૈતન કરી ધાર. ગુનાતીત ગાવીએ.
સદગુરૂજી બતાવી સાંન. શેજમાં સમાવીએ. મન તું તો. ૫
મન તારૂં શેજ ચીદાનંદ રૂપ, અલેકમાં લખાવીએ.
દયાનંદ આનંદઘન માંહી, પરમાનંદ જગાવીએ. મન તું તો. ૬

૩

મુંને સદગુરૂ મળીઆ આજ, શબ્દ એક સુણાવીયો.
અંતરમાં ભયોરે આણુંદ. જ્ઞાન દીપક ગાવીયો. ટેક.
ગુરૂ શબ્દ આદી ઓહંકાર. અંતરમાં જપાવીયો,
જપું શ્વાસોશ્વાસની માંહે. સુરતીમાં લગાવીયો. મુને સદગુરૂ. ૧
શબ્દ સુરત નુરતમાં ઠેરાવી. નાભીથી ઉઠાવીયો,
પસંતીમાં કીયોરે પ્રકાસ, મધમા વાંણી કહાવીયો. મુને સદગુરૂ. ૨
વાંણી વૈખરી બોલે માયા માંય, અનેક નામ પાવીયો.
નામ રૂપ રહીત શબ્દ સાર, સોહં લગની લાવીયો. મુને સદગુરૂ. ૩
સત્ય સોહં બ્રહ્મ પ્રકાશ, અજ્ઞાન હઠાવીયો.
માયા અવિદ્યાનો થયો નાસ. આપોઆપ દેખાવીયો. મુને સદગુરૂ. ૪
દયાનંદ દેખ્યા દલ માંહી, અજર પ્રેમ પાવીયો,
હું તું કરતા ન દીસે કોય, નીરંતર સમાવીયો. મુને સદગુરૂ. ૫

૪

ભજો નીજ નામ અનામ, નીરંતર ગાવીએ,
આશા ત્રસ્ના કલ્પના છોડી, પુરણ પદ પાવીએ. ટેક.
પુરણ બ્રહ્મ સરૂપ અરૂપ, અંતરમાં ઠેરાવીએ,
સદગુરૂજી બતાવી સાન, ગગન ધુન લાવીએ. ભજો નીજ. ૧
મન ધીરજ ધ્યાન ધરીને, સમતા સમ પાવીએ,
કામ ક્રોધ લોભ મોહ મુકી, સદગુરૂ ચરણે આવીએ. ભજો નીજ. ૨

મન લગન મગન લવ લીન, ત્રવેણી દેખાવીએ.
ચંદા સુરજ ચલતાહે માંય, સુરતીએ સંભાળીએ. ભજો નીજ. ૩

સુરતી ચલી શુન માંહે, સેહેજ સુખ પાવીએ.
ઇંગલા પીંગલા નાડી દોય, સુખમણમેં સમાવીએ. ભજો નીજ. ૪

સેજ શુનમાં રહે ઘનશ્યામ, ગુરૂગમ ગાવીએ,
દયાનંદ રહે નીરધાર, પરમાનંદ પાવીએ. ભજો નીજ. ૫

૫

નહિ મેરે જાત કે વરણ, નહિ કુળ કામના,
નીસકામી બ્રહ્મ આણંદ, નહિ દેહ દામના. ટેક.

નહિ હું તો બ્રાહ્મણ ક્ષત્રી, વૈશ્ય શુદ્ર નાંહી,
એ ચારૂ વરણની માંહી, વિંધ બંધ્યો સહી. નહિ મેરે. ૧

વિંધ સકળ સંસાર. મોહ માયામાં આવીયો,
જીવ પડ્યો ફંદ માંહે, જનમ બહુ પાવીયો. નહિ મેરે. ૨

વળી બીજા આશ્રમ ચાર, કહુ તને વરણવી,
બ્રહ્મચારી ગ્રહસ્થાધર્મ, વાનપ્રસ્ત તેહી. નહિ મેરે. ૩

નહિ હું તો સંન્યાસી દુરવેસ, જોગી જંગમ નહિ,
નહિ નાંમ રૂપ નરનાર, ચીદાનંદ હું સહી. નહિ મેરે. ૪

સત ચીત આનંદ રૂપ, વસ્તુ એક વીસતરી,
દયાનંદ પાયો નીજ નાંમ, અગમ અનુભવ ગ્રહી. નહિ મેરે. ૫

---

## ( તજ દીયો પ્રાણ, કાયા તો કમલાંનીરે, તજ દીઓ પ્રાંણ—એ રાહ. )

૧

આવ્યો અવસર સમજ લે તું ભાઇરે, આવ્યો અવસર. ટેક.

આવ્યો અવસર સમજ મન ભાઇ. હરી ગુરૂ સંત સગાઇ, રામા હરી,
નીસદીન સંત સમાગમ કરતાં, આવાગમન મીટ જાઇરે. આવ્યો અવસર. ૧

અનેક જુગથી આવત જાવત, જન્મી મરી દુખ પાવત, રામા જન્મી મરી,
સદગુરૂ વિના તુને કોન છોડાવે, અબ કીરપા કરી છે ગુરૂ રાઇરે. આવ્યો અવસર. ૨

એમ મહેર કરી માહારાજા પ્રગટે, અંતર ભેદ બતાઈ, રામા અંતર,
ચીદાભાસ જીવ બ્રંહ્મ કરીને, ચિત ચૈતનમાં લગાઇરે. આવ્યો અવસર. ૩

ચૈતન એક ચરાચર દરસે, પાંચ તત્વાતીત પાઇ, રામા પાંચ,
અગમ અગોચર આસન ઉનકા, સુરતી નુરતમાં મીલાઇરે. આવ્યો અવસર. ૪

નીરાધાર નીરંજન જ્યોતી, ગુરૂ વચને ગુન ગાઇ, રામા ગુરૂ,
દયાનંદ ગુરૂ ચરણ કમળમાં, લક્ષરે ચોરાસી છુટ જાઇરે. આવ્યો અવસર. ૫

૨

તજ અભીમાંન, અંતર મન મેરારે, તજ અભીમાંન (૨) ટેક.
તજ અભીમાંન અંતર મન મેરા, સદગુરૂ શબ્દમેં હેર્યા, રાંમા સદગુરૂ,
કામ ક્રોધકુ ગરદન મારી, ગગન ગુફામાં જાઇ ઠેર્યારે. તજ અભીમાંન. ૧
ગગન ગુફામાં ગેબી ગરજના, અનહદ નાદ ઉઠવા, રામા અનહદ,
દસુ દવારમાં હોત જણકારા, ચિતમેં ચીદાનંદ પ્રેર્યારે. તજ અભીમાંન. ૨
ચૈતન ચીદધન સઘળે વ્યાપીક, અનંત નાંમ રૂપ લહેરાં, રામા અનંત,
જુઠ પડપંચ માયા સંગ થઇને, જીવ ફરે છે બહુ ફેરારે. તજ અભીમાંન. ૩
ફરતાં ફરતાં મનુષ્ય દેહ પાયો, કીયા સદગુરૂસેં નેડા, રામા કીયા,
અગમ કળા સદગુરૂજી આપી, છુટી ગયો ભવજળ ફેરારે. તજ અભીમાંન. ૪
છુટી કલ્પના આતમ જાગ્યા, આણંદ ભયા મન મેરા, રામા આનંદ,
દયાનંદ નીજ નાંમ ગ્રહીને, દીયા હે નીરંતર ડેરારે. તજ અભીમાંન. ૫

૩

હરી કે ભજન વિના, ભવ ભટકાયોરે, પ્રભુ કે ભજન વિના, મન ભટકાયોરે, હરી. ટેક.
હરિ કે ભજન વિના ભવ ભટકાયો, તીન લોક તનજાયો, રામા તીન લોક,
સ્વર્ગ મૃત્યુ પાતાળ ચૌદ લોક. ફીરી ફીરી મન અથડાયોરે. હરીકે ભજન. ૧
તીરથવ્રત અસનાંન કરી ફરી, જોગ જગ્ન કરી આયો, રામા જોગ,
દેવ દાનવ મુની પુજા કરંતાં, પ્રભુ પરગટ ન દેખાયોરે. હરીકે ભજન. ૨
જપ તપ કર્મ કરી દેહી જલાવી, પ્રભુ પરસન નવ થાયો, રામા પ્રભુ,
કાસી જઇને કરવત લીધું, અંતે માચીડો કહેવાયોરે. હરીકે ભજન. ૩
ભવો ભવ જીવ તું એમ ભટકાયો, પ્રભુ કો પાર ન પાયો, રામા પ્રભુ,
હરીગુરૂ સંત જબ કીરપા કરી તબ, અંતર આતમા બતાયોરે. હરીકે ભજન. ૪
અલક આત્મા નીરાકારમાં, ખલક સબી તે સમાયો, રામા ખલક,
દયાનંદ અખીલ બ્રહ્મ સાગર, ગુરૂ મીલે હરી ગુન ગાયોરે. હરીકે ભજન. ૫

૪

બીના સદગુરૂ મન મુગતી ન પાવોરે, બીના સદગુરૂ મન. ટેક.
બીના સદગુરૂ મન મુગ્તી ન પાવો, કોટી જન્મ ધરી આવો, રામા કોટી,
ઉંધે મસ્તક અગ્ની ઝુલાવે, અંગપર ખાખ રમાવોરે. બીના સદગુરૂ. ૧
ચાર ધામ તીરથ કરી આયે, હાડ હીમાળે ગાળે, રામા હાડ,
પરદક્ષણા પ્રથ્વીની કરતાં, આત્મા નવ ઓળખાયોરે. બીના સદગુરૂ. ૨

મંત્ર તંત્ર જંતર માત્રા, જ્ઞાન તાન રાગ ગાવે. રામા જ્ઞાન તાન.
નામ અજપો જાપ જપીને, કહ્યા હોવે સમાદી લગાવેરે. બીના સદગુરૂ. ૩
શીવ સરોદા સાધન સાધી, ચંદ્રસુર ઘર લાવે. રામા ચંદ્ર.
પલ પલ નાડી ભેદ પરખતાં, તોય મન થીર નવ થાવેરે. બીના સદગુરૂ. ૪
એસા ખેલ ખલક સબ માંહી, સત વસ્તુ નવ પાવો. રામા સત.
દયાનંદ ગુરૂ સત્ય બચનમેં, મુગતીકા મારગ બતાયોરે. બીના સદગુરૂ. ૫

૫

મુગ્તીકા મારગ, સદગુરૂજી બતાયોરે, મુગ્તીકા મારગ. ટેક.
મુગ્તીકા મારગ ગુરૂજી બતાયો, ચેત ચેત મન માંહી, રામા ચેત.
લીંગવાસ્ના ત્યાગ કરીને, લક્ષ કુટસ્ત બ્રહ્મ લાયોરે. મુગ્તીકા. ૧
જીવ અનેક નામ ધરીને. ખોટો ખેલ મચાયો, રામા ખોટો.
સચ્ચા સદગુરૂ સત્ય કહાવે, ચિત્ત ચરણમાં લીખાયોરે. મુગ્તીકા. ૨
ચીદાનંદ ગુરૂ ઘટ અવઘટમાં ચૌદલોક પાર છાયો. રામા ચૌદ.
ગુનાતીત ગુરૂગમ ગ્રહીને, પરારે પારમે પહોચ્યાયોરે. મુગ્તીકા. ૩
આદ અનાદિ અગમ ઘર મેરા. ગગન મંડળ ઘર ગાયો. રામા ગગન.
સત્ય શબ્દમાં સુરતા લગાવી. નીરંતર નામ જગાયોરે. મુગ્તીકા. ૪
નીજાનંદ નીજ નામ હમારા, પ્રેમ પ્રીત કરી પાયો. રામા પ્રેમ પ્રીત.
દયાનંદ પુરણ બ્રહ્મ લહેરી. મોક્ષ માહા મોક્ષ થાયોરે. મુગ્તીકા. ૫

૬

આજતો આનંદ મેરા. અંતરમે આયોરે. આજતો આનંદ. ટેક.
આજતો આનંદ મેરા અંતરમાં આયો, નામ નીજાનંદ પાયો. રામા નામ.
સદગુરૂ સાન બતાવી સહેજમાં. જેસો ગુંગને ગુડ ખાયોરે. આજતો. ૧
ગુંગે ગુડ ખાયો જબ મનમાં. સ્વાદ કહ્યો નવ જાયો, રામા સ્વાદ,
પ્રેમ આનંદ ઉમંગ ઉર પ્રગટયો. સમજી સમજી મુચકાયોરે. આજતો. ૨
અખીલાનંદ અખંડ અવનાસી, વિશ્વ સકળ મેં દેખાયો. રામા વિશ્વ.
નામ. રૂપ ગુણ જ્યામે નાંહી, અરૂપ અનામી અજાયોરે. આજતો. ૩
એ અગમ કળા કુચી ગુરૂ આપી, લક્ષ કળા લવલાયો, રામા લક્ષ.
શબ્દાતીત સ્વરૂપ પ્રકાશી. સેજમાં ખુલ ગયો તાળોરે. આજતો. ૪
સતચીત આનંદ બ્રહ્મ સરૂપી, કળા સાક્ષીમેં સમાયો. રામા કળા.
દયાનંદ આનંદ ઘન મનમાં. મીથ્યારે સંશય મીટાયારે. આજતો. ૫

૭

આનંદ ઘન સત અનુભવ પાયોરે. આનંદ ઘન સત. ટેક.
આનંદઘન સત અનુભવ પાયો, ગુરૂ ચરણે ચિત લાયો, રામા ગુરૂ.
સેજ શબ્દ સુરતીમાં ગ્રહીને, વૈખરી રહીત બીસરાયોરે. આનંદ ઘન. ૧

વાચ અવાચ રહીત શુદ્ધ સ્વામી, પ્રેમ અમીરસ પાયો, રામા પ્રેમ.
માયા અવિદ્યા દૂર કરીને, સુલટ ઉલટમેં સમાયોરે. આનંદ ઘન. ૨
માયા અવિદ્યા જ્યાં નવ પોચે, નામ રૂપ ગુણ નહાયો, રામા નામ.
નરનારી કહેવા કછુ નાંહી, અચળ અવિગત્ય ભાયોરે. આનંદ ઘન. ૩
નીરાધાર અવીનાસી પોતે, જીવ શીવ નહિ જાયો, રામા જીવ.
ત્રીગુણાતીત ગેબી ગુરૂ ઘટમે, સકળ નીરંતર છાયોરે. આનંદ ઘન. ૪
સર્વ દેશ ઔર સર્વારેવાસી, રૂપ અરૂપી રહાયો, રામા રૂપ.
દયાનંદ ચૈતન બ્રહ્મ સાક્ષી, શુદ્ધ સરૂપી વીલછાયોરે. આનંદ ઘન. ૫

૮

શુદ્ધ ચૈતન બ્રહ્મ આપ વીલાસીરે. શુદ્ધ ચૈતન બ્રહ્મ. ટેક.
શુદ્ધ ચૈતન બ્રહ્મ આપ વિલાસી, આદ અંત મધમાંહી, રામા આદ,
ઘટ ઘટમાં પરગટ તે બોલે, અવઘટ પાર ઉદાસીરે. શુદ્ધ ચૈતન. ૧
હદરે છોડ બેહદ ઘર બાસા, આશ રહીત નીરાસી, રામા આશ.
મન બુદ્ધી પહોંચે નહિ વાંમે, જોગ જુગ્તી લીખવાસીરે. શુદ્ધ ચૈતન. ૨
જોગ જુગ્તી કરી લક્ષ લીયા જબ, નીરભે નામકા પ્યાસી, રામા નીરભે.
અષ્ટ પહોર પેઉ પેઉ પોકારી, ગુણ નીરગુણ બ્રહ્મ ગાસીરે. શુદ્ધ ચૈતન. ૩
રૂપ રેખ જ્યામેં કહીએ, અગમ અગોચર વાસી, રામા અગમ,
ચંદ્રા સુરજ કહેવા કછુ નાંહી. રાત દિવસ નાં દેખાસીરે. શુદ્ધ ચૈતય. ૪
જાગ્રત સુપન શુષુપ્તી નાંહી, તુરીયાતીત અવકાસી, રામા તુરીયા,
દયાનંદ નીરંજન જ્યોતી, અલક ખલકમાં પ્રકાશીરે. શુદ્ધ ચૈતન. ૫

૯

ઘર નાંહી ગાંમ ઠાંમ નહિ મેરેરે, ઘર નાંહી ગામ (૨) ટેક.
ઘર નહિ ગાંમ ઠાંમ નહિ મેરે, કહાં લગાવું ડેરે. રામા કહાં.
સદગુરૂ મરમ બતાવ્યો મુખમે, ઉનમુની આસન ઠેરેરે. ઘર નહિ ગામ. ૧
પૃથ્વી અપ તેજ વાયુ ઉસાસા, વ્યોમાતીત પદ તેરે, રામા વ્યોમા,
અણી અગરપર લવલીન કરીને, સુરત નુરત શબ્દ પહેરેરે. ઘર નહિ ગામ. ૨
પરા પારસે શબ્દ ઉઠાવી, પરાલક્ષમેં ઘેરેરે, રામા પરા,
પસંતી મધમા વાણી મળી, વૈખરી વાચાકુ અવેરેરે. ઘર નહિ ગામ. ૩
શબ્દાતીત શબ્દમેં બોલે, અનીર વાચ ટુક તેરે, રામા અનીર.
ઓહં સોહં લગનીમાં લીન કરી, શુદ્ધ ચૈતન દુર નેડેરે. ઘર નહિ ગામ. ૪
અખંડ આત્મા વિશ્વ સકળમાં, સત વસ્તુ સત છેડે, રામા સત.
દયાનંદ પરમાનંદ અંતર, નીરંતર નાંમ નિત્ય હેરેરે. ઘર નહિ ગામ. ૫

૧૦

મીથ્યા અભીમાંન મીથ્યા નરદેહીરે. મીથ્યા અભીમાંન. ટેક.

મીથ્યા અભીમાંન મીથ્યા જડદેહી, પંચમાહાભુત સનેહી, રામા પંચ.
ગુણ ત્રણ પચીસા પ્રક્રતી, ત્રીવીધી તાપ તન તેહીરે. મીથ્યા અભીમાંન. ૧

દસ ઇંદ્રી દસુ દ્વાર તે મીથ્યા, દેવ દાનવ સંગ જેહી, રામા દેવ,
વીષય વાસ્નાલીંગ તે મીથ્યા, મીથ્યા નામરૂપ કેહીરે. મીથ્યા અભીમાંન. ૨

એ મન બુદ્ધી ચિત અહંકાર મીથ્યા, મીથ્યા કરમ કરેહી. રામા મીથ્યા,
કારજ કારણ કારીય તે મીથ્યા, મીથ્યા પાપ પુન વેહીરે. મીથ્યા અભીમાંન. ૩

ખટ ઉરમી ખટપટ તે મીથ્યા, મીથ્યા જન્મ ધરેહી, રામા મીથ્યા,
પ્રાણ પંચ પંચ નાગહી મીથ્યા. ચીદાભાસ જીવ ફીરે જેહીરે. મીથ્યા અભીમાંન. ૪

એ કૃત માયાકો સબ જગ મીથ્યા, મન કલ્પીત આ દેહી. રામા મન,
નીરવીકલ્પ સમાદી શેજ શુન, પાયા સંત વીરલા વીદેહીરે. મીથ્યા અભીમાંન. ૫

એ અખંડાનંદ અવિગત આપે, અંતર અનુભવ લેહી. રામા અંતર,
દયાનંદ અભેદ આત્મા. ધ્યાતા નહિ ધ્યાન ધેયહી. મીથ્યા અભીમાંન. ૬

---

રાગ ગરબી.

( સખી સાંભળ કહુ છું એક વાતડી, દહાડો આજ અનોપમ દીઠોરે.
મારા સદગુરૂ શબ્દ સુણાવીયો. સાંભળતામાં લાગે મીઠો મીઠોરે. )
એ રાહ.

૧

સખી સંત સમાગમ કીજીએ. ફરી અવસર આવો નહિ આવેરે,
સખી હેતે હરીરસ પીજીએ, નરનારી ભજોને નીરદાવેરે. સખી સંત. ટેક.

સખી નીરદાવે નારાયણ મળે, જે પુરણ પ્રીતો કરી પાવેરે.
સખી અંતરની મીટે આપદા. શેજે ગુણ ગોવીંદના ગાવેરે. સખી સંત. ૧

સખી તાપ ત્રીવીધીના ટાળીએ, જેથી અંતર શુદ્ધ મન થાવેરે,
સખી પાંચ પચીસ વસ કીજીએ, ગુણ ત્રણ પાર રહાવેરે. સખી સંત. ૨

સખી શુન શિખર ગઢ આત્મા, લક્ષ કુટસ્ત બ્રહ્મ શુદ્ધ લાવેરે,
સખી જીવપણું જ્યામે નહિ, ચીદાનંદ આનંદ સુખ પાવેરે. સખી સંત. ૩

સખી સચ્ચીદાનંદ રૂપ છે સદા, દેહ અસત જડ દુખ કહાવેરે,
સખી અસ્તી ભાતી પ્રીય રૂપમાં, ભાવે બ્રહ્માકાર વરતી ભાવેરે. સખી સંત. ૪

સખી સત્ય સરૂપ સત્ય દેખીએ, ગુરૂ પરમાનંદ બતાવેરે,
સખી દયાનંદ નીજ નાંમ ગ્રહી, મન સાક્ષી પુરણમાં સમાવેરે. સખી સંત. ૫

૨

સખી હરી ગુરૂ સંતોને સેવીએ, જેથી સેવાનુ ફળ પાવોરે.
સખી આત્મ અનુભવ આવશે, ફરી જન્મ મરણમાં ન આવોરે, સખી હરી. ટેક.
સખી અજન્મા એક આત્મા, આપ એક અનેક રૂપે થાયોરે,
સખી નાંમ રૂપ વર્ણ જાતમાં, જીવપણે માયામાં ભુલાયોરે. સખી હરી. ૧
સખી માયા ભુલવણી ઘણા કાળની, તેનો પાર કોઈ ન પાયોરે,
સખી પાર જે વીરલા સંત પાવીયા, સદગુરૂજીએ લક્ષ બતાયોરે. સખી હરી. ૨
સખી ભેદ માયાનો અભેદ છે, એ તો કહેવા સુણ્યામાં નહિ આવેરે,
સખી અખંડાનંદ બસે ઉરમાં, સોહી જાત વરણમાં નહિ જાયોરે. સખી હરી. ૩
સખી જાયો જગત સંસારમાં, આતો લક્ષરે ચોરાસી ફરી આયોરે,
સખી હરીગુરૂ સંત સેવ્યા નાંહી, એનો એળે અવતારતે ગુમાયોરે. સખી હરી. ૪
સખી હરીગુરૂ સંત જેને સેવીયા, તેના અંતરમાં લવલીન લાયોરે,
સખી દયાનંદ વસ્તુ પામીયા, આપે નામ નીરંતરમાં નહાયોરે. સખી હરી. ૫

૩

સખી સદગુરૂ સંતે કીરપા કરી, આતમ અલક પુરૂષ ઓળખાયોરે,
સખી ગગન મંડળ ઘર ગામમાં, નીજ નાંમ નીરંતર ઠેરાયોરે, સખી સદગુરૂ. ટેક.
સખી રાંમ રણુકાર રૂપમાં, ધેયધાતા ધ્યાંન ધરી આયોરે,
સખી થીર મન સાક્ષી ચૈતન થઈ, માયા કલ્પીત કરમ તજાયોરે. સખી સદગુરૂ. ૧
સખી કરમ ધરમ કીરીયા તજી, ચિત ચૈતનમાંહી લગાયોરે,
સખી જીવ શીવ કહેવા નાંહિ, પંડ બ્રહ્મંડ ત્યાં નવ દેખાયોરે. સખી સદગુરૂ. ૨
સખી પંચ કોષ પહોચે નહિ, ખટ ઉરમી નહિ ખટકાયોરે,
સખી જીત અજીત એક આત્મા, આપે અમર અતીત લખાયોરે. સખી સદગુરૂ. ૩
સખી અજર અમૃત નાંમ જેપીયા, મન મગન મસ્ત હોઇ જાયોરે,
સખી આવરણ આપુ શેજે ટળ્યું, પ્રીતે પ્રેમ રસાયણ પાયોરે. સખી સદગુરૂ. ૪
સખી અદ્વૈતાનંદ ગુરૂ સંત મીલ્યા, દ્વૈતભાવ અંતરનો છોડાયોરે,
સખી દયાનંદ વસ્તુ છેકમાં, નીરાલંબ સ્વરૂપમાં સમાયોરે. સખી સદગુરૂ. ૫

૪

સખી પરથમ પુરણ પ્રેમસું, સદગુરૂજીના ચરણે જઇ રહીએરે,
સખી ભાવે કરીને સંત ભેટીએ, સત્ય શબ્દ સુણીને લક્ષ લઇએરે. સખી પરથમ. ટેક.
સખી સાંન બતાવી ગુરૂ જ્ઞાનમાં, પરપંચ પાર જઇ રહીએરે,
સખી આશા ત્રસ્ના છોડકે, ગુરૂગમ ગગનાકાર ગાઇએરે. સખી પરથમ. ૧
સખી ગગન મંડળ ઘર વાસીયું, મોહ મમતા ઇરષા તજી દઇએરે,
સખી ઉનમુની આસન ત્યાં કરી, ઠીક ઠાંમ મન થીર થઇએરે. સખી પરથમ. ૨

સખી ઠીક મન ઠાંમ ઠેરાવીયું. ચિત ચીદાનંદમાં પદ પાઇએરે,
સખી સુરતા શીખરમાં ચડાવીએ. નાદ અનહદ ધુનમાં બજાઇએરે. સખી પરથમ. ૩

સખી દસુ દીશા નાદ સાંભળી. હંસ રૂપ થઇને જોવા જઇએરે,
સખી સુખમણા આવે શેજમાં, ગુરૂ જ્ઞાન હીમાળે નિત્ય નાઇએરે. સખી પરથમ. ૪

સખી સ્નાન ધ્યાન નીજાનંદમાં. પરમહંસ સરૂપે થઇ રહીએરે,
સખી દયાનંદ દલ દેખીયા. વાંણી પાર વસ્તુમાં લીખવાઇએરે. સખી પરથમ. ૫

---

## પદ.

( અનુભવી સંત આવો. લક્ષમાં અલક્ષ લાવો,
પ્રેમરસ સેજે પાયોરે. આનંદરૂપી અનુભવી. એ રાહ. )

૧

સતગુરૂ ચરણુ આયો. આત્મા અગોચર પાયો.
નીગમ નેતીએ ગાયોરે, સદગુરૂજીના ચરણુ આયો. ટેક.

શબ્દ સુણાયો કાંને. અંતરમાં ધરીયું ધ્યાને.
મન તો નીરંતર લાયોરે. સદગુરૂજીના ચરણુ આયો. ૧

નાંમ ગ્રહ્યું નીજાનંદ. મનમાં ભયો આણંદ.
દુઃખ સુખ દુર થાયોરે. સદગુરૂજીના ચરણુ આયો. ૨

ગુરૂગમ ગાયુ જ્ઞાને, અંતરનું ટાળી અજ્ઞાન,
ચીદાનંદ ચરણમાં ચહાયોરે, સદગુરૂજીના ચરણુ આયો. ૩

ચિત ચીદાનંદ લીધું, મનબુદ્ધી અહંકાર સીધ્યું.
પ્રકરતીના પારજાયોરે. સદગુરૂજીના ચરણુ આયો. ૪

પ્રકરતી પુરૂષ નાંહી. બ્રહ્મ સાગરમાંહી,
દયાનંદ નિત્ય નહાયોરે, સદગુરૂજીના ચરણુ આયો. ૫

૨

આત્મા અગમ જાણી. ચિત ચીદાનંદમાં આણી,
શેજ બ્રહ્મસાગર માંણીરે. આત્મા અગમ જાણી. ટેક.

શેજ શુન માંહી વસ્તુ, નીરાકાર જ્યાંહી ધસ્તુ,
નાંમરૂપ દેહી નાંહીરે, આત્મા અગમ જાણી. ૧

પંચભુત પંડ પ્રાણી, જીવ બેલ ફીરે ઘાણી,
જાશે પુર વસ્નાનું તાંણીરે, આત્મા અગમ જાણી. ૨

કલ્પીત કર્મ કુડ કાંણી, જમદુત માથે દાણી,
અંતે થાશો ધુળધાણીરે, આત્મા અગમ જાણી. ૩

ઠીક ઠર્યો નાંહી વાણી. ભરમનામાં ભટકયો ખાણી.
ગુરૂ કહે છે સત્ય વાણીરે, આત્મા અગમ જાણી. ૪

દયાનંદ પુરણ પાણી, રણુકારમાં રહે રાણી,
સત્ય શબ્દે લીયા છાણીરે, આત્મા અગમ જાણી. ૫

૩

અસ્તી ભાતી પ્રીયમાંહી, નાંમરૂપ ગુણ નાંહી,
સતચીત આનંદ સાંહીરે, અસ્તી ભાતી પ્રીયમાંહી. ટેક.

અસ્તી કહેતાં સત્ય કહીએ, ભાતી કામ ચેતન લહીએ.
પ્રીય તે આનંદમાં જોઇએરે, અસ્તી ભાતી પ્રીયમાંહી. ૧

સત્ય વસ્તુ આત્મા છે, અસત્ય દેહ ઈંદ્રી વીષય.
જડભુત ચેતન દીસેરે, અસ્તી ભાતી પ્રીયમાંહી. ૨

આનંદ સચરાચર માંહી, સુખ દુઃખ દીસે જ્યાંહી.
માયા માની જીવે ત્યાંહીરે. અસ્તી ભાતી પ્રીયમાંહી. ૩

એ માયા બ્રહ્મ ત્રીપુટી કહીએ, નાંમરૂપ મીથ્યા લહીએ.
સાક્ષી ચૈતન બ્રહ્મ રહીએરે, અસ્તી ભાતી પ્રીયમાંહી. ૪

આત્મા હે બ્રહ્મ દરસી. ધ્યાન અખંડ ધરસી.
દયાનંદ અનુભવ વરસીરે. અસ્તી ભાતી પ્રીયમાંહી. ૫

૪

અલક અનુભવ આયો, નામરૂપ મીથ્યા ગાયો.
વસ્તુ કેવળપદ પાયોરે. અલક અનુભવ આયો. ટેક.

અજ્ઞાન અવિદ્યા જાંહી, ગુણ ત્રણ થયા ત્યાંહી.
અજ હરીહર જાયોરે, અલક અનુભવ આયો. ૧

દસ પાંચ પ્રાણ પાયો, સુક્ષમ વાસ્નામેં આયો.
જીવ વીષયમે વાયોરે. અલક અનુભવ આયો. ૨

જીવ થઇને જુગમેં ફરીયો. આત્મા અલક નાં જડીયો.
નાંમરૂપમાં થયો ડાહ્યોરે, અલક અનુભવ આયો. ૩

ડહાપણ તું મુકીદે મનુવા જુગદીસ જપો જનુવા.
વાણી પાર લક્ષ લાયોરે. અલક અનુભવ આયો. ૪

વેદ ચાર વાંણીનાંહી, અલક્ષ ગુરૂ ગુસાંઇ,
દયાનંદ શીરછત્ર છાયોરે, અલક અનુભવ આયો. ૫

૫

માથે શીરછત્ર છાયોરે, પરમાનંદ સ્વરૂપ પાયો,
તત્વાતીત ગમ ગાયોરે, માથે શીરછત્ર છાયો. ટેક.

પૃથ્વી અપ તેજ વાયુ, આકાસી શબ્દ કેહાવી,
લક્ષ ગુરૂગમ લાયોરે, માથે શીરછત્ર છાયો. ૧
ગુરૂ કહે છે જુઠી માયા, છોડ શિષ્ય વહાલી કાયા,
સંત સંગતમાં પાયોરે, માથે શીરછત્ર છાયો. ૨
શબ્દબાંણ વાગ્યું તનમાં, જાગી જોયું મારા મનમાં.
વિવેક વિચાર થાયોરે, માથે શીરછત્ર છાયો. ૩
વસ્તુ જોતાં હું તું નાંહી, શબ્દાતીત સાક્ષીમાંહી.
દયાનંદ અજન્માયોરે. માથે શીરછત્ર છાયો. ૪

૬

વિવેક વિચારી જોતાં, ચિત ચીદાનંદમાં પ્રોતાં,
વૈરાગ વરતીએ ધોતાંરે, વિવેક વિચારી જોતાં. ટેક.
આત્મ અનાત્મ જોઇને, દેહભાવ છોડી દઇને.
શુદ્ધ લક્ષ અલક્ષ લેતાંરે, વિવેક વિચારી જોતાં. ૧
અધીકારી વિષય જ્યાંહી, પરમાત્માની એકતા તાંહી,
સત્ય સરૂપે સાંહીરે, વિવેક વિચારી જોતાં. ૨
સંબંધ પ્રયોજન જાણી, વિષય વરતી દુર વાંમી,
પ્રેમપદ રીજે પાંમીરે, વિવેક વિચારી જોતાં. ૩
સમ મનકુ સમાવતાં. દમ વરતી સ્થીરતા કરતાં.
વિષય વરતી તજી દેતાંરે, વિવેક વિચારી જોતાં. ૪
તીતીક્ષા સુખ દુઃખ સહેતાં, પ્રતીજ ગુરૂની રહેતાં.
સમાદાનમાં મોક્ષ લેતાંરે, વિવેક વિચારી જોતાં. ૫
સંપતી સમજીને સાધો. માહા ધન મુળમેં લાધ્યો,
દયાનંદ આણંદ વાધ્યોરે. વિવેક વિચારી જોતાં. ૬

---

## પદ.

અનુભવીને એટલું, આનંદમાં રહેવું રે. એ રાહ.

૧

મત કરો અભીમાન બંદા, મત કરો અભીમાન,
હું મારૂં અહંકાર છોડી, રટોને નીજ નાંમ. મત કરો. ટેક.
રાવણ કુંભકરણ અહંકારી, દુરજોધન બેભાંન,
હરિ સંગાતે વેર બાંધી, મુવા છે અજાણ. મત કરો. ૧
પ્રહેલાદ ભગત પ્રભુ ભવિક્ષણ, સમરીયા શ્રીરામ,
સ્થંભ ફોડી રક્ષા કીધી, પીતાના લીધા પ્રાણ. મત કરો. ૨

મીરાંબાઇના ઝેર પીધા, દ્રોપદીનાં રાખ્યાં માન,
સભા વચે ચીર પુર્યાં, ભક્ત આધીન ભગવાન. મત કરો. ૩
આગે સંત ઘણા ઓધાર્યા, કીરપા કરી શ્રીશ્યામ,
દુષ્ટનો સંહાર કરીને, આપ્યું અવિચળ ધામ. મત કરો. ૪
મેહેર કરો માહારાજા મુજને, દયા કરી દયો દાન,
દયાનંદકુ ચરણે રાખી, પાઓ પુરણ પાંન. મત કરો. ૫

૨

જાળમેં પડયો અલ્યા જીવ, જાળમેં પડયો.
હરિનું ભજન ભુલી, જીવ જાળમેં પડયો. ટેક.
સંતને સેવ્યા નહિ. વહેવારમાં અડયો,
પથરા પાણી પુજીને તું, રખડતો ફર્યો. જીવ જાળમેં પડયો. ૧
સ્ત્રી પુત્ર માયા સંગે, જીવત ત્યાં ઘડયો,
મોહ માયામાં અંધ થઇને, જમને હાથ ચડયો. જીવ જાળમેં પડયો. ૨
આવરણની અંધારી માંહી, ખલક ત્યાં ખડયો,
નીકળવાનો વારો ન આવ્યો, ભુતમાં ભડયો. જીવ જાળમેં પડયો. ૩
સાધુ સંગત કીજીએ તો. ભવસાગર તર્યો,
સદગુરૂ સંતોના ભેદ લેઇને. મુગતીમાં મળયો. જીવ જાળમેં પડયો. ૪
આશા ત્રસ્ના મુમતા છોડી. મુળ મરમ જડયો,
દયાનંદ કહે શબ્દાતીતમાં, સુરતે જઇ વડયો. જીવ જાળમેં પડયો. ૫

૩

આપકું પીછાણ બંદા. આપકું પીછાંણ,
કહાંસે આવ્યો કહાં જાવેગા, કરીલે ઓળખાણ. બંદા આપકું. ટેક.
જન્મા પહેલા અહિયાં નહોતો, કયાં હતો નીરવાણ,
આદ અંતમાં દીસે નહિ, મધ્ય ભયો જીવ જાણ. આપકું. ૧
પરા પારસે આવીયો તું, પરા બોલે વાણ.
ચારૂવાણી પાર બેલે, ચૈતન સાક્ષી જાણ. આપકું. ૨
ગગન મંડળ ગેબી ગાજે, પરગટ તે પરમાણ,
આપ આપકું ઓળખે નહિ, અચરજ ખેલ અજાણ. આપકું. ૩
અસંગ જુગથી ખેલ ખેલે છે, ભરમનામાં બેભાન,
સદગુરૂ સુખે સેજે છુટયો, પાયો આતમ જ્ઞાન. આપકું. ૪
મહેર કરી માહારાજા પ્રગટે, અંતર આણંદ આંણ,
દયાનંદકું ભેટીયા, ગુરૂ બ્રહ્માનંદ ભગવાન. આપકું. ૫

૪

નાંમ રૂપ નાસ બંદા, નાંમરૂપ નાસ,
શુદ્ધ ચૈતન પરકાસ પોતે, આપ રહે અવિનાસ. બંદા નામ ટેક.
પંચ માહાભુતના પંડ માંહી, ત્રીગુણનો પ્રકાસ.
પુરૂપ પ્રકરૂતી મળી. ચૈતનમાં વિલાસ. નાંમરૂપ નાસ. ૧
બુદ્ધી ચીદાભાસ માંહી, જીવનો છે વાસ,
હું મારૂં કરીને બોલે, ત્રીવિધીના ત્રાસ. નાંમરૂપ નાસ. ૨
દસ પાંચ ચાર મળીને, ઓગણીસનો અભ્યાસ.
નાંમરૂપ અનેક ધરી, મનમાં ધરી આસ. નાંમરૂપ નાસ. ૩
વિષયાનંદી જીવ થયો. પડયો માયા કેરે પાસ.
દાસ થઇને દ્રાટીયો જમ. જાણ્યા છે અવિનાસ. નાંમરૂપ નાસ. ૪
ચીદાનંદ ચરાચર માંહી. આત્મા હુલ્લાસ,
દયાનંદ ગુરૂ વચન માંની, મન થયું નીરાસ. નાંમરૂપ નાસ. ૫

---

## પદ નીરગુણી રાહમાં

લોભ લાલચ લટકાયારે, મન તું તો લોભ લાલચ લટકાયો.
આપ સરૂપ નહી પાયોરે, મન તું તો લોભ લાલચ લટકાયો. ટેક.

સ્રી પુત્રાદીક ધન્યકે કારણ, (૨) ગામોગામ ભટકાયોરે. મન તું તો. ૧
અમુલક મનુષ્યા દેહ ધરીને. (૨) આત્મા નવ ઓળખાયોરે. મન તું તો. ૨
માન અપમાન બહુ મનમાં ધરીને. (૨) હું તું મારૂં કરી ગાયોરે. મન તું તો. ૩
કાયા માયા કર્મ કાળ સનેહીરે, (૨) પળ પળ પકડી લેજાયોરે. મન તું તો. ૪
અહંકાર અભીમાન તેરા રસ્તામાં રોહશે, (૨) કોઇ સંગાતે નહિ આયોરે. મન તું તો. ૫
કર્યા કરમ પોતાનાં પોતેરે. (૨) વાસ્ના સંગ ભોગવાયોરે. મન તું તો. ૬
સદગુરૂ સંત ચેતાવે સંવરારે, (૨) ચેતી ચરણમાં ચિત લાયોરે. મન તું તો. ૭
દયાનંદ અહંકરતા ટાળીને. (૨) લક્ષ સરૂપે લપટાયોરે. મન તું તો. ૮

૨

કુડ કપટ ભરી કાયારે. જીવ તારી કુડ કપટ ભરી કાયા.
આત્મા અલેક અજાયારે. મન તારી કુડ કપટ ભરી કાયા. ટેક.

કુડ કપટ કાયામાં ભરીયોરે. (૨) પાચુચોર છડી માયારે. જીવ તારી કુડ. ૧
કામ ક્રોધ લોભ મોહ ભય અહંકાર, (૨) વૈખરી વાંણીમાં વવાયારે. જીવ તારી કુડ. ૨
આશા ત્રસ્ના ઓર મુમતા છે મનમાંરે (૨) કલ્પીત કરમ કરાયારે. જીવ તારી કુડ. ૩
ઉંચ નીચ કર્મ અનેક કરતાંરે, (૨) સ્વર્ગ નરગ ભોગવાયારે. જીવ તારી કુડ. ૪
આવણ માયામાં જીવ અવતરીયારે, (૨) જન્મી મરી દુખ પાયારે. જીવ તારી કુડ. ૫
કાયા કલેસમાં જીવ ગુચવાયોરે, (૨) સદગુરૂ ચરણે નાંહીઆરે. જીવ તારી કુડ. ૬

સંત સમાગમ જે નર સેવ્યારે, (૨) અંતર અલેક લીખાયારે. જીવ તારી કુડ. ૭
દયાનંદ અગોચર આતમ, (૨) પરપંચ પાર ગુરૂ ગમ ગાયારે. જીવ તારી કુડ. ૮

૩

પાયો પરપંચ દેહ પ્રાંણીરે, જીવ તું તો પાયો પરપંચ દેહ પ્રાણી,
તત્વ આત્મા નવ જાણીરે, (૨) જીવ તું તો પાયો પરપંચ દેહ પ્રાંણી. ટેક.
પંચ માહાભુતનો પંડ બનાયોરે. (૨) વિધ સકળ બોલે વાંણીરે. જીવ તું તો પાયો. ૧
શબ્દ સપરસ રૂપરસ ગંધરે, (૨) પૃથ્વી આકાસથી બંધાણીરે. જીવ તું તો પાયો. ૨
પાણી તેજ વાયુ પ્રાણ વંટોળીયો, (૨) કાયાકર્મ ફીરે ધુળધાણીરે. જીવ તું તો પાયો. ૩
ઇંદ્રીદસ દસદ્વાર ત્રીપુટીરે, (૨) વિષય વાસ્ના વખાણીરે. જીવ તું તો પાયો ૪
મન બુધી ચિત અહંકાર સ્ફુરણારે, (૨) જીવ ફીરે ચાર ખાણીરે. જીવ તું તો પાયો. ૫
આવાગમનમાં જીવ ફરતો રાખ્યોરે, (૨) સાધુ સંગત મીલી જાણીરે. જીવ તું તો પાયો. ૬
પરાપુરવ જોગ પ્રીત શું મીલીયારે, (૨) પરમાનંદ પુરાંણીરે. જીવ તું તો પાયો. ૭
સદગુરૂ શબ્દ સુણાયો સુરતીમેરે, (૨) વસ્તુ દયાનંદની નીરબાનીરે. જીવ તું તો પાયો. ૮

૪

સત્ય સરૂપ ઓળખાયોરે, સદગુરૂ સત્ય સરૂપ ઓળખાયો,
વસ્તુ નીરાલંબ પાયોરે, સદગુરૂ સત્ય સરૂપ ઓળખાયો. ટેક.
નીરાલંબ આલંબર નાંહીરે. (૨) મુરતી અમુરતી નાંહી માયારે. સદગુરૂ. ૧
નામ રૂપ ગુન જ્યામે નાંહીરે, (૨) નહિ પંચભુત કાયારે. સદગુરૂ. ૨
ઇંદ્રી દેવ વિષય વાસ્ના નાંહીરે, (૨) તત્વાતીત ગમ ગાયારે. સદગુરૂ. ૩
ચારૂ અંતઃકરણ ઉરમીનાં પહોચેરે, (૨) સુખ દુખ દેહ નાંહી જાયારે. સદગુરૂ. ૪
સ્થુળ સુક્ષમ કારણ અવિદ્યામાં, (૨) મુળમાં જોતાં નાંહી માયારે. સદગુરૂ. ૫
જાગ્રત સુપન શુષુપ્તી આનંદ, (૨) વેદ વાંણીમાં લીખવાયારે. સદગુરૂ. ૬
તુરીયા સાક્ષી ચૈતન બ્રહ્મ તુહીરે, (૨) લક્ષ અલક્ષમાં સમાયારે. સદગુરૂ. ૭
દયાનંદ ગુરૂ શબ્દ સ્નેહીરે, (૨) નાંમ નીરંતર નહાયારે. સદગુરૂ. ૮

૫

આદપુરૂપ અવિનાસીરે. મળીયા ગુરૂ આદપુરૂપ અવિનાસી,
ચરણ કમળ મન વાસીરે. મળીયા ગુરૂ આદપુરૂપ અવિનાસી. ટેક.
આદ ઓહંકાર અખીલ બ્રહ્મડમાંરે. (૨) તીન લોકમાં નીવાસીરે. મળીયા. ૧
સ્વર્ગ મ્રત્યુ પાતાળ ચૌદલોક, (૨) ઘટ ઘટ જ્યોતી જગાસીરે. મળીયા. ૨
ઘટમાંરે ગંગા ઓર જુમના સરસ્વતી, (૨) ઘટમાં દેદાર દેખાસીરે. મળીયા. ૩
ચાર ધાંમ તીરથ સબ ઘટમાંરે, (૨) પાઝ તરવેણી નીત્ય નહાસીરે. મળીયા. ૪
સ્થાવર જંગમ નવ ખંડ પૃથ્વીમેં, (૨) કાસી વિશ્વનાથ કૈલાસીરે. મળીયા. ૫
પંડ બ્રહ્માંડમાં અણુ નહિ ખાલીરે, (૨) સત ચિત આનંદ પ્રકાસીરે. મળીયા. ૬
પરમાનંદ પરીબ્રહ્મ પોતેરે, (૨) દરસન દીયા જાંણી દાસીરે. મળીયા. ૭
દયાનંદપર કીરપારે કીધીરે, (૨) પ્રેમરસ પીયાસીરે. મળીયા. ૮

૬

પ્રેમ અમીરસ પાયારે. સંતો ભાઈ પ્રેમ અમીરસપાયા.
લક્ષ અંતર ઓળખાયારે, સંતો ભાઈ પ્રેમ અમીરસ પાયા. ટેક.
અંતર આત્મા અનુભવ ઉકલ્યોરે. (૨) ચિત ચૈતનમાં લગાયારે. સંતો ભાઈ. ૧
તુકચોક જડ ઝમક પ્રહીનેરે. (૨) શેજ શુનમાં ઠેરાયારે. સંતો ભાઈ. ૨
અમૃત સાગર અમીરસ મુખમાંરે. (૨) અજરા અમર સુખ થાયારે. સંતો ભાઈ. ૩
નાંમ અમૃત રસ જો નર પાવેરે, (૨) વિષયાનંદ વીસરાયારે. સંતો ભાઈ. ૪
વિષય વાસના દુર કરીને. (૨) ચીદ ઘનમાં લવ લાયા રે. સંતો ભાઈ. ૫
લવલીન તદલીન લગી ગગનામાંરે. (૨) સુરતી નુરતીમાં સમાયારે. સંતો ભાઈ. ૬
ઇંગલા પીંગલા જોઇ ચંદા સુરજ દોઇ, (૨) સુખમણા શેજમાં આયારે. સંતો ભાઈ. ૭
દયાનંદ ગુરૂગમકી બંદગીરે, (૨) મન નીરંતર લોભાયારે. સંતો ભાઈ. ૮

૭

સુરતી સાહેબસેં લાગીરે. સંતોભાઇ સુરતી સાહેબસે લાગી.
પરા પુરવ જોગ જાગીરે. સંતો ભાઈ સુરતી સાહેબસે લાગી. ટેક.
પરાપુરબ જોગેસાહેબ મીલીયારે, (૨) આદ અનાદીના સોહાગીરે. સંતો ભાઈ સુરતી. ૧
સાહેબ મેરા શુન શેજમાં રે, (૨) ધીરજ ધ્યાન ધુન ધાગીરે. સંતો ભાઇ સુરતી. ૨
શીલ સંતોષ સમતા ઉર ધરીને. (૨) હું તું મારૂં કીધું ત્યાગીરે. સંતો ભાઇ સુરતી. ૩
શબ્દસરૂપી સાહેબ બોલેરે. (૨) ઘટઘટ નોબત વાગીરે. સંતો ભાઇ સુરતી. ૪
રૂપ રેખ જ્યામે કછુએ ન કહીએરે. (૨) અંતરમાં અનુરાગીરે. સંતો ભાઇ સુરતી. ૫
અંતર પ્રીતો કરી સદગુરૂ સેવીયારે. (૨) ભવસાગરનો ભય ભાગીરે. સંતો ભાઇ સુરતી. ૬
ભવ સાગરનો ભય ટાળીનેરે. (૨) નાથ નીરંજન લગની લાગીરે. સંતો ભાઇ સુરતી. ૭
દયાનંદ આનંદ મગનમાં રે. (૨) માહા પ્રભુમાં મુગ્તી માંગીરે. સંતો ભાઇ સુરતી. ૮

૮

આત્મા અલક અજાતીરે. સંતો ભાઈ આતમા અલક અજાતી.
જાતી વરણુ નહિ ભાતીરે. સંતો ભાઈ આતમા અલક અજાતી. ટેક.
પંચ કોષકો આ પંડ ઉપાયોરે. (૨) ગુણ ત્રણ પાડી ભાતીરે. સંતો ભાઈ આતમા. ૧
રજોબીંદુ અન કોષકી દેહીરે, (૨) માત પીતા મીલીઆતીરે. સંતો ભાઇ આતમા. ૨
વરણાશ્રમ નરનારી નપુસક. (૨) પૃથ્વીમાં ઉપજી લય થાતીરે. સંતો ભાઈ આતમા. ૩
પ્રાણ કોષ પંડ માંહી ચલતહેરે. (૨) ક્ષુધાપીપાસા લેવે માગીરે. સંતો ભાઇ આતમા. ૪
મનકોષ ધર્મ કર્મ કલ્પનારે, (૨) હરખ શોક દીન રાતીરે. સંતો ભાઇ આતમા. ૫
વિજ્ઞાન કોષ ચોથો રહે ઘટમાં રે. (૨) હું કરતા હું ભોગવાતીરે. સંતો ભાઇ આતમા. ૬
આનંદ કોષ બસે અંતરમાં રે. (૨) ક્ષણું ક્ષણું દેહી દુખવાતીરે. સંતો ભાઇ આતમા. ૭
પંચ કોષ તીનું દેહમેં વરતેરે, (૨) તીનું અવસ્તામે સમાતીરે. સંતો ભાઇ આતમા. ૮
પાંચ તીન માયા બ્રહ્મકો સાક્ષીરે. (૨) વસ્તુ ચૈતન સ્વેજાતીરે. સંતો ભાઇ આતમા. ૯
દયાનંદ અનુભવ ઉરમાં રે. (૨) નામ નીરંતર નીજ નાતીરે. સંતો ભાઇ આતમા. ૧૦

## ઠુમરી.

### ( રામકલી કીરતન. )

૧

રામ નામ તું ભજને પ્રાણીયા. ફરી અવસર નહિ આવેરે.
આવ્યો અવસર તું એળે ગુમાવે. સદગુરૂ સંત ચેતાવેરે. ટેક.

અવસર આવ્યો આ ભવ માંહી. સાધુ સંગત જબ થાવેરે.
વેદ વેદાંત સાસ્ત્ર સત્ય સુણીને. આત્મા લક્ષ લગાવેરે. રામ નામ તું. ૧
વિવેક વિચાર વૈરાગ ઉર ધરીને, વિષય વાસના તગાવેરે.
ઇચ્છા કીરીયા જ્ઞાન કરીને. માહા મુગતપદ પાવેરે. રામ નામ તું. ૨
ભાવ ભગ્તી મુગ્તીકા સાધન. ધીરજ ધ્યાંન ધરી આવેરે.
આશા ત્રસ્ના કલ્પના છોડી. રામ નામ જશ ગાવેરે. રામ નામ તું. ૩
કામ ક્રોધ મુમતાકુ મારી, મન સમતામે સમાવેરે.
પરમારથમાં પ્રીત કરીને. ચિત ચેતનમાં મીલાવેરે. રામ નામ તું. ૪
ગુરૂ પરમાનંદ કીરપા કીધી. મનકા મોહ મીટાવેરે.
માહામણી પ્રકાસ સીંધુમાં. નીત્ય દયાનંદ નહાવેરે. રામ નામ તું. ૫

૨

રામ નામકી લગની લગાઇ લ્યો. ચેત ચેત મન મેરારે.
કાળ અચાનક માથે ફરે છે. કરો સદગુરૂ સંગ નેડારે. રામ નામકી લગની ટેક.

સદગુરૂ સંતકો સંગ કરીને. શ્યામ સમરને સવેરારે.
કાળ માયા કો ભય મીટાવે. સત ચીદાનંદ ગુરૂ તેરારે. રામ નામકી લગની. ૧
જન્મ જાળ માયા ભુલવણી. જીવ ફર્યો બહુ ફેરારે.
લક્ષ ચોરાસી ફેરા ફરતાં. પાયો અમુલક દેહરારે. રામ નામકી લગની. ૨
અમુલક મનુષ્યા દેહ ધરીને, હરી ચરણુ ચિત ઠેર્યારે.
સદગુરૂ શબ્દમાં સુરતી લગાવી, સત્ય પકડ શમશેરારે. રામ નામકી લગની. ૩
સુરા હોઇ શબ્દકુ સેવો, શ્વાસોશ્વાસ નાંમ હેર્યારે.
સોહં ઉઠાવી સોહં સમાયા, લક્ષ ચીદાનંદ પહેર્યારે. રામ નામકી લગની. ૪
શીલ સંતોષ સમતા ઉર ધરીને. ધીરજ ધ્યાંન જ્ઞાન ધેર્યારે.
દયાનંદ નીજ નાંમ ભજન કરી. છુટ ગયો ભવ જળ ફેરારે. રામ નામકી લગની. ૫

૩

રામ ભજન વિના નહિ નીસ્તારા, કોટી કરો ઉપગારારે.
સચ્ચા સદગુરૂ સેવત નાંહી. ભુલા ફીરત સંસારારે. રામ ભજન વિના. ટેક.

જોગ જજ્ઞ તીરથ કર આયે. જપતપ વ્રત આચારારે.
આતમરામકુ ચીન્યા નાંહી. કીસબીધ ઉતરો પારારે. રામ ભજન વિના. ૧

કરમ કાંડ ઉપાસના કરીને, તેતીસ દેવકા પુજારારે,
કરમ ધરમ પાપ પુન્ય દાંન કરી, વિશ્વ સકળ વીસ્તાર્યારે. રામ ભજન વિના. ૨
મોહ મમતામે મન ભરમાયા, કલ્પીત કરમ પસારારે,
સ્વર્ગ નરગકા સુખ ભોગવી, જીવ ધરે છે અવતારારે. રામ ભજન વિના. ૩
ભવ સાગરમાં જીવ ભમંતા, નામ ન જાણ્યું નીરધારારે.
સચ્ચા સદગુરૂ સત્ય બતાવે. વસ્તુપરાની પારારે. રામ ભજન વિના. ૪
પરાપાર પુરૂષોતમ પોતે. સોહં રામ અપારારે.
દયાનંદ નાંમ રૂપ તજીને, રાંમ રટણ રણુકારારે. રામ ભજન વિના. ૫

૪

રામ રટણ કર નીસદીન ભાઇ. રાગદ્વેશ નહિ આવેરે,
ગુરૂ ગમ જ્ઞાન બતાવે ગગનમાં, સોહંરામ દરસાવેરે. રામ રટણ કર. ટેક.
સોહં રામ સકલમાં દરસે, આપે બોલેને બોલાવેરે.
પાંચ પચીસ તીન ઓગણીસમાં, કરતા અકરતા કહાવેરે. રામ રટણ કર. ૧
બાવન અક્ષર બહાર તે બોલે, રામ સુણે ને સુણાવેરે.
રામહી દેખત રામ દેખાવત. રામ અદેખ હોઈ જાવેરે. રામ રટણ કર. ૨
રામહી લેતા રામહી દેતા, રામ ચરણથી ચલાવેરે.
રામહી ઉઠત રામહી બેસત. રામ સોવે ને જગાવેરે. રામ રટણ કર. ૩
રામહી ખાવત રામહી પીવત. રામહી ભોગ લગાવેરે.
રામહી રાગી મનમાં બેરાગી. રામ જોગારામ ગાવેરે. રામ રટણ કર. ૪
રામહી જપીઆ રામહી તપીયા, રામ રમેને રમાવેરે.
રામ વિના એક અણુ નહિ ખાલી. હરી બીના પાત્ર ન હાલેરે. રામ રટણ કર. ૫
અકળ અલ સોહં રામ આપે. ગુરૂ બીના પાર ન પાવેરે.
દયાનંદ કેવળ રામ સમરી. નીત્ય રહે છે નીરદાવેરે. રામ રટણ કર. ૬

૫

રામ નીરંતર સબ ઘટ દેખ્યા. અંતર જોયું તપાસીરે.
પરાપાર પુરૂષોતમ પોતે, અકળ અલ અવનાસીરે. રામ નીરંતર સબ. ટેક.
અકળ અલ અવનાસી આપે. શેજમાં શકતી ઉપાસીરે.
ઇશ્વર ચૈતન નાંમ ધરાવી. અવ્યાકૃતમાં કહાસીરે. રામ નીરંતર સબ. ૧
પુરૂષ પ્રકરતી જીવ માયા મળીને, ત્રીગુણ શ્રષ્ટી લીખાસીરે,
બ્રહ્મ વિશ્નુ શંકર કરતા. નામ રૂપગુણ ગાસીરે. રામ નીરંતર સબ. ૨
અવ્યાકૃત હીરણ્ય ગર્ભ દેહે. વિશ્નુ વૈરાટે વિલાસીરે,
તત્વ પાંચ પંચ મહાભુત માંહી, ચૌદ લોક નીવાસીરે. રામ નીરંતર સબ. ૩
સ્થાવર જંગમ કીટ પતંગા, વ્યષ્ટી સમષ્ટી સમાસીરે,
તીન લોક સચરાચર માંહી, સોહંરાંમ પ્રકાસીરે. રામ નીરંતર સબ. ૪

સ્થુળ સુક્ષ્મ કારણ મહાકારણ, ચીદાભાસ જીવ ભાસીરે,
તીન અવસ્તાકો સાક્ષી ચૈતન, તુરીયાતીત અવકાસીરે. રામ નીરંતર સબ. ૫
જીવ શીવકો અંતર જાંમી. નીરગુણ બ્રહ્મ નીરાસીરે,
દયાનંદ આનંદ ઉર પ્રગટયો અનુભવ જોત જગાસીરે. રામ નીરંતર સબ. ૬

૬

નારાયણ નારાયણ સમરો, નારાયણ નીરધારોરે.
પુરણ બ્રહ્મ સનાતન પોતે, આપ ભયા કીરતારોરે. નારાયણ નારાયણ. ટેક.
જીવ ઇશ્વર મુળ માયા ઉપાધી, પંડ બ્રહ્મંડ પસારોરે,
નર નારી નાંમ રૂપ ધરીને, વિશ્વ સકલ વીસતાર્યારે. નારાયણ નારાયણ. ૧
નવ ખંડમાં નરનારીને નીરખી, ગાંમ ઠાંમ નામ ન્યારોરે,
ભાત્ય ભાતકી વરણાશ્રમ કરી, કરમ કરે છે અપારોરે. નારાયણ નારાયણ. ૨
કરમ ધરમ પગ પાગ બાંધીને, ભોગવે જગ વહેવારોરે.
ભગ્તી મુગ્તી વૈરાગ ન સમજે, સમજે ન વિવેક વિચારોરે. નારાયણ નારાયણ. ૩
જડ બુદ્ધીમાં જીવ જન્મ ગુમાયો, જાણ્યા નહિ જુગદાધારોરે,
સદગુરૂ મીલીયા પ્રેમ પરખાયા, અંતર ભયા છે ઉજીઆરે. નારાયણ નારાયણ. ૪
ભયા ઉજીઆરા આતમ જાગ્યા, નીરખ્યા નારાયણ ન્યારોરે,
દયાનંદ ભજન કરી બંદગી, દીલમાં દેખ્યા દેદારોરે. નારાયણ નારાયણ. ૫

૭

ભજ નારાયણ અંતર જામી, તજને કબુધી મન તેરીરે,
શીલ સંતોષ સમતા ઉરધારી, ચિત ચેતનમેં પેહેરીરે. ભજ નારાયણ. ટેક.
ચિત ચિદાનંદ ચરણ કમળમાં, સુરતી શબ્દમાં હેરીરે,
કામ ક્રોધ મદ મોહકુ પકડી, વરતી ગગનમાં ઘેહેરીરે. ભજ નારાયણ. ૧
વાચ તજી અવાચ લક્ષ લીનો, ઉનમુની આસન ઠેરીરે,
નારાયણકા સમરણ કર લ્યો, ગ્રભ વાસનાઓ તમો ફેરીરે. ભજ નારાયણ. ૨
ધીરજ ધ્યાન ધરો અંતરમાં, મન દેખો ચોફેરીરે.
નારાયણ વિના નજરૂં નઆવે, મનછા મગન ભઇ મેરીરે. ભજ નારાયણ. ૩
મગન ભયા જબ મેં નવ જાંણ્યા, ચડ ગઇ માહાશુન શેરીરે,
સુખમણ આઇ સેહેજ સુખપાઇ, સુખ સાગર લીન લહેરીરે. ભજ નારાયણ. ૪
પુરણ પ્યાલા પાયા સદગુરૂ, દૂર મતી દૂર કરી દેરીરે,
દયાનંદ નારાયણ સમરી, ભયા બ્રહ્મ સાગર ભેળીરે. ભજ નારાયણ. ૫

૮

સત નારાયણ સદગુરૂ સેવો, કોટી કરમ છુટ જાવેરે,
પારસકુ જબ લોહા પરસવે, શેજમાં સોવરણ થાવેરે. સત્યનારાયણ. ટેક.

સદગુરૂ પારસ નામ મીલાયા. લોહા કરમ મીટ જાયોરે.
જન્મ મરણકી ફાંસી તોડી, અકરમ આતમા બતાયોરે. સત્યનારાયણ. ૧

અકરમ આત્મા અલક નીરંજન. અજંનમે નહિ આયોરે.
માયા વિકાર મોહ મન રહીત. સાક્ષી ચૈતન શુદ્ધ પાયોરે. સત્યનારાયણ. ૨

ચૈતનરૂપ અનંતમાં દરસે. પાત્ર નાંમ રૂપ ગાયોરે,
સુરીય પ્રતીબીંબ જળમાં ભાસે. જીવ ઇશ્વર હોઇ આયોરે. સત્યનારાયણ. ૩

જીવ ઇશ્વર અંતરમાં લખીયા, કારણકારીય કહાવ્યોરે,
વસ્તુ નીરંતર વ્યાપક સ્વામી, સરવાતીત રહાયોરે. સત્યનારાયણ. ૪

દયાનંદ પરમાનંદ મળીઆ. અંતર આપદા છોડાયોરે.
નીરાકાર નીજ નાંમ ઠરાવી. અવિગત્ય માંહી સમાવ્યોરે. સત્યનારાયણ. ૫

૯

નારાયણની બંદગી કરતાં. થીર મન ચરણુંમેં રાખોરે.
અંતર આતમ ધ્યાન ધરીને, પ્રેમ અમીરસ ચાખોરે. નારાયણની ટેક.

પ્રેમ અમીરસ જો નર ચાખે. વસ્તુ આદ્ય વેરાગોરે.
અંતર આશા મેટ કરીને. લક્ષ ભજન લવ લાગ્યોરે. નારાયણની. ૧

સત્ય શબ્દ સોહંમાં સુરતા. તન મન ધન સબી ત્યાગોરે.
નીરવરતી નારાયણ સમરી. રણુંકાર રાંમ એકરાગોરે. નારાયણની. ૨

રામ રણુંકાર અનહદ વાગે, પરાજ્યોતી શબ્દ ભાંખ્યોરે.
શ્વાસોશ્વાસ ઓહંકાર ઘટમે. તરવેણી તીર જઇ જાંખ્યોરે. નારાયણની. ૩

ઓહં ઉઠાવી સોહં લગનમાં. ચંદા સુરજ થીર રાખ્યોરે.
ઇંગલા પીંગલા સુખમણ સુખમે સુરતી પ્રેમરસ ચાખ્યોરે. નારાયણની. ૪

શેહેજ સમાદી શુન શીખરગઢ, અણી અગરપર વાગ્યોરે.
દયાનંદ ગુરૂ ચરણકમળમાં. ચિતમાં ચીદાનંદ જાગ્યોરે. નારાયણની. ૫

૧૦

ગુનાતીત ગોવીંદ ગુન ગાવો. આદી શબ્દ ઓહંકારારે,
તીન ભોવનમેં બાલાજોગી. રમતા સરજનહારારે. ગુનાતીત. ટેક.

સરજન હાર સકલમેં બોલે, નામ રૂપ ગુણ ન્યારારે,
આપે અખંડ અરૂપ અવનાસી, બોલે છે બોલણહારારે. ગુનાતીત. ૧

તત્વ પાંચ દસઇંદ્રી સ્થુળ ભોગ. જાગ્રત વૈખરી વહેવારારે,
વિશ્વા અભીમાની વિષયમાં વરતે, પૂરણ સાક્ષી અપારારે. ગુનાતીત. ૨

પાંચ ચારકી સુક્ષમ દેહી, ભોગવે સુપન સંસારારે,
તૈજસ અભીમાની સાક્ષી તુંહી, ભ્રાંતી ભાસ્યો અવતારારે. ગુનાતીત. ૩

નવ પંદર ચોવીસકો કારણ, મનમેં અવિદ્યા બીચાર્યારે,
પ્રાજ્ઞ નામાનંદ શુષુપ્તી સુખમેં, દ્વૈત રહીત પસારારે. ગુનાતીત. ૪
માહાકારણ માયા શુદ્ધમાંહી, શુદ્ધ ચૈતન નીરધારારે,
દયાનંદ તુરીયાતીત તેહી, તેહી તુંહી એક તારારે. ગુનાતીત. ૫

૧૧

ગુરૂ ગોવીંદ બીચ અંતર નાંહી, ચૈતન બ્રહ્મ પીછાંણીરે,
અકળ નીરંતર સકળ શરીરા, પુરણાનંદ પુરાંણીરે. ગુરૂ ગોવીંદ. ટેક.
પુરણાનંદ પુરણ બ્રહ્મ આપે, ગુરૂ ગોવીંદ કહાનીરે,
ગોવીંદ માયા જાળ જીવ પડીયા. ગુરૂ મોક્ષપદ આણીરે. ગુરૂ ગોવીંદ. ૧
ગુરૂમુખ મોક્ષ પદારથ મોટું, શરણે આવ્યો જે પ્રાણીરે,
આત્મ તત્વ સરૂપ ઓળખાવ્યો, પ્રપંચ પાર કીયો પ્રાણીરે. ગુરૂ ગોવીંદ. ૨
પંચભુત પ્રપંચમાં પડીયો, આદ પુરૂષ નવ જાણીરે,
મોહ નીદ્રામાં ભુલ્યા ભમો છો, ત્રષ્ણાપુર ગયું તાણીરે. ગુરૂ ગોવીંદ. ૩
મ્રગ ત્રષ્ણામાં જીવ વહેતોરે રાખ્યો. સદગુરૂ મળીયા સ્વામીરે,
ધીરજ ધ્યાન જ્ઞાન ગમ દીનો, સત્ય શબ્દ દીયો છાંણીરે. ગુરૂ ગોવીંદ. ૪
સાર શબ્દ અંતરમેં ધરીયો, નામ નીરંજન નાણીરે,
દયાનંદ આનંદ ઘન પુરણ, ગુરૂ ગોવીંદ નીરબાણીરે. ગુરૂ ગોવીંદ. ૫

૧૨

ગુરૂ ગોવીંદ એક ભાવમાં પુજ્યા, દ્વીતીયો ભાવ નહિ આયોરે,
અંતર કુડ કલપના છોડી. શુદ્ધ ચૈતન બ્રહ્મ પાયોરે. ગુરૂ ગોવીંદ એક. ટેક.
શુદ્ધ ચૈતન સચરાચર માંહી, રૂપ અરૂપમેં રહાયોરે,
નામ રૂપ ગુણ જ્યામે નાંહી. અલક ખલકમેં દેખાયોરે. ગુરૂ ગોવીંદ એક. ૧
ગોવીંદ માયા તીન ભોવનમે, જીવ જન્મ ધરી આયોરે,
સંગ ઉપાદી વિશ્વ સકળમાં, વિખીયાકાર વરતાયોરે. ગુરૂ ગોવીંદ એક. ૨
ગોવીંદ કરતા ગોવીંદ ભરતા, ગુરૂ અકરતા કહાયોરે,
પરમારથ ઉપદેશ કરીને, જીવ માયાથી છોડાવ્યોરે. ગુરૂ ગોવીંદ એક. ૩
શેજ શબ્દ એક શ્રવણ સુણાવ્યો, અંતર લક્ષ લગાયોરે,
ગુરૂગમ જ્ઞાન ગગનમેં પાયો, કળા અકળ મેં લીખાયોરે. ગુરૂ ગોવીંદ એક. ૪
અકળ કળા અંતર જામીની. મુખસે કહ્યો નવ જાયોરે.
દયાનંદ ગુરૂ ગોવીંદ સમરી, શબ્દાતીતમેં સમાયોરે. ગુરૂ ગોવીંદ એક. ૫

---

## રાગ કયારા.

ગુનાતીત ગુરૂ ગણપતી સમરૂ, ગણપતી સમરૂ. સમરેથી સુખ પાવે;
હો સાધુ. ૧
સંત સમાગમ નીશદીન કરીએ, નીશદીન કરીએ, શુદ્ધ બીચાર જબ આવે;
હો સાધુ. ૨

શુદ્ધરે બુધ સ્વામી ગુણપતી હેવે, સ્વામી ગુણપતી હેવે. આવાગમન મીટાવે;
હો સાધુ. ૩

ભગતી વેરાગ અંતરમાંરે ઉપજે. અંતરમાંરે ઉપજે, વિવેક વિચારે જણાવે,
હો સાધુ. ૪

શીલ સંતોષ દયા સેવા મનમાં. દયા સેવા મનમાં. ધરમથી કરમ નસાવે;
હો સાધુ. ૫

ગ્રહણ ત્યાગ રાગ નહિં મનમેં. રાગ નહિં મનમેં. લક્ષે આતમ લવ લાવે;
હો સાધુ. ૬

સાધુનાં લક્ષણ સનમુખ કહેવે. સનમુખ કહેવે. ધીરજ ધ્યાન ધરી લેવે;
હો સાધુ. ૭

ધ્યાન જ્ઞાનકી સાન બતાવે, ગુરૂ સાન બતાવે. સુરત નુરત સમજાવે;
હો સાધુ. ૮

નુરત નીરાધાર નીરંતર માંહી. સાધુ નીરંતર માંહી. મન લહેર સમાવે;
હો સાધુ. ૯

સમ સાધન સમ સત્યા શેહેજમે. સત્યા શેહેજમે. ઉનમુની દયાનંદ ધુનમેં;
હો સાધુ. ૧૦

૨

સતચીત આનંદ સરૂપ પ્રકાશી. સાધુ સરૂપ પ્રકાશી. આપે અરૂપ અવિનાસી;
હો સાધુ. ૧

અવિનાસી અવતારમેં ન આવે. અવતારમેં નાવે. આવે સો માયા કહાવે;
હો સાધુ. ૨

અસત્ય દેહ શોકહી ભાસત. શોકહી ભાસત. નામ રૂપ ગુણ નાસ;
હો સાધુ. ૩

નામ રૂપ ગુણ જાત વરણમાં. જાત્ય વરણમાં. મનમાં માનીને કીધો વાસ;
હો સાધુ. ૪

આપુંરે આપદામાં જીવ બંધાયો. ભાઇ જીવ બંધાયો. અલ્પ આયુષ ધરી આયો;
હો સાધુ. ૫

અલ્પ આયુપમાં મુમતારે બાંધી. જીવ મુમતારે બાંધી. કરણી કઠણ કરમ સાધી;
હો સાધુ. ૬

કરમ ધરમ ઓર કરીરે કલપના. જીવ કરીરે કલપના. મનમાં જલપના છે ઝાઝી;
હો સાધુ. ૭

જલપનામાં જીવ બહુ ગુચવાયો, જીવ બહુ ગુચવાયો, ઢીમર જાળમેં ફસાયો;
હો સાધુ. ૮

માયા વિકાર એવા બળવત જાણી, ભાઇ બળવંત જાણી. સદગુરૂ ચરણુ ચિત આણો;
હો સાધુ. ૯

ચિત ચૈતનમાં જુગ્તી કરી જાણો. ભાઇ જુગ્તી કરી જાણો. લક્ષારથ શુદ્ધ માણો;
હો સાધુ. ૧૦

દયાનંદ લક્ષ લીયારે અંતરમાં. લક્ષ લીયારે અંતરમાં. વસ્તુ નીરંતર વખાણો;
હો સાધુ. ૧૧

૩

વસ્તુ વિચાર કરોરે મન હંસા. કરોરે મન હંસા. કાયર હોકે કયું બેઠા;
હો સાધુ. ૧

કાયર હોઇકે મન માહુમેં પડીયા, મન માહુમેંરે પડીયા. છતી આંખેરે અંધા ફરીયો;
હો સાધુ. ૨

અંધા હોઇ ચોરાસી જીવ જાયો, ચોરાસી જીવ જાયો. સતસંગ વિના કુટાયો;
હો સાધુ. ૩

સતસંગમાં જે જન વરીયા, ભાઇ જે જન વરીયા. અનંક જીવ ઓધરીયા;
હો સાધુ. ૪

સુરારે હોઇકે સનમુખ રહેવે. સાધુ સનમુખ રહેવે. પાવે હરી રસ મેવા;
હો સાધુ. ૫

હરીરસ પીવે સો અમર હોઇ જાવે, સાધુ અમર હોઇ જાવે. જન્મ મરણ ફરી નાવે;
હો સાધુ. ૬

અમૃત નામ અમીરસ પાયો, અમીરસ પાયો, ગુનાતીત પદ ગાયો;
હો સાધુ. ૭

ગુનાતીત સકળ ઘટમાંહી. સકળ ઘટ માંહી, ઘટ મઠ પાર પસારો;
હો સાધુ. ૮

પાર પરીબ્રહ્મ અકળ અનામી, અકળ અનામી, સદગુરૂ મીલીયા છે સ્વામી;
હો સાધુ. ૯

સત્ય શબ્દ સુણી રૂદીયામાં ધરીયો, ભાઇ રૂદીયામાં ધરીયો, તન મન ધન પરહરીયો;
હો સાધુ. ૧૦

દયાનંદ ઉર આતમ જાગ્યો, ઉર આતમ જાગ્યો. હરી હીરો હાથ લાગ્યો;
હો સાધુ. ૧૧

૪

આદ અંતકી કોઇ ખબરો કહાવે. મુને ખબરો કહાવે. જીવ જન્મ કહાંસે આયા;
હો સાધુ. ૧

તન મન બુદ્ધે જબ પરલા હોજાવે. પરલા હોજાવે, જીવ જઈ કહાંરે સમાયા;
હો સાધુ. ૨

સ્થીતી ઉતપતી ઓર પરલારે નહોતા. પરલારે નહોતા, ઇશ્વર અવ્યાકૃત કોણ જોતા;
હો સાધુ. ૩

ઇશ્વર માયા દેવ તીનુંરે નહોતા. તીનુરે ન હોતા, નહોતા વેદ પુરાણા;
હો સાધુ. ૪

તત્વ પાંચ માહાભુત જબ નહોતા. માહાભુત જબ નહોતા. નહોતી ત્રીગુણી માયા;
હો સાધુ. ૫

સ્થાવર જંગમ સૃષ્ટીરે નહોતી. સૃષ્ટીરે નહોતી. નહોતા અસુર દેવનાગ;
હો સાધુ. ૬

સ્વર્ગ મૃત્યુ પાતાળ જબી નહોતા. પાતાળ જબી નહોતા, ચૌદ ભુવન કેસે હોતા;
હો સાધુ. ૭

વાણીચાર ખાંણીચાર નહોતી. ખાંણીચાર નહોતી. લક્ષરે ચોરાસી કેસે આયા;
હો સાધુ. ૮

પાંચ પચીસકા પંડજ નહોતા. ભાઇ પંડજ નહોતા. જીવ નામ કુનકા ધરાયા;
હો સાધુ. ૯

એહી કયારાકા કોઈ ભેદ બતાવે. કોઈ ભેદ બતાવે, સોહી હે સદગુરૂ મેરા;
હો સાધુ. ૧૦

ગુરૂ પરમાનંદ કે ચરણ કમળમેં. ચરણ કમળમેં. દયાનંદ દીયા ડેરા;
હો સાધુ. ૧૧

૫

પુરણબ્રહ્મ સનાતન સ્વામી. સનાતન સ્વામી. સદગુરૂ શબ્દે ભેદ પામી;
હો સાધુ. ૧

માયા બ્રહ્મ ચીદાભાસ પોતે. ચીદાભાસ પોતે. ઇશ્વર ચેતન થયા જોતે;
હો સાધુ. ૨

ઇશ્વર અવ્યાકૃત દેહ નામજ ધરીયો. દેહ નામજ ધરીયો, પરલે અવસ્તા જાકી પાયો;
હો સાધુ. ૩

રૂદ્ર અભિમાન તમોગુણ જ્યામે. તમોગુણા જ્યામે, જીવ શીવ બ્રહ્માંડ ઉપાયો;
હો સાધુ. ૪

દુજી દેહ હીરણ્ય ગ્રભબ્રહ્મા. હીરણ્ય ગ્રભબ્રહ્મા. ઉકાર વેદ ઉચાર્યો;
હો સાધુ. ૫

સ્થીતી અવસ્તા રજોગુણ કહીએ, રજોગુણ કહીએ, સુત્રાત્મા માહાભુત લહીએ;
હો સાધુ. ૬

વૈરાટ ઉત્પતી વિશ્નુ સરૂપા, ભાઇ વિશ્નું સરૂપા, ગુનાતીત ગુણ રૂપા;
હો સાધુ. ૭

શુદ્ધરે સતોગુણ વિશ્વાનર રાજા, ભાઇ વિશ્વાનર રાજા. પાંચ તત્વ પ્રકાસ્યા;
હો સાધુ. ૮

પૃથ્વી અપ તેજવાયુ આકાસા. સાધુ વાયુ આકાસા. પંચ ભુતકા માંહી વાસા;
હો સાધુ. ૯

પાંચ પચીસકા પંડ ઉપજાયા, ભાઇ પંડ ઉપજાયા. સ્થાવર જંગમ જીવ આયા;
હો સાધુ. ૧૦

દેવ દાનવ મુની નાગ ચૌદલોક. મુની નાગ ચૌદલોક. વાણી ખાંણી ચાર ગાયા;
હો સાધુ. ૧૧

ખાંણી ચાર ચોરાસી જીવ જ્યાંહી. ચોરાસી જીવ જ્યાંહી. ઉત્પતી સ્થીતી પરલોમાંહી;
હો સાધુ. ૧૨

તીન લોક ઔર ચોથીરે માયા. ઔર ચોથીરે માયા. વ્યષ્ટી સમષ્ટીમેં સમાયા;
હો સાધુ. ૧૩

વ્યષ્ટી સમષ્ટી કહેવા કછુ નાંહી. કહેવા કછુ નાંહી. જીવ ઇશ્વર પારસાંહી;
હો સાધુ. ૧૪

સ્યાનંદ ચૈતન બ્રહ્મ આપે. ચૈતન બ્રહ્મ આપે. સાક્ષી સરૂપ અમાપે;
હો સાધુ. ૧૫

૬

જુઠારે આયા ઔર જુઠારે જાયા. સાધુ જુઠારે જાયા. જુઠા લેખ લખાયા;
હો સાધુ. ૧

જુઠીરે કાયા ઔર જુઠીરે માયા. ભાઈ જુઠીરે માયા. જીવ જુઠા સંગે આયા;
હો સાધુ. ૨

જુઠારે કરતા ઔર જુઠારે ભોગતા. ભાઇ જુઠારે ભોગતા. જુઠા આ ખેલ રચાયા;
હો સાધુ. ૩

જુઠારે કહેતા ઔર જુઠારે સુણતા. ભાઇ જુઠારે સુણતા. જુઠા એ જગ ભરમાયા;
હો સાધુ. ૪

જુઠારે લેતા ઔર જુઠારે દેતા. ભાઈ જુઠારે દેતા. જુઠા જુઠે મુખે કહેતા;
હો સાધુ. ૫

જુઠારે દેખે ઔર જુઠા દેખાવે, ભાઇ જુઠા દેખાવે, જુઠા નામ રૂપ ગાવે;
હો સાધુ. ૬

જુઠારે જાગે ઔર જુઠારે સોવે. સાધુ જુઠારે સોવે. જુઠા રૂપ દેખી રોવે;
હો સાધુ. ૭

જુઠારે ખાવે ઓર જુઠારે પીવે. સાધુ જુઠારે પીવે. જુઠા ભોગ ભોગવી જીવે;
હો સાધુ. ૮

જુઠારે ગાયા ઓર જુઠારે ધ્યાયા. સાધુ જુઠારે ધ્યાયા. જુઠી આસ્ના લગાયા;
હો સાધુ. ૯

જુઠારે રમતા ઓર જુઠારે ગમતા. ભાઇ જુઠારે ગમતા. જુઠે જુઠાકું મીલાતા;
હો સાધુ. ૧૦

જુઠારે માત તાત સભી જુઠા. ભાઇ તાત સભી જુઠા. જુઠે પુત્ર પરીવાર;
હો સાધુ. ૧૧

નાતી જાતી કુટુંબ સ્ત્રીરે જુઠી. કુટુંબ સ્ત્રીરે જુઠી. જુઠા સકળ સંસારા;
હો સાધુ. ૧૨

જુઠાહીકી સુજે ઓર જુઠાહીકી બુજે. ભાઇ જુઠાહી બુજે. જુઠેકુ સચ્ચા નાંહી સુજે;
હો સાધુ. ૧૩

કહાં લગી જુઠકી બાત કહાવું. ભાઇ બાત કહાવું. સદગુરૂ મીલે સત્ય પાવું;
હો સાધુ. ૧૪

દયાનંદ વસ્તુ શુદ્ધરે પાયા. વસ્તુ શુદ્ધ પાયા. વાંણી વેદ પાર ગાયા;
હો સાધુ. ૧૫

૭

સચ્ચા સદગુરૂ સત્ય બતાયા. ભાઈ સત્ય બતાયા. આત્મા તત્વ લક્ષ લાયા;
હો સાધુ. ૧

તત્વાતીત અગમ અગોચર. ભાઈ અગમ અગોચર. ગોચર મન હોઇ આયા;
હો સાધુ. ૨

મન કલ્પીત મુળ માયા ઉપાઇ. મુળ માયા ઉપાઇ. મન કલ્પીત ગુણ જાઇ;
હો સાધુ. ૩

તીન લોક ઓર ચૌદ ભોવનમે. ઓર ચૌદ ભોવનમે. મન કલ્પીત રહ્યો છાઇ;
હો સાધુ. ૪

મન કલ્પીત ભયે પાંચપચીસા. ભાઇ પાંચપચીસા. મન કલ્પીત દસુ દીશા;
હો સાધુ. ૫

મનકે માંને પંડ બ્રહ્મંડા. સાધુ પંડ બ્રહ્મંડા. જીવ ઇશ્વર દીયા ઝંડા;
હો સાધુ. ૬

ચંદ્રા સુરજ ઓર નવલખ તારા. સાધુ નવલખ તારા. કલ્પીત દેવ પસારા;
હો સાધુ. ૭

ધ્યાંની મુની માનવ જુગજોગી. ભાઈ માનવ જુગજોગી. મન કલ્પીત થયા ભોગી;
હો સાધુ. ૮

કલ્પીત કાયા જગત સબી જાયા, જગત સબી જાયા. કલ્પીત સુખ દુઃખ પાયા;
હો સાધુ. ૯

કલ્પીત કરમ ધરમ વેદ વાણી. ધરમ વેદ વાણી. કલ્પીત અઠાર પુરાંણી;
હો સાધુ. ૧૦

ધન જોબન સુત કલ્પીત દારા. ભાઇ કલ્પીત દારા. કલ્પીત સકળ સંસારા;
હો સાધુ. ૧૧

કામ ક્રોધ લોભ મોહ મનમાંહી. સાધુ મોહ મનમાંહી. મન બીના તો દુનીયા નાંહી;
હો સાધુ. ૧૨

નામ રૂપ સબી મનસેં ઉપાયે. સાધુ મનસેં ઉપાયે. ગુરૂ મીલે નીજ મન પાયે;
હો સાધુ. ૧૩

દયાનંદ પરમાનંદ ચરણે. સાધુ પરમાનંદ ચરણે. સાક્ષી સરૂપમેં સમાયે;
હો સાધુ. ૧૪

૮

પરમ સ્નેહી પૂરણ ગુરૂ પાયા. પૂરણ ગુરૂ પાયા. લક્ષ અંતરમાં લગાયા;
હો સાધુ. ૧

અંતર આત્મા નીરાધાર દીસે. સાન નીરાધાર દીસે. ગુરૂ બચને ગમ ગાયા;
હો સાધુ. ૨

આદઅંત મધ્ય એક નીરંતર. ભાઇ એક નીરંતર. વિશ્વ સકળમાં દેખાયા;
હો સાધુ. ૩

જીવ શીવ માયાનો ભેદ કરીને. માયા ભેદ કરીને. નર નારી નાંમ રૂપ જાયા;
હો સાધુ. ૪

નામ રૂપ અનેક રૂપ ધરીયા. અનેક રૂપ ધરીયા. પાંચુ પડપંચમાં પીલાયા;
હો સાધુ. ૫

માયા અવિદ્યામાં જીવ ગુંચવાયો. ભાઇ જીવ ગુંચવાયો. સદગુરૂ શરણે નહિ આયો:
હો સાધુ. ૬

ભાવ ભગ્તી વૈરાગ ધરીને. સાધુ વૈરાગ ધરીને. હરી ચરણે ચિત્ત લાયો;
હો સાધુ. ૭

વિષય વાસના વીસારી ગુરૂ ભેટયા. વિસારી ગુરૂ ભેટયા. અરસપરસ દરસાયો;
હો સાધુ. ૮

શ્યામ સતંતર સબ ઘટ માંહી. સાધુ સબ ઘટ માંહી. ઘટમઠ પાર ઓળખાયો;
હો સાધુ. ૯

દયાનંદ દલ અનુભવ ઉકલ્યો. ભાઇ અનુભવ ઉકલ્યો. આપુઆપમાં સમાયો;
હો સાધુ. ૧૦

---

## સાતવાર.

( રાગ ગરબી લોલ દેશી. )

હરી ગુરૂ સંત જ્યાં એક છેરે લોલ. આપાઆપ અલેક છેરે લોલ,
સત્ય શબ્દ સુણી જાણિએરે લોલ. મનુષ્યા દેહ ધરી માંણીએરે લોલ;
સાત વાર ગાવા ઇચ્છા કરીરે લોલ. નવ અંગ ભેળા સહીરે લોલ,
આત્મા અનુભવ છેક છેરે લોલ, હરી ગુરૂ સંત જ્યાં એક છેરે લોલ. ૧
રવીવારે રૂદે રંગ લાગીયારે લોલ. અંતર અનુભવ જાગીયારે લોલ,
વિવેક વિચારની વાતમાંરે લોલ. નામ રૂપ ગુણ વર્ણ જાતમાંરે લોલ;
અક્ષરાતમ આકાસમાંરે લોલ. પાંચ તત્વ પ્રકાસમાંરે લોલ.
ભુલ ભ્રમ જેના ભાગીયારે લોલ. રવીવારે રૂદે રંગ લાગીયારે લોલ. ૨
ચંદરવારે ચીદાનંદ આપમાંરે લોલ. આપાઆપ અમાપમાંરે લોલ.
નામ રૂપગુણ ઉપાધમાંરે લોલ, જીવ જગત માયા ભાત્યમાંરે લોલ;
પરવરતીના પુરમાંરે લોલ. જીવ અથડાયા ભુરમાંરે લોલ.
કળા અકળ કહી વ્યાપમાંરે લોલ. ચંદરવાર ચીદાનંદ આપમાંરે લોલ. ૩
મંગળવારે તે મનમળ પાવીએરે લોલ. ગુનગનપતી ગુણ ગાવીએરે લોલ.
જેના ચૌદ લોકમાં વાસ છેરે લોલ. દેવ દાનવ પરકાસ છેરે લોલ;
દાતા ભુગતા પોતે આપ છેરે લોલ. નામ નીરંતર વ્યાપ છેરે લોલ,
અધમ ઓધારણ કહાવીએરે લોલ, મંગળવારે તે મનમળ પાવીએરે લોલ. ૪
બુધવારે બાહુરૂપી બુદ્ધીમાંરે લોલ. આપ અકળકળા એક શુદ્ધીમાંરે લોલ.
બ્રહ્મા વિશ્નુ જાંહાં કહાવીએરે લોલ. શિવ શક્તી માયા આવીયારે લોલ;
ઇશ્વર વૈરાટ કહ્યો જેહમાંરે લોલ. વિશ્વ સકળ રહ્યું તેહમાંરે લોલ,
ચૈતન સરૂપ અરૂપમાંરે લોલ. બુધવારે બાહુ રૂપી બુદ્ધીમાંરે લોલ. ૫
ગુરૂવારે ગુરૂ મુખ ગાવીએરે લોલ. ચિત્તએકાગ્રહે લાવીએરે લોલ,
પાંચ પચીસ વસકીજીએરે લોલ, અણીઅગરપર રીજીએરે લોલ;
સુરત નુરત સાનમાંરે લોલ. તદાકાર નીરબાંનમાંરે લોલ.
સુખમણા શેજમાં લાવીએરે લોલ, ગુરૂવારે ગુરૂ મુખ ગાવીએરે લોલ. ૬
શુકરવારે તે સરૂપમાંરે લોલ, રૂપ નહિ અરૂપમાંરે લોલ,
મૃગજળ માયા રૂપ છેરે લોલ, જીવ અસત્ય દેહરૂપ છેરે લોલ;
જુઠો જગત સંસાર છેરે લોલ. આવરણ માયાની આડછેરે લોલ,
હરી ગુરૂ સંત તદરૂપમાંરે લોલ, શુકરવારે તે સ્વરૂપમાંરે લોલ. ૭

સ્થાવર વારે સ્થીર વરતી કીજીએરે લોલ. અવિગત્યમાં ગત્ય લીજીએરે.
કરતા કારણ કરીયા નહિરે લોલ, જ્ઞાતા જ્ઞેય જ્ઞાનમાં સહીરે લોલ;
ધ્યાતા ધ્યેય એક ધ્યાનમાંરે લોલ. પ્રમાતા પ્રમીતી પરમાણુમાંરે લોલ.
વસ્તુ ચૈતનમાં રીજીએરે લોલ. સ્થાવર વારેતે સ્થીર વરતી કીજીએરે લોલ. ૮

સાતવાર ગાયા ગુરૂ જ્ઞાનમાંરે લોલ, રાહુ કેતુ કહ્યા જ્ઞાનમાંરે લોલ.
અજ્ઞાન અહંકાર ભાગીએરે લોલ, આત્મ અનુભવ જાગીએરે;
હુંવે હુંએ મારૂં નહિ માનમાંરે લોલ. ગુરૂ પરમાનંદ પરમાણુમાંરે લોલ.
દયાનંદ તત્વ તાનમાંરે લોલ. સાતવાર ગાયા ગુરૂ જ્ઞાનમાંરે લોલ. ૯

ગરબો ગાયો પ્રેમ પ્રીતમાંરે લોલ. અખંડ આનંદ રહે નિત્યમાંરે લોલ.
સંવત ઓગણીસ ચોસઠ સાલમાંરે, માહા મહીનો મન સારમાંરે લોલ;
શુદ એકાદશી બુધવારમાંરે લોલ, પૂરણ કીધો કીરતારમાંરે લોલ.
દયાનંદ રચ્યા જ્ઞાન ગીતમાંરે લોલ, ગરબો ગાયો પ્રેમ પ્રીતમાંરે લોલ. ૧૦

ગરબો ગાએ શીખે સાંભળેરે લોલ, સંત સમાગમ જે કરે લોલ.
આપુ અભીમાન ટાળજોરે લોલ. હરીગુરૂ સંત એક ભાળજોરે લોલ;
ભાવ કરી ભુદર ભજોરે લોલ. સેવક ઉપર દયા કરેરે લોલ,
દયાનંદ સ્વામી મળેરે લોલ. ગરબો ગાએ શીખે સાંભળેરે લોલ. ૧૧

---

## સાતવાર.

( રાગ ગરબો. )

જેને સદગુરૂજીનો સંગ કીધોરે, શબ્દ સુણીને લવલીન લીધોરે.
અંતર માંહે અમીરસ પીધો. જેને સદગુરૂજીનો સંગ કીધોરે. ટેક.

રવીવારે તે રામ પ્રકાસીરે. રહ્યા દસુ દીસામાં વાસીરે.
અજ્ઞાન અંધારૂં ગયું નાસી, જેને સદગુરૂજીનો સંગ કીધોરે. ૧

ચંદરવારે ચંદર ઉગ્યા શુનમાંરે, સત ચિત આનંદ રૂપે મુનમાંરે,
પંચ તત્વાતીત મારા તનમાં. જીને સદગુરૂજીનો સંગ કીધોરે. ૨

મંગળવારે મંગળ માહા મુરતીરે, સનમુખ લાગી રહી મારી સુરતીરે.
નામરૂપ બીના તે અમુરતી, જેને સદગુરૂજીનો સંગ કીધોરે. ૩

બુધવારે બુદ્ધી મળી જાંહીરે, ગુનાતીત ગોવીંદ કહીએ ત્યાંહીરે,
શુદ્ધ ચેતન સાક્ષીની માંહી, જેને સદગુરૂજીનો સંગ કીધોરે. ૪

ગુરૂવારે ગુરૂગમ ગાયોરે, લક્ષ કુટસ્ત બ્રંહ્મ કેરો લાયોરે,
માહાઆકાસ માંહી સમાયો, જેને સદગુરૂજીનો સંગ કીધોરે. ૫

શુકરવારે કારજ સુદ્ધ કીધું રે. મન વિવેક વિચારમાં લીધું રે,
હવે હુંએ મારૂં દુર કીધું. જેને સદગુરૂજીનો સંગ કીધોરે. ૭
સ્થાવર વારે સત્યા સમ થાપીરે, વાચ લક્ષ રહીત અમાપીરે,
આપે અલક પુરૂપ અવિનાસી. જેને સદગુરૂજીનો સંગ કીધોરે. ૮
રાહુ કેતુ સમા થઇ બેઠારે, જઈ ગગન ગુફામાં પેઠારે,
શબ્દાતીત શબ્દ બોલે મીઠા. જેને સદગુરૂજીનો સંગ કીધોરે. ૯
સાત વાર નવ ગ્રહો જ્યાંહી રે, ઉર અખંડ અનુભવમાંહી રે.
દયાનંદ પરમાનંદમાંહી. જેને સદગુરૂજીનો સંગ કીધોરે. ૧૦
સાતવાર તે જે કોઈ ગાશેરે. તેના ઉર આનંદ બહુ થાશેરે,
તે તો સદગુરૂ ચરણોમાં જાશે. જેને સતગુરૂજીનો સંગ કીધોરે. ૧૧
સંવત ઓગણીસ ચોસઠમાંહી રે. ચૈત્ર શુદ રામનામી જાંહી રે.
શુકરવારે શિખર ગઢમાંહી. જેને સદગુરૂજીનો સંગ કીધોરે. ૧૨
ગરબો પ્રેમ પ્રીતસું ગાયોરે ચિત ચેતનમાંહી સમાયોરે.
દયાનંદ પરમાનંદ પાયો. જેને સદગુરૂજીનો સંગ કીધોરે. ૧૩

---

## પંદર તથો.

( રાગ ગરબી. )

મારેરે ગુણ ગોવીંદના ગાવા. બીજા સરવે મીટી ગયા દાવા. મારેરે ગુણ. ટેક.
પુરણ બ્રંહ્મ આપે પરકાસી. દસુ દીસામાં તે રહ્યા વાસી.
અખંડીત અરૂપી અવીનાસી. મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૧
પડવે તે પુરપારથ કીધું. માયા સંગે ચૈતન થઈ દીધું,
ઇશ્વર અવ્યાકૃત દેહ લીધો. મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૨
બીજે તે પુરૂપ પરકરતી આવી, જીવ શીવ નામ તે ધરાવી.
એ દોનું ઉપાદી સંગે લાવી. મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૩
ત્રીજે તે ત્રણ ભોવન સ્થાપી, બ્રંહ્મા વિશ્નું માહેશ્વર આપી.
નામ રૂપ ગુણ રહ્યા વ્યાપી. મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૪
ચોથે તે ચાર વેદ કીધા. વાંણી ચાર માંહી તે સીધ્યા.
અષ્ટાદસ પુરાણમાં સીધ્યા. મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૫
પાંચમે પાંચ તત્વ કહીએ. પૃથ્વી જળ તેજ વાયુ સહીએ.
આકાસથી આગેરા જઈ રહીએ. મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૬
છઠે તે વસ્તુ રહી છે છેક. ભયા ખટ શાસ્ત્ર તણા ભેખ,
માહોમાંહી ખટપટ કરે વેખ. મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૭

સાતમે સ્થાવર જંગમ જાંહી, સાત દ્વીપ નવ ખંડે ત્યાંહી.
સીંધુ સાત ઉપજી રહ્યા માંહી, મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૮
આઠમે અષ્ટ ઘાટ જેમાં, મૂળ પરકરતી વસી તેમાં,
જગત બાધુ વસી રહ્યું એમાં, મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૯
નોમે તે નવલીંગી આયો, વાસ્ના સંગે જીવ ત્યાં વવાયો,
એ લખચોરાસી ફેરા ખાયો, મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૧૦
દસમે દસુરે દ્વાર આઈ, કે પાંચભુતમાં વહેવાઇ,
પાંચ પચીસ તેમાં ગાઇ, મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૧૧
એકાદસી અપવાસ તો કીજે, મન બુદ્ધી અહંકાર હરી લીજે.
ધ્યાન ચિત્ત ચૈતન સંગ દીજે, મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૧૨
બારસે બાર વેદમાંહી, જીવ શીવ ઉપાધી ત્યાંહી,
તત્વાતીત તત્વમસી તુંહી, મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૧૩
તેરસે ત્વંપદ રહ્યા ત્યાગી, તદેપદ લક્ષારથે લાગી,
અસીપદ માહાવાયક જાગી, મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૧૪
ચૌદસે ચૌદ ભોવનપાર. ગુનાતીત ગોવીંદ નીરધાર,
મનાતીત સાક્ષી રહ્યો સાર, મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૧૫
પુનમે ચંદ્ર ઉગ્યા ઉરા. અધીક ઓછું ત્યાં નહિ પૂરા,
પુરણ બ્રહ્મ વ્યાપી રહ્યા સુરા. મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૧૬
પંદર તીથી પુરણ જે ગાઇ. દયાનંદ સરસ્વતી મુખ કહી,
પરમાનંદ ચરણમાં જઇ રહી, મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૧૭
પંદર તીથી ગાશે શીખે સુણશે, તેનો અવતાર સફળ ફળશે.
દયાનંદના સ્વામીને મળશે, મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૧૮
સ્વસ્થાન વડનગર ગામ. માતા બહુચરાનો છે ધામ.
દયાનંદ રહે ત્યાં વીસરામ. મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૧૯
સંવત ઓગણીસ ચોસઠમાં, માગશર વદ એકાદશી દીનમાં.
મંગળવાર સુદ્ધ ગુનપતી ઘટમાં, મારેરે ગુણ ગોવીંદના ગાવા. ૨૦

---

## તથા બીજી.

( રાગ ગરબી. )

સખી પંદર તીથી પરથમ, ગાવા ઇચ્છું રે,
સત્ય શબ્દવડે વિસ્તાર, નીરગુણ બ્રહ્મ પીછું રે. ૧
સખી પડવે તે પુરણ બ્રહ્મ, આપે પોતેરે,
સહેજ ઇચ્છા ઇશ્વર અવતાર, પ્રગટયો જોતેરે. ૨

સખી બીજે તે પંડબ્રહ્માંડ. હોનુ સ્થાપીરે.
કીધો જીવ શીવ બહુ જાત. કલ્પના ઉપાધીરે. ૩
સખી ત્રીજે તે ત્રણજ લોક. પંચભુત માંહીરે.
તેમાં બ્રહ્મા વિશ્નુ માહેશ, વસી રહ્યા જ્યાંહીરે. ૪
સખી ચોથે તે ચાર મુખવેદ. વદે બહુ વાણીરે.
કરમકાંડ ઉપાસનકાંડ. અઠારે પુરાણીરે. ૫
સખી પાંચમે પરપંચમાંહી. જીવ આવી પડીઓરે.
ફર્યો લક્ષરે ચોરાસી ખાંણ. મનુષ્ય દેહ ધરીયોરે. ૬
સખી છઠે તે ખટ વિકાર. પુનરપી પાયોરે.
સાચા સદગુરૂ મીલીયા સંત. જન્મ તે છોડાયોરે. ૭
સખી સાતમે સદગુરૂ મુખ. શબ્દ સુણાયોરે.
સાંન આપી પરાની પાર. શેજમાં સમાયોરે. ૮
સખી આઠમે અષ્ટઅંગ યોગ. જોગ જેને સાદયોરે.
તેના પાર ગયો પરી બ્રંહ્મ. અનુભવ વાદયોરે. ૯
સખી નોમે તે નવખંડમાંહી. વસી રહ્યા વહાલોરે.
ચારે ગોકુળ ગામની ગાય. ચૈતન ગોવાળોરે. ૧૦
સખી દસમે દસ અવતાર. હરી જ્યાં ધરીઓરે.
રમે દસુ દ્વારની માંહે. ન્યારા સંત ફરીયારે. ૧૧
સખી એકાદસી અવગુણ, ગુણ સખી ત્યાગીરે.
અજ્ઞાન અવિદ્યા નવ હોય. આતમ ઉર જાગીરે. ૧૨
સખી બારસે બોલે બોલ. બાવનમાંહી બારારે.
તેનો સંત મળી કરે તોલ. અનહદ વાગેરે. ૧૩
સખી તેરસે તત્વાતીત. નીરગુણ ગાયોરે.
દસ ત્રણના છુટયો કલેશ. ચૈતન ઓળખાયોરે. ૧૪
સખી ચોદસે ચોદભોવન, મન બુધીમાંહીરે.
ચીત અંહકાર જીવ ફરે જ્યાંહી. આત્મા જ્ઞાન નાંહીરે. ૧૫
સખી પુનમે પુરણ પ્રીત. સદગુરૂ સ્વામીરે.
શેજે શબ્દાતીતકી સાંન. સુરતી સમાણીરે. ૧૬
સખી પંદર તીથી પુરણ. થઇ આનંદમાંરે.
તત્વમસી માહાવાયક. દવાદસ સકંદમાંરે. ૧૭
સખી પંદર તીથી જે ગાય. શીખ ને સુણશેરે.
તેનો જન્મ કરતારથ થાય. દયાનંદ મુન્ય છેરે. ૧૮

સાખી સંવત ઓગણીસ માંહી. ચોસટની સાલરે.
પોષ માસ પુનમ શનીવાર, દયાનંદ સત્તસારરે. ૧૯

---

## કકો મોટો.

### સાખી.

સદગુરૂ સ્વામીને સમરતાં, પ્રગટ્યો નીજ આનંદ;
તત્વ વસ્તુ વિચારીએ. લાગ્યો અંતર રંગ. ૧

રંગવિના ખાલી પડે. વૈરાગ વરતી ના હોય;
વિષય વાસ્ના નવટળે. આવરણ આડુ હોય. ૨

શુદ્ધવિચાર સત નાંમનો. સર્વ દેશ પ્રકાસ;
અંતર જામી આત્મા. નામ રૂપગુણ નાસ. ૩

સાક્ષીવંત સદા રહે. સ્વયં જ્યોતી પ્રકાસ;
નીરંજન અંજન નહિ, આદઅંત અવિનાસ. ૪

અવનાસી અક્ષર નહિ. અક્ષરાતીત અરૂપ.
શેજમાં અક્ષર ઉપજ્યો. ઇશ્વર ચૈતન રૂપ. ૫

ક્ષરઅક્ષર શ્રષ્ટિ રચી. ખોજ કીયો મન માંહે.
દયાનંદ દલ દેખીયા. ગુરૂ કેવળ બ્રહ્મ ગુણગાય. ૬

---

## રાગ ગરબી લોલ.

કકા કેવળનામ આકાશ છેરે લોલ. સદા નીરંતર વાસ છેરે લોલ.
સર્વ દેશી પ્રકાસ છેરે લોલ. જેનો અંતરમાં આભાસ છેરે લોલ;
સદગુરૂ શબ્દ શોધીએરે લોલ, સુરત શબ્દમાં આરાધીયેરે લોલ.
ગગન મંડળ ઘર વાસ છેરે લોલ. કકા કેવળનાંમ આકાશ છેરે લોલ. ૧

ખખા ખોજ કરોને તમે આત્મારે લોલ. પાંચ તત્વની ભાત્યમાંરે લોલ.
જાત વરણ કરી જુજવીરે લોલ, ભાત પાડીને માંહે ભુલવીરે લોલ;
જીવપણું જાડા થયારે લોલ. અભીમાને આડા રહ્યારે લોલ.
સતસંગમાં મળે માહાત્મારે લોલ. ખખા ખોજ કરોને તમે આત્મારે લોલ. ૨

ગગા ગુરૂગમ એક છેરે લોલ, પરાપારની છેક છેરે લોલ.
ગુણમાયામાં કહાવીયોરે લોલ. ત્રણ લોક તેમાં આવીયોરે લોલ;

નાંમ રૂપ રચના રચીરે લોલ, વિશ્વસકળ લોક મચીરે લોલ.
વિદ્યા અવિદ્યાની નેક છેરે લોલ, ગગા ગુરૂગમ એક છેરે લોલ. ૩
ઘઘા ઘટોઘટ બોલે છેરે લોલ, સાક્ષી ચૈતન અણતોલ છેરે લોલ.
બાવન અક્ષર બહાર છેરે લોલ, તત્વદરસી એક તાર છેરે લોલ;
પાંચ પચીસનો પંડ છેરે લોલ, પંડ બ્રહ્મંડ એક મંડ છેરે લોલ.
અક્ષરાતમ અમોલ છેરે લોલ, ઘઘા ઘટોઘટ બોલે છેરે લોલ. ૪
નના નાંમ નીરંતર નાવ છેરે લોલ, જે બેઠા તે ભવપાર છેરે લોલ.
પરાપાર પરીબ્રહ્મરૂપ છેરે લોલ, અવિનાસી અરૂપ છેરે લોલ;
અણઇચ્છા ઉભી થઇરે લોલ. વિશ્વસકળ પળમાં કરીરે લોલ.
જીવ ઇશ્વર એક ભાવ છેરે લોલ, નના નાંમ નીરંતર નાવ છેરે લોલ. ૫
ચચા ચિત ચૈતન આકાસમાંરે લોલ. ચૌદ લોક તેની વાસમાંરે લોલ.
ચૌદ ઇંદ્રિ તેમાં કહાવી છેરે લોલ. દેવ ચૌદ માંહી આવીયારે લોલ;
વિષય ચૌદ ત્યાં વાવીયારે લોલ. ત્રીપુટી જાળ બંધાવીયારે લોલ.
જગત ત્રીપુટી આભાસમાંરે લોલ, ચચા ચિત ચૈતન આકાશમાંરે લોલ. ૬
છછા છળબળ સવી ત્યાગીયારે લોલ. અંતર આત્મામાં જાગીયેરે લોલ.
પરપંચ પડવાના ઠામ છેરે લોલ. રેરંકાર એક રાંમ છેરે લોલ;
રામ વિના ખાલી નથી રે લોલ, દસુ દીશામાં કહુ કથીરે લોલ.
આવરણઅભીમાન દુર ત્યાગીએરે લોલ. છછા છળબળસવી તાગીએરે લોલ. ૭
જજા જીવ બન્યા બહુ જાતનારે લોલ. લક્ષ ચોરાસી ભાત્યનારે લોલ.
ઇંડજ ઉદભીજની જાતમાંરે લોલ, સ્વેદજ જરાયુજ રાતમાંરે લોલ;
પશુ પંખીમાં આવીયારે લોલ, સ્થળચર જળચર કહાવીયારે લોલ.
ચોપગ જુજવી ભાતનારે લોલ, જજા જીવબન્યા બહુ ભાત્યનારે લોલ. ૮
ઝઝા જુકતી કરીને જાણીએરે લોલ, મનુષ્યા દેહવરી માંણીયેરે લોલ.
સાધુ સંગત સ્થીર થાપવારે લોલ, ભવનાં તે બંધન કાપવારે લોલ;
લક્ષ અવાચ વસ્તુ લીજીએરે લોલ, લીંગવાસનાનો ક્ષય કીજીએરે લોલ.
મનમુનીવર આંણીયેરે લોલ, ઝઝા જુગ્તી કરીને જાણીએરે લોલ. ૯
ઞઞા નેતી કરીને ચાલીએરે લોલ, ભ્રાંતી અવિદ્યાને ટાળીએરે લોલ.
ત્રીગુણી માયામાં રચનારચીરે લોલ, કામ ક્રોધ લોભમાં મચીરે લોલ;
આશા ત્રસ્ના કાળમાંરે લોલ, કરી કલ્પના જાળમાંરે લોલ,
જીવજુઠાસંગે નવ મહાલીએરે લોલ. ઞઞા નેતી કરીને મહાલીએરે લોલ. ૧૦

ટટા ટાળે તું તારા આપનેરે લોલ, માયાના મોહ સંતાપનેરે લોલ,
સત્ય વચન સમજે સહુીરે લોલ. અંતરથી કહું કથીરે લોલ;
એ આવરણ કેરી આડછેરે લોલ, હું મારૂં માંહી રાડછેરે લોલ.
તું તોજપે અજંપા જાપનેરે લોલ, ટટા ટાળે તું તારા આપનેરે લોલ. ૧૧

ઠઠા ઠીક ચીતે બેસીએરે લોલ, અગમ અગોચરે પેસીએરે લોલ,
સોહં સોહં ઉઠે આપમાંરે લોલ. શ્વાસો શ્વાસના જાપમાંરે લોલ;
ત્યાં તરવેણીના તારમાંરે લોલ. સુખમણા સાધી સારમાંરે લોલ.
સમચિતે સમ પેસીએરે લોલ. ઠઠા ઠીક ચિત કરી બેસીએરે લોલ. ૧૨

ડડા તે ડહાપણ મુકીએરે લોલ. ચતુરાઇ સઘી કુકીયેરે લોલ.
ચતુરાઈ ચાળાકરેરે લોલ. ખટપટ મત બહુ ઉચરેરે લોલ;
જગત ભુલાવી જાળમાંરે લોલ. વાંણી તણી વરમાળમાંરે લોલ,
તનમન ધન ગુરૂને સોંપીએરે લોલ. ડડા તે ડહાપણ મુકીએરે લોલ. ૧૩

ઢઢા તે ઢોંગ સરવે જાંણીએરે લોલ. મઠી મંદીર બહુ માંડીયારે લોલ.
આપ આપના મતમાં ભળ્યારે લોલ, સતી સેવકમાં આવી મળ્યારે લોલ;
કાનમાં તે મંત્ર ફુંકતારે લોલ. ચેલા ચેલીના કાંન ફુંકતારે લોલ.
પેટના તે પદપંચ પ્રાંણીયારે લોલ, ઢઢાઢોંગ તારા મેં જાંણીયારે લોલ. ૧૪

રણા તે રણમાંથે હારીયુંરે લોલ. ગ્રહસ્થાધર્મ ઘર માંડીયુંરે લોલ.
માતપીતાના મેળમાંરે લોલ, પડ્યા ઉપાધીના ખેલમાંરે લોલ;
સ્ત્રી પુત્રાદીક ધ્યાનમાંરે લોલ. મોહ મચ્છર કેરા મનમાંરે લોલ.
ધંધો કરીને ધન્ય જોડીયુંરે લોલ. રણા રણમાંથે હારીયુંરે લોલ. ૧૫

તતા તારૂં મન ખોજજેરે લોલ. હૃદેકમળ રહી ખોલજેરે લોલ.
ખોલણ હારો કોણછેરે લોલ. આદઅંતમાં મુન્યછેરે લોલ;
મધ્ય ચીદાભાસ ભાસીયારે લોલ. સ્વચૈતન પરકાસીયારે લોલ.
ઇશ્વર ચૈતન કેરો ખોલ છેરે લોલ. તતાતારૂં તનમન ખોલજેરે લોલ. ૧૬

થથા તે સ્થીરમન સ્થાપીએરે લોલ, રહેણી અગોચર રાખીએરે લોલ.
વિશ્વાસ રાખજે રાંમનોરે લોલ, બીજુ નથી કશુ કાંમનુંરે લોલ;
મૃગજળ માયા ભાસછેરે લોલ, જેવું ફુલ આકાસ છેરે લોલ,
જુઠી માયા જાળ કાપીએરે લોલ, થથા સ્થીર વસ્તુ થાપીએરે લોલ. ૧૭

દદા દેહ દેવળમાં દેવછેરે લોલ. આત્માનંદ અભેવછેરે લોલ.
અભેદ ભેદ પાવે નહિંરે લોલ. ભેદ્યા વિના આવે નહિંરે લોલ;
સદગુરૂ મુખથી ભેદીયું રે લોલ, અવિદ્યા અજ્ઞાન છેદીયું રે લોલ.
સતચીત આનંદ અભેવ છેરે લોલ. દદા દેહ દેવળમાં દેવછેરે લોલ. ૧૮

ધધા ધીરજ ધરે તું ધ્યાનમાંરે લોલ. સુરતી લગાવે જ્ઞાનમાંરે લોલ.
ચિત વ્રતી એક કહાવીએરે લોલ. શીલ સંતોષ જોડે લાવીએરે લોલ;
વિવેક વિચાર સમતા ધણીરે લોલ. દયા ધરમ પ્રીતી કરીરે લોલ.
પરમારથ વસ્તુ સાનમાંરે લોલ. ધધા ધીરજ ધર તું ધ્યાનમાંરે લોલ. ૧૯

નના નીરંજન નિત્ય છેરે લોલ. હુંને મારૂં અનિત્ય છેરે લોલ.
નામરૂપ કેરો નાસ છેરે લોલ. સોહં બ્રહ્મ પ્રકાશ છેરે લોલ;
આવરણ અંજનમાં નથીરે લોલ. સત્ય શબ્દ કહું કથીરે લોલ.
પુરણ જેની પ્રીત છેરે લોલ. નના નાંમ નીરંજન નિત્ય છેરે લોલ. ૨૦

પપા પ્રીત પુરવની છે ખરીરે લોલ. પ્રીત કરીને મળીયા હરીરે લોલ.
પ્રીત વિના પંપાળ છેરે લોલ. પાપ પુન્યની આડ છેરે લોલ;
પાપ પુન જગ બાંધીયારે લોલ. સ્વર્ગ નરક જડ સાંધીયારે લોલ.
ભયે દેખાડે ભીતી ભયે કરીરે લોલ. પપા પ્રીત પુરવની છે ખરીરે લોલ. ૨૧

ફફા ફાલ્યો ફુલ્યો મન શું ફરેરે લોલ. ફોગટ જનમારો ખુવેરે લોલ.
નારી સંગાતે નેહ બાંધીયારે લોલ. મોહ મુમતામાં મન સાધીયારે લોલ;
ધન ધાંમ કહે માહેરૂંરે લોલ. જોને વિચારી નથી તાહેરૂંરે લોલ.
અજ્ઞાન અંધારે જડ ચડયોરે લોલ. ફફા ફાલ્યો ફુલ્યો મન શું ફરેરે લોલ. ૨૨

બબા બોલે તેને જાણીએરે લોલ. વેદ વેદાંતમાં વખાણીએરે લોલ.
તત્વદરસી તંતસાર છેરે લોલ. અક્ષરાતીત નીરધાર છેરે લોલ;
જીવ ઇશ્વર કહેવા નથીરે લોલ. પુરણ બ્રહ્મ કહુ કથીરે લોલ,
આપા રહીત વખાણીએરે લોલ, બબા બોલે તેને જાણીએરે લોલ. ૨૩

ભભા ભુલ ભ્રમ હવે ભાગીએરે લોલ. લક્ષ કુટસ્ત બ્રહ્મ લાગીએરે લોલ.
આપે ચૈતન પરકાસ છેરે લોલ, ઘટોઘટમેં વાસ છેરે લોલ;
ઘટમાં જેમ આકાસ છેરે લોલ, એમ જગતમાં બ્રહ્મ પ્રકાસ છેરે લોલ.
આદ અંત મધે જાગીયોરે લોલ, ભભા ભુલ ભ્રમ હવે ભાગીયોરે લોલ. ૨૪

મમા મુળ મરમ મુને લાધીયોરે લોલ. ત્રીગુણાતીત મેં સાધીયોરે લોલ.
દેવ તીનુ ત્યાં છે નહીંરે લોલ, ગુનાતીત ગાવા સહીરે લોલ;
સ્થુળ સુક્ષમ કહેવા નહિરે લોલ, કારણ મહાકારણ મેલી રહીરે લોલ;
અતીકારણ અબ વાધીયોરે લોલ, મમા મુળ મરમ મુને લાધીયોરે લોલ. ૨૫
યયા તે યોગ બહુ સાધતાંરે લોલ, અષ્ટાંગ સમાધીમાં આવતાંરે લોલ,
તપીઆ તપ કરી તાપતારે લોલ, હઠ સમાધીમાં લાગતાંરે લોલ;
સુર સરોદા બહુ જાણતારે લોલ, ચંદા સુરજ રહેણી આણતારે લોલ,
એ કલ્પીત જોગ આરાધતાંરે લોલ. યયા તે યોગ બહુ સાધતાંરે લોલ. ૨૬
રરા રેરંકાર એક રામ છેરે લોલ, ગગન મંડળ ઘર ગામ છેરે લોલ,
આદી ઓહંકાર એક ધામ છેરે લોલ, સહેજ શુન વીસરામ છેરે લોલ;
અનાહદ વાજાં વાગતાંરે લોલ, ધ્યાન એક ચિતે ધારતાંરે લોલ.
શુદ્ધ ચીદાનંદ ઠામ છેરે લોલ. રરા રેરંકાર એક રામ છેરે લોલ. ૨૭
લલા તે લવલીન લીજીએરે લોલ. અણીઅગર રીજીએરે લોલ,
સુરતી શબ્દ સાંમી દીજીએરે લોલ. અમૃત અમીરસ પીજીએરે લોલ;
તરવેણી તીન આપમાંરે લોલ. પીંગલા ઇંગલાના સાથમાંરે લોલ.
સુખમણા સીધી કીજીએરે લોલ. લલા તે લવલીન લીજીએરે લોલ. ૨૮
વવા તે વસ્તુ વિચારીએરે લોલ. વેદવાંણી પરગાવીએરે લોલ,
માહાવાયકના મરમમાંરે લોલ, તત્ત્વમસી બ્રહ્મ તનમાંરે લોલ;
ઘટમઠ કહેવા ત્યાં નથીરે લોલ, માહા શુનમાં કહું કથીરે લોલ,
સાક્ષી ચૈતનબ્રહ્મ કહાવીએરે લોલ. વવા તે વસ્તુ વિચારીએરે લોલ. ૨૯
શશા શુન શિખરગઢ શ્યામછેરે લોલ, કરતા અકરતા એવું ધામ છેરે લોલ.
કરતા કીરીયા ત્રતીએ કરીરે લોલ, કર્મ વિષયમાં વીસ્તરી રહીરે લોલ;
જ્ઞાતાજ્ઞાન ચૈતન સદારે લોલ. જ્ઞેય સરૂપ રહ્યો તદારે લોલ,
એ ત્રીપુટી કેરૂં કર્મ કામ છેરે લોલ, શશા સુન શિખરગઢ શ્યામ છેરે લોલ. ૩૦
ષષા ખેપ કરીને ખોળી કાઢજેરે લોલ, પરીબ્રહ્મ રૂદીયામાં ભાળજેરે લોલ.
ધ્યાતા ધ્યાન ધેય કરીરે લોલ, ધેય સરૂપ વરતી ઠરીરે લોલ;
પ્રમાતા ચૈતન પ્રમાણમાંરે લોલ, પ્રમીતી ચૈતન એક નામમાંરે લોલ,
ત્રીપુટી રહીત બ્રહ્મ ભાળજેરે લોલ, ષષા ખેપ કરી ખોળી કાઢજેરે લોલ. ૩૧
સસા સત ચીત આનંદ આપમાંરે લોલ, નામ રૂપ કહ્યા માપમાંરે લોલ.
પાંચ પચીસ પહોચે નહિરે લોલ, ચૌદ ભોવન વામે નહિરે લોલ;

કરતા કારણ કીરીયા નહિરે લોલ. જ્ઞાતા જ્ઞાન બ્રહ્મમે સહીરે લોલ.
સત્ય સોહં બ્રહ્મ વ્યાપમાંરે લોલ, રસા સત ચીત આનંદ આપમાંરે લોલ. ૩૨
હદા હરી ગુરૂ સંત જ્યાં એક છેરે લોલ, પંડ બ્રહ્માંડથી વિશેષ છેરે લોલ.
અજ હૈરીહર જ્યાં કહાવીએરે લોલ. ગુણ ત્રણ ત્યાં નાવીએરે લોલ;
જીવ શીવ માયા નહિરે લોલ. પાંચ તત્વાતીત છે સહીરે લોલ.
અગમ અગોચર અલેખ છેરે લોલ, હદા હરી ગુરૂ સંત જ્યાં એક છેરે લોલ. ૩૩
અવ્યા ઇશ્વર ચેતન અરૂપમાંરે લોલ. બ્રહ્માકાર સ્વરૂપમાંરે લોલ.
અરૂપ નીરંતર આત્મારે લોલ. પોતે બ્રહ્મ પરમાત્મારે લોલ;
ઉરૂ શ્રીરામ સાનમાંરે લોલ, સમ સત્યા સામાન્યમાંરે લોલ,
સત્ય સરૂપ બ્રહ્મ રૂપમાંરે લોલ. અવ્યા ઇશ્વર ચેતન અરૂપમાંરે લોલ. ૩૪
કકો કહ્યો કીરતારનોરે લોલ. કેવળ નામ નીરધારનોરે લોલ.
સાડત્રીસ અક્ષર પુરા થયારે લોલ. અક્ષરાતીત મુખે કહ્યારે લોલ;
અંતર અનુભવ જાગીયારે લોલ. હું મારૂં ભય ભાગીયારે લોલ.
સદગુરૂ શબ્દ એક તારમાંરે લોલ. કકો કહ્યો કીરતારમાંરે લોલ. ૩૫
દયાનંદ નીજ જ્ઞાનમાંરે લોલ. પરમાનંદ પરમાણમાંરે લોલ.
ગરબો ગાએને શીખે સાંભળેરે લોલ. તેના ભવનાં પ્રાશ્ચીત બળેરે લોલ;
સંવત ઓગણીસ બર ચારમાંરે લોલ. માહા પદ માહા નીરધારમાંરે લોલ.
શુદ પાંચમ ગુરૂ ગાનમાંરે લોલ. દયાનંદ સત્ય શ્યામમાંરે લોલ. ૩૬
હટકેશ્વરના ધામમાંરે લોલ. શહેર વડનગર ગામમાંરે લોલ,
બહુચરામાતાના સ્થાનમાંરે લોલ. દયાનંદ સ્વસ્થાનમાંરે લોલ;
બ્રાહ્મણ વણજની જ્ઞાતમાંરે લોલ, આત્મારાંમ અજાતમાંરે લોલ.
ગરબો ગાયો દેહ ભાત્યમાંરે લોલ. દયાનંદ અજાતમાંરે લોલ. ૩૭

---

## કકો બત્રીસ અક્ષરો.

( રાગ ગરબી. )

સખી સંત સમાગમ કરીએરે. સદગુરૂ વચન રૂદે ધરીએરે.
ચિત એકાગ્રહ કરી વરીએ. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે;
આત્મજ્ઞાન અનુભવે જાગી. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૧
સખી ગરબો પ્રથમ ઉપાવું રે. અક્ષર બતરીસ મહાત્મ ગાવુંરે;
અક્ષરાતીત અક્ષર શુદ્ધ પાવું. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૨

સખી કકે સુણાવ્યું કાનેરે. શુદ્ધ ચિત કરી મન જાણીરે;
સત્ય શબ્દ અંતરમાંહી આણ્યા, સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૩
સખી ખખ્ખા મલી ખોજ કીધુંરે, મન વિવેક વિચારમાં વીંધ્યુંરે;
બુદ્ધી ત્યાગ વૈરાગે વરતી લીધું, સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૪
સખી ગગા ગુરૂ ગમ પાયોરે. આંન શબ્દાતીત બતાયોરે;
સેજ સુખ સાગર માંહી નહાયો. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૫
સખી ઘઘે ઘહેલાં નવ થઇએરે. અજ્ઞાન ટાળી જ્ઞાન લહીએરે;
વહેતા પુરમાં વહેતા નવ જઇએ. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૬
સખી નામ નીરંતરમાં નહાવીરે, ફરી જન્મ મરણમાં ન આવોરે;
આત્મ સરવાતીત પદ પાવો. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૭
સખી ચચે તે ચીતવન કરીયુંરે. મન બુદ્ધી અહંકારથી ટળીયુંરે;
ચિત સાક્ષી ચૈતનમાં ભળીયું. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૮
સખી છછે તે વસ્તુ છે છેકરે. નામ રૂપ ગુણ વિના એકરે;
આપોઆપ અરૂપ અલેક. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૯
સખી જજે તે જીવ જનમીયોરે, જાત ભાત્ય અનેકમાં ભમીયોરે.
ગુણ માયા સંગાતે મન ગમીયો. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૧૦
સખી ઝઝે તે જોગ કમાયોરે, સંગ સદગુરૂ સંગમાં આયોરે;
સેજે જ્ઞાન જથારથ પાયો. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૧૧
સખી નને તે નૌતમ દેહરે. સાધુ સંગતનો કરો સ્નેહરે;
નીત્ય આનંદનો વરસે મેહ. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે ૧૨
સખી ટટા ટેક ધરો તનમાંરે, ગુણ ગાવા ગોવીંદના મનમાંરે;
ધુન્ય ધ્યાંન ધીરજ અંતરમાં, સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૧૩
સખી ઠંઠે ઠેકાણું ઠીક કરીયુંરે, સેજ શુન શીખર ગઢ જડીયુંરે;
હવે હુંએ મારૂં પરહરીયું. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૧૪
સખી ડડે તે ડંકા દીધોરે, પરાપાર અનહદ નાદ કીધોરે;
ચોદેશ ચરાચર વીંધ્યો, સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૧૫
સખી ઢઢે તે ઢોલ બજાવ્યોરે. વરણ ચાર આશ્રમમાં ગજાવ્યોરે;
કાંમ ક્રોધ લોભને તજાવ્યોરે. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૧૬
સખી રણારણ મન છુટયુંરે, નાતું લખચોરાસીનું ટુટયુંરે;
લીંગ વાસના વિષયથી છુટયું, સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૧૭

સખી તતે ત્રણ ભોવનમાંરે, તત્ત્વ વસ્તુ શોધી લીધી તનમાંરે;
પાંચ તત્વાતીત લગનમાંરે. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૧૮
સખી થથે થીર મન કરીયોરે, આત્મ અગમ અગોચર વરીયોરે;
આપે ઘટઘટ અવઘટ ભરીયો. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૧૯
દદ્દા દેવ દેખ્યા દલમાંરે. પંચ ભુતાતીત તન મનમાંરે;
નીજાનંદ ખેલે ગગનમાં, સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૨૦
સખી ધધે ધીરજ રૂદે ધરીએરે, શીલ સંતોષ સમતા કરીએરે;
સુરત નુરત શબ્દ સાને વરીએ. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૨૧
સખી નને તે નીરમળ નુરારે. મળ વિક્ષેપ થઇ ગયા દુરારે;
મળીયા નાથ નીરંજન હજુરા. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૨૨
સખી પપે તે પ્રીતયો પુરવનીરે. હતી આદ્ય પુરૂષના ઘરનીરે;
સુરતી અકળ પુરૂષને પરણી. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૨૩
સખી ફફે ફોગટ કુણ ફરશેરે. જીવ આવે જાવે ને મરશેરે;
દેહ અનેક નામ રૂપ ધરશે, સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૨૪
સખી બબ્બા બહુ રૂપે બુદ્ધીરે. પાંચ તીન પંચીસાની શુદ્ધીરે,
કીધી વિદ્યા અવિદ્યા કબુધી. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૨૫
સખી ભભે તે ભવ ભટકાયોરે, જીવ શીવ ઉપાધી દોનું જાયોરે;
માતતાત કુટુંબ કુળગાયો. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૨૬
સખી મમાએ મુળમાં જોતાંરે, બ્રંહ્મ સાગરમાં માર્યા ગોતાંરે;
લહેરી મુળ માયા જોઇ ખોતાં, સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૨૭
સખી યયા યજુરવેદ કહીયેરે, ચાર વેદ એક વેદ લહીએરે;
અહંબ્રહ્માસ્મી સત્ય સહીએ. સુરતી મારી શ્યામ લગની લવ લાગીરે. ૨૮
સખી રરો રણુંકાર રામરે. ચૌદ ભોવનપાર વીસરામરે;
બોલે વિશ્વ સકળ ગાંમોગાંમ, સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૨૯
સખી લલા લગન લવ લીધોરે. લક્ષ કુટસ્તબ્રહ્મ ગુરૂએ દીધોરે;
સુદ્ધ સાક્ષી ચૈતન બ્રંહ્મ સીધ્યો, સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૩૦
સખી વવે તે વસ્તુ વીચારીરે, વેદ શાસ્ત્ર પુરાણથી ન્યારીરે;
ગુનાતીત ગેબી ગીરધારી, સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૩૧
સખી શશે તે શ્વાસોશ્વાસરે. ઉંડે અનહદ ઓહંકાર નાદરે;
લાગી ગગન ગુફામાં સમાધ, સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૩૨

ષમા ક્ષમા કરી મનમાંરે સમસાધન તરવેણી તીર ઘનમાં;
આત્મારામ રમે છે મગનમાં, સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૩૩
સખી સસે સોહં બ્રંહ્મ સાંધરે. ઘટમઠની પાર ગુસાંધરે;
નામ રૂપ ગુણ જ્યાંમે નાહી, સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૩૪
સખી હહે હરિગુનગાયારે. બ્રંહ્મા વિશનુ માહેશ્વર આયારે;
ગુનાતીત ગોવીંદમાં સમાયા. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૩૫
સખી અયો ઇશ્વરરૂપે આપેરે. ચીદાનંદ ચરાચર વ્યાપેરે;
સાક્ષી પુરણ બ્રંહ્મ અમાપ. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૩૬
સખી કકો પુરણ કરી ગાયોરે. અક્ષર બત્રીસ સમાપ્ત થાયોરે;
દયાનંદ પ્રેમપદ પાયો. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૩૭
સખી ગરબા ગાય શીખે ભાવેરે. તેનો જન્મ ક્રતારથ થાવેરે;
અંતે હરી ગુરૂ ચર્ણમાં જાવે. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૩૮
સંવત ઓગણીસ સોસઠમાંહીરે. શુદ બીજ અસાડ જ્યાંહીરે;
મંગળવારે પુરણ થયો ત્યાંહી. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૩૯
શહેર વડનગર છે ગામરે, શુભ હટકેશ્વરનો છે ધામરે;
દયાનંદ રહે વીસરામ. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૪૦
મોઢ બ્રાહ્મણ ધણુજની ગ્નાતીરે. દેહ પંચભુત ધરી ભાતીરે;
દયાનંદ અમર અજાતી. સુરતી મારી શ્યામ લગન લવ લાગીરે. ૪૧

---

## બાર માસી

( રાગ ગરબો. )

મારૂં મન સદગુરૂસે મોહ્યું. શબ્દ શુણી અંતરમાં જોયું.
ચિત ચૈતનમાં પરોયું. મારૂ મન સદગુરૂસેં મોહ્યું. ટેક.
પ્રથમ શુદ્ધ બ્રહ્મ જેહી. આપોઆપે અરૂપ વિદેહી.
નામ રૂપ ગુણ તેમાં નાહી, મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૧
કારતકે કરતા થઇ આયા, પંડ બ્રહ્મડ દોનું ઉપાયા.
નામ રૂપ ગુણ તેમાં કહાવ્યા, મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૨
માગશરે માહાભુત માયામાં, પંચ તન માત્રા તે કાયામાં.
તમો ગુણ મળીયો ઉપાયામાં મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૩

પાસે તે પંડમાં પરકાશી, દસુ દીશા ઇંદ્રી રહી વાસી,
રજોગુણ વિષયમાં વીલાસી. મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૪

માહામે તો મનછા જે કહીએ, મન બુદ્ધી ચિત અહંકાર લહીએ.
સતોગુણ તીનો તેમાં સહીએ, મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૫

ફાગણે ફુલ ફુલ્યું જોહી. નવ પંદર પાંખડી તેહી,
પચીસમો જીવસ્ફુરણ દેહી. મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૬

ચૈતરે ચિત જાગી જોયું. શુદ્ધ ચૈતન બ્રહ્મ મન મોહ્યું.
છવીસમો પરમાત્મ સોહં, મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૭

વૈસાકે વિશ્વ સકળ કીધો. નામ રૂપ ગુણ ધારી લીધો.
પરીબ્રહ્મ વ્યાપી રહ્યો સીધો, મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૮

જેઠ તો જીવ જન્મ ધરીયા. કે લક્ષ ચોરાસી યોનીમાં પડીયા.
એ તો આત્મ જ્ઞાન વીના ફરીયા. મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૯

અસાડે અનુભવ તે સારો. વિવેક વિચારી નીરધારો.
ધીરજ ધરી ધ્યાન હ્રદે ધારો. મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૧૦

શ્રાવણે શુન શિખર સૂરા. કે ઉનમુની ધરી બેઠા ઉરા.
નામ નીરંતર એક નુરા. મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૧૧

ભાદરવે ભ્રમાનાઓ ભાગી. નામ રૂપ ગુણ રહ્યા ત્યાગી.
સત ચિત આણંદ જોયું જાગી. મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૧૨

આસોએ અવીનાશી માંહી. પંડ બ્રહ્મંડ પંચ ભુત નાંહી.
જીવ ઇશ્વર પાર રહ્યા સાંહી. મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૧૩

અધિક માસ અવિગત્યમાં કહીએ. પરાપાર સુરતી શબ્દ લહીએ.
અખંડ આનંદમાં જઇ રહીએ. મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૧૪

બાર માસી અગમ તણી વાણી. પરમાર્થ કુટસ્ત બ્રહ્મ જાણી,
દયાનંદ શબ્દ લીધા છાણી. મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૧૫

બાર માસી ગાએ શીખે શુણશે. તેના ત્રીવિધી તાપ શેજે ટળશે.
દયાનંદ પરમાનંદ મળશે. મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૧૬

સ્વસ્થાન વડનગરવાસી, હટકેશ્વર મહાદેવ કૈલાસી,
દરશન કરવા નરનારી જાશી, મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૧૭

ભુત પંચ પંચની ભાતી, બ્રાહ્મણ બ્રાચુંજાની જ્ઞાતી,
દયાનંદ આત્મ સ્વેજાતી, મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૧૮
સંવત ઓગણીસ ચોસઠમાં, માગસર વદ ચતુરદસીના દીનમાં
શુભ ગુરૂવાર ગાયો ઘટમાં, મારૂં મન સદગુરૂસેં મોહ્યું. ૧૯

---

## મહીના બીજા

### ( રાગ ગરબી. )

સખી પ્રથમ પ્રીત્યો કરીએરે. સદગુરૂ ચરણુ શીશ ધરીએરે,
વેદ શાસ્ત્ર વેદાંત સાંભળીએ. હરીગુરૂ સંતનો સંગ કીજેરે.
જેથી જન્મ મરણુ મટીજે, હાંરે જેથી આવાગમન ટળીજે, હરીગુરૂ સંતનો. ૧
સખી લક્ષાર્થ શુદ્ધ લીજેરે. પ્રેમ પ્રીત હરી રસ પીજેરે.
ઉર અખંડ આનંદમાં રીજે, હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૨
સખી બારમાસી ગરબો ગાવુંરે. શુદ્ધ ચિત અંતરમાં ઠેરાવુંરે.
રમતારામ નીરંતર પાવું. હરી ગુરૂ સંતનો સંગ કીજેરે. ૩
સખી કારતકે કીરપા કીધીરે, જઇ રામ ચરણુમાં રીજીરે.
સુરત નુરત નીસાનમાં લીધી. હરિગુરૂ સંતનો સંગ કીજેરે. ૪
સખી માગશરે મન મારૂં મોહ્યુંરે. ચિત ચૈતન માંહે પરોવ્યુંરે.
સત્ય ચિત આનંદરૂપ જોયું. હરી ગુરૂ સંતનો સંગ કીજેરે. ૫
સખી પોસે પુરણુ પ્રીતો કરતાંરે. સહેજ શુન સમાધીને વરતાંરે,
પ્રેમ અમૃત અમીરસ ઝરતાંરે, હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૬
સખી માહા મહીને મૂળ માયારે. બ્રહ્મા વિસ્નુ મહેશ્વર જાયારે.
રજો તમો સતો ગુણુ લાયા. હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૭
ફાગણુ ફરતી હોહ હોળીરે, દશ પાંચ પચીસની ટોળીરે.
વસ્તુ આત્મા મલી રંગરોળી. હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૮
સખી ચૈતરે ચીતવન કરીયુંરે. મન બુદ્ધી અહંકારે ટળીયુંરે.
ચીત આદ્ય અનાદીમાં મળીયું, હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૯
સખી વૈશાકે વરતી વીઠલમાંરે. મોરલી બાજે છે નિત્ય ગગનમાંરે.
ઘટમઠ પાર માહા શુનમાં, હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૧૦
સખી જેઠ તે જુગતી બીચારીરે, નરનારી ભાસે ત્યાં ન્યારીરે,
આત્મ આપ અનેક વીસ્તારી, હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૧૧

સખી અસાડે અવસર આયોરે, દેખી નામ રૂપ જીવ જાયોરે.
ગુનાતીત ગોવિંદ ગુણ ગાયો, હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૧૨
સખી શ્રાવણ સનમુખ સુરતીરે, માહાપદમાં દેખી એક મુરતીરે.
નામ રૂપ વિના તે અમુરતી, હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૧૩
સખી ભાદરવે બ્રહ્મ ભરીયોરે, શુદ્ધ ચૈતન અખંડ રૂપે દરીયોરે.
જીવ લોહેરી સમુદ્રમાં ભળીયો. હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૧૪
સખી આસો આનંદ ઉર આયોરે, જીવ શીવ રહીત પદ પાયોરે.
નીત્ય નામ નીરંતર ગાયો. હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૧૫
સખી અધીક માસ અવિનાસીરે, પાંચ તીનપાર પરકાસીરે.
સાક્ષી ચૈતન બ્રહ્મ વીલાસી. હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૧૬
બારમાસી પુરણ જે ગાશેરે. તે તો ભવસાગર પાર થાશેરે.
પરીબ્રહ્મ દયાનંદ પાસે. હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૧૭
સંવત ઓગણીશ ચોસઠની સાલરે, વૈસાક શુદ દશમ રવીવારરે.
ગરબો પુરણ પદ નીરધાર. હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૧૮
ગામ મેતા મધે જ્યારે આયારે, દરશન મહાકાળી સુખ પાયારે.
દયાનંદ ચીદાનંદ ગાયો. હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૧૯
ગામ વડનગરના વાસીરે. મોઢ બ્રાહ્મણ બ્રહ્મજ્ઞાનીરાશીરે.
દયાનંદ આનંદ વીલાસી. હરીગુરૂ સંતનો સંગ કીજેરે. ૨૦

---

## બાર માસ.

( રાગ ગરબી ચાલતી. )

કારતકે કરૂણા કીજે, સદગુરૂ સ્વામીરે.
કરો રૂદીયા કમળમે વાસ. અંતરજામીરે. ૧
સખી માગશરે મણી અવતાર, મનુષ્યા દેહનોરે.
કીજે સંત સમાગમ સાર, શબ્દ હેરી લેનો રે. ૨
સખી પોશે તે પુરણ પ્રીત, ધારી મારા મનમાં રે.
ઘટ મઠનો કરીરે વિવેક, સમાયા માહા શુનમાં રે. ૩
સખી માહા મહીને મારો બ્રહ્મ, મુજને લાધ્યોરે.
કીધો અણી અગરપર વાસ. અગોચર સાધ્યોરે. ૪

સખી ફાગણે ફુલ્યો બ્રહ્મ, ત્રણ લોક માંહીરે,
તેમાં દેવ દાનવ નાગ, મનુષ્ય લોક જ્યાંહીરે. ૫
સખી ચૈતરે ચૌદ ભોવન, ફુલી ફુલવાડીરે,
જેવો મૃગજળ દીસે આકાર, જગત એવું જાણીરે. ૬
સખી વૈસાકે વિશ્વ સકળ, માણે બહુ માયારે,
આશા ત્રષ્ણા કલ્પના છે મન, ઘાંણીમાં ઘવાયારે. ૭
સખી જેઠે જન્મ ધરી જે, આતમ લવ લીધોરે,
વસ્તુ એક પરાનીપાર, અનુભવ સીધ્યોરે. ૮
સખી અસાડે આદી ઓહંકાર, ઘટોઘટ બોલેરે,
રહ્યો નીરધાર નીરબાંન, વસ્તુ અણુ તોલેરે. ૯
સખી શ્રાવણે સુરતી સામાન, અનહદ વાગેરે,
વાગે દસુ દીશાની માંહે, આનંદ ઉર જાગેરે. ૧૦
સખી ભાદરવે ભરપુર, બ્રહ્મ રસ ભરીયોરે,
એ તો અજર અમર અવીનાસ, જન્મ નાંહી ધરીયોરે. ૧૧
સખી આસો અવિદ્યા મુળ, નહિ ત્યાં માયારે.
ચેતન સાક્ષી રહ્યો ભરપુર, નામ રૂપ નાહાયારે. ૧૨
સખી અધિક માસ અવીગત્ય, કોઇ નવ જાણેરે,
લક્ષ કુટસ્ત બ્રહ્મ સ્વરૂપ, પરમાર્થ માણેરે. ૧૩
સખી બાર માસી જે ગાય, શીખેને સાંભળેરે,
તેના તાપ ત્રીવીધી ટળી જાય, દયાનંદ ત્યાં ભળેરે. ૧૪
સખી વડનગર સ્વસ્થાંન, નદીઆળ પોળેરે,
માતા બહુચરાનો છે ધાંમ, હટકેશ્વર જોડેરે. ૧૫
સખી દરશન કરવા જાએ, નર ને નારીરે,
સાક્ષી દયાનંદ જુવે ત્યાંહે, ચૈતન બ્રહ્મચારીરે. ૧૬
સખી સંવત ઓગણીસ માંહે, ચોસેઠની સાલરે.
પોશ વદ સાતમ શનીવાર, કહુ નીરધારરે. ૧૭

---

## રેકતા કુંડળીઆ છંદ.

મનુષ્યા દેહી પાયકે, કહા કમાણી કીન,
હરિગુરૂ સંત્ર ન ઓળખ્યા, પડયો કરમ કે ફંદ.

પડયો કર્મકે ફંદ, મોહ માયા માની,
અબ આયો જન્મકો અંત, મીલીયા પરમાનંદ સ્વામી,
સત્ય શબ્દ ઉપદેશ, દીયોહે અંતરજામી,
દયાનંદ દલ માંહી, સુરતી શબ્દ સમાંણી. ૧
સાધુ સંગત ઓળખી, લીયો લક્ષ ઉપદેશ,
સમ સાવન વાચા ગ્રહી, અંતર ગત્યમાં એક.
અંતર ગત્યમાં એક, નીરંતર નામ લીખાયો.
ઉનમુની આસન ઠેઠ, દયાનંદ વસ્તુ પાયો. ૨
મન માની માયા રહો. પરપંચ માંહી પસાર.
માત તાત સ્ત્રી રચી, કુળ પુત્ર પરીવાર,
કુળ પુત્ર પરીવાર, પડયો પ્રાણી ત્યાં ઝુલે,
આશા અંતર માંહી, ઘરોઘર ફરતો ડોલે,
કહે શો દયાનંદ, ગુરૂ મીલે અંતર ખોલે. ૩
બુદ્ધી બહુ બાજી રચી, નામ રૂપ નરનાર,
પાંચ તીન પડપંચમાં, જીવ પડયો જંજાળ.
જીવ પડયો જંજાળ, જગતમે જન્મ ધરાયો,
સદગુરૂ મીલીયા નાંહી, પરમપદ કેસે પાવો,
ભુલવણી જગ માંહી, દયાનંદ જગ ભરમાયો. ૪
ચીત્ત ચીદાનંદ ચરનમે, જો પાવે જગદીશ,
પાંચ તીન ખટપાર હે, અખંડાનંદ અજીત.
અખંડાનંદ અજીત, સદગુરૂ સાંન બતાઇ,
અંતર આપુ મેટ, લગન ગગનમેં લાઈ,
દયાનંદ લવલીન, સુરતી નુરત પાર જાઇ. ૫
અહંકાર આપુ તજી, તજી માન અપમાન,
સુરતી શબ્દમે લાયકે, ગગનમંડળ ઘર ગામ.
ગગન મંડળ ઘરગામ, નીરાધાર નુરીજન ખેલે.
પરમાનંદ પરમાણુ, ચાલો મળવાને મેળે,
દયાનંદ નીજ ધાંમ, આપોઆપ અકેલે. ૬
શુદ્ધ બ્રહ્મ પ્રકાસમે, નાંમરૂપ ગુણનાંહી,
પંડ બ્રહ્મંડ પ્રકાસીયો, સહેજ શક્તિ થઈ તાંહી,

શેહેજ શક્તિ થઇ તાંહી, જીવ ઇશ્વર થઇ માયા.
સંગે ઉપાધી લાય, અલકમાં ખલક ઉપાયા,
દયાનંદ દલ ખોજ, અનુભવ આનંદ પાયા. ૭
પંચ કોષકા પંડમાં, જીવ કરતહે રાજ,
આશા ત્રસ્ના કલ્પના, મુમતા બાંધી બહાર,
મુમતા બાંધી બહાર, કામ કરોધ મન ઘેર્યો,
ધ્રન જોબન તન કાજ, દુરમતી દુર જઈ ઠેર્યો.
દયાનંદ બીચાર, સત શબ્દમેં હેર્યો. ૮
જીવ જન્મ ધરી આવીયો, ભવ સાગરકે માંહી,
સદગુરૂ મળીયા શેહેજમાં, તરવાનો તું ત્યાંહી.
તરવાનો તું ત્યાંહી, લગની સાહેબસે લેની,
આશા ત્રષ્ણા મેટ, ગુરૂગમ પાવે જ્ઞાની,
દયાનંદ ચિત્તમાંહી, ચેતન બ્રહ્મ પીછાંણી. ૯
ચૈતન બ્રહ્મ ચરાચર, દસુ દીશા પ્રકાશ,
રૂપ અરૂપી દેખતે, નીરગુણ બ્રહ્મ નીરાશ,
નીરગુણ બ્રહ્મ નીરાશ, ગુણ માયા ન પહોંચે,
આદ્ય અને અવિનાશ, મધ્ય પુરણ બ્રહ્મ પોતે.
દયાનંદ નીરબાંન, નામ નીરંતર જોતે. ૧૦
સ્થાવર જંગમ જાતમે, જીવ અનેક અવતાર,
પશુ પક્ષી ને માનવી, ભુલે ફીરત સંસાર,
ભુલે ફીરત સંસાર, નીચ યોનીકું પાવે,
આવે નહિ વાંકો અંત, ગુરૂ વિના કોણ છોડાવે.
દયાનંદ નીજ નાંમ, સમજકર સત કહાવે. ૧૧
જાત ભાત આશ્રમ નહિ, નહિ વર્ણ વહેવાર,
સંત સમાગમ કીજીએ, સત શબ્દ બીચાર,
સત શબ્દ બીચાર, અસત આવરણકું ટાળો.
નીસકાંમી હોઇ નીહાળ, પરીબ્રહ્મ સઘળે ભાળો.
દયાનંદ પદસાર, પુરબકી પ્રીતો પાળો. ૧૨
પાંચ પચીસકા પંડમે, તીન ગુણ સંગ આએ,
તેતીસોકા તાપમે, જીવ જગત બંધાય,

જીવ જગત બંધાય, ઇંદ્રી વિષય વહેવારા,
વાસ્ના લીંગ ફીરાએ, પારન પાવે પારા,
દયાનંદ આનંદ, વસ્તુહે અપરમપારા. ૧૩

જોગી જંગમ સેવડા, સન્યાસી દુરબેશ,
છંડા બ્રાહ્મણ જાણીએ, એ ખટ દરશન ઉપદેશ.
એ ખટ દરશન ઉપદેશ, ખટપટમાં પડીયા,
માંહે માંહે કરે વાદ, આપોઆપે આથડીયા,
દયાનંદ નીરબાન, અલક નીરંજન ભળીયા. ૧૪

અલક નીરંતર આત્મા, સરવાતીત સોહાય.
રૂપ રંગ રેખા નહિ, નહિ એક ત્યાં હોય,
નહિ એક ત્યાં હોય, પૂરણ બ્રહ્મ ભરપુરા,
શુદ્ધ ચેતન બ્રહ્મ સોય, દેશ નીકટ નહિ દુરા.
દયાનંદ દલ દેખ, નાંમ નીરંતર ઉરા. ૧૫

કાજી પંડીત ભુલીયા, ભુલે જોગી વેરાગ,
તીરથ વ્રત તપસ્યા કરી, ફીરે ગામ ઘરઘાટ,
ફીરે ગામ ઘર ઘાટ, આતમ જ્ઞાન ન પાયા,
સદગુરૂ મીલીયા નાંહી, ભુલમે સભી અથડાયા.
દયાનંદ ગુરૂરાએ, મીલીયા પરમાનંદ પુરા,
દીલમાં દેખ્યા દેદાર, સત્ય સોહં સમશુરા. ૧૬

પરા પારસે શબ્દ ઉઠાએ, પરા વાણી કરે થાપ,
પસંતી પ્રકાશ કરીને, મધ્યમાં વાણી ઘટ વ્યાપ,
મધ્યમાં વાણી ઘટ વ્યાપ, વૈખરી જાળ વધાએ.
વેદ શાસ્ત્ર પૂરાણુ, કર્મ મારગ તે આચે,
દયાનંદ જગ માંહી, આત્મા અલક લખાયે. ૧૭

સંગત કીજે સાધકી, જન્મ મરણ મીટ જાય,
વેદ વેદાંત શાસ્ત્ર શુણી, અંતર લક્ષ લગાય,
અંતર લક્ષ લગાય, નીરંતર નામ જપીજે,
શ્વાસ ઉસાસ કે માંહી, પરમાનંદ પ્રતીજે,
દયાનંદ નીજ નામ, ચિતમાં ધ્યાંન ધરી જે. ૧૮

પરા પુરવકે જોગસે, મીલ્યા ઝવેરી સંત,
આદ્ય અંત મધ્ય એકહે, સુરતવંત ભગવંત,
સુરતવંત ભગવંત, સુરતમે શબ્દ શુણાયા,
અગમ અગોચર અગાધ, નાથ નીરંજન પાયા,
અંજન માયા નાંહી, દયાનંદ નીરગુણ ગાયા. ૧૯

દયાનંદ દાવા નહિ, સબસે રખની પ્રીત,
સબ ઘટ ગોવીંદ એક હે, તજીએ ભાવ અનિત્ય.
તજીએ ભાવ અનીત્ય. ભજીએ કેવળ બ્રહ્મ દાતા.
પરમાનંદ પરમાણ, દયાનંદ ગુરૂ મુખે ગાતા. ૨૦

ગુરૂ મીલ્યા કયું જાણીએ, જન્મ મરણ મીટ જાય.
સત્ય સરૂપ ચરચા કરે, આપ સ્વરૂપ ઓળખાય.
આપ સ્વરૂપ ઓળખાય, ચેતન બ્રહ્મ પીછાંણી,
સચરાચરકે માંહી, મીલીયા પરમાનંદ સ્વામી.
દયાનંદ સત સોયે. ગુરૂગમ અગમ જ્ઞાની. ૨૧

હું મારૂં જ્યાંમે નહિ, નહિ જાત્ય ઓર ભાત્ય.
ગામ ઠામ ધરણી નાંહી, નહિ ત્રીગુણી માત.
નહિ ત્રીગુણી માત, આદ્ય પુરૂપ અવિનાસી.
દેહ દેહાંતર નાંહી, સાક્ષી શુદ્ધ પ્રકાસી,
દયાનંદ ઉનમાંહી, દેખત બ્રહ્મ વિલાસી. ૨૨

પંચ ભુત દશદ્વાર નહિ, નહિ તત્વ પ્રકાશ.
મન બુદ્ધી અહંકાર નહિ, ચિત ચૈતનમે વાસ.
ચિત ચૈતનમેં વાસ, લગન ગગનમેં લાયા,
જીવ ઉપાધી છોડ, તત્વાતીત સમાયા,
દયાનંદ નીરબાન, પરમપદ શેહેજમે પાયા. ૨૩
આકાર આદુ દેખીયા, ઉકાર બેદ ઉચ્ચાર.
મકાર આપા છોડકે, માત્રા અર્ધ બિચાર,
માત્રા અર્ધ બીચાર, આહા શુનકે માંહી,
ચૈતન વસ્તુ સાર, નીરાલંબ આપ ગુસાંઇ,
દયાનંદ નીરધાર, ગુરૂગમ અગમ ગાઇ. ૨૪

ગુરૂ ગોવીંદ એક ભાવમે, નીસદીન પુજો સંત.
કામ ક્રોધ માયા તજી, આવે જન્મકો અંત,
આવે જન્મકો અંત, આત્મતત્વ બતાયો.
અંતરમાં આનંદ, લક્ષ કુટસ્ત બ્રંહ્મ લાયો,
દયાનંદ નીજ ધામ, ચરણમે ચિત્ત લખાયો. ૨૫
જુઠા રાજા જુઠી પરજા, જુઠા ફંદ લગાય,
જુઠકુ કયા કીજીએ, સચ્ચા કછુ ન પાયે,
સચ્ચા કછુ ન પાયે, ભવોભવ ભટકયા પ્રાણી.
તન ધન કાજ શરીર. ચોરાસી ફીરીયા ખાણી,
દયાનંદ અધર્મ, ધર્મકી બાત ન જાણી. ૨૬
મોહ માયાકે ફંદમેં, બડે બડે અટકાએ,
જોગી મુની જંગમા. ઘરઘર જઈ ભટકાય.
ઘરઘર જ્યાં ભટકાએ. સ્થીર મન કછુ ન થાતા.
આશા પુરણ નાંહી. તૃષ્ણામે તલપાતા,
મીલ્યા ન સદગુરૂ કોય, દયાનંદ સત્ય કહેતા. ૨૭
સચ્ચા સદગુરૂ જો મીલે, હીરદા નીરમળ હોય,
કાછ બાચ મન બસ કરી, ઈંદ્રી વસકર લોય.
ઇંદ્રી વસકર લોય. ધીરજ ધ્યાન મન ધરીએ,
શીલ સમતા ઉર સાધ્ય, આત્મજ્ઞાનમેં ભળીએ.
દયાનંદ નીસતાર, શેહેજ ભવસાગર તરીએ. ૨૮
ભવસાગરકી ભ્રમના, છોડદ્યો મનમાંહી,
આપું આપદા મેટકે, સત્ય લીખાયા સાંહી.
સત્ય લીખાયા સાંહી, ગગનમંડળકે બાસી.
નામ નીરંજન એક, શુદ્ધ ચૈતન પ્રકાસી,
દયાનંદ નીજ સાર, આપે અલક અવિનાસી. ૨૯
જાગ્રત સુપન શુષુપ્તી, તુરીયા હે તુજમાંહી.
અલક નીરંતર આત્મા, તુરીયાતીત સત્ય સાંહી.
તુરીયાતીત સત્ય સાંહી, ઘટઘટમાં તે બોલે,
ગેબી ગરજત આંહી, પરાપાર ખડકી ખોલે.
દયાનંદ અબોલ, ઉન મુની આસન તોલે. ૩૦

સ્વર્ગ મૃત્યુ પાતાળમે, ચૌદ લોક પ્રકાશ,
દેવ દાનવ ને માનવી, વિશ્વ સકળમાં વાસ,
વિશ્વ સકળમાં વાસ, એક હે અકળ અનામી.
નામ રૂપ ગુણ નાંહી, પરાપાર અંતરજામી,
દયાનંદ નીરધાર, પરીબ્રહ્મ પુરણ પામી. ૩૧
ચંદા સુરજ જ્યાં નહી, નવલક્ષ તારા ન હોય,
પૃથ્વી પાણી તેજ નહિ, વાયુ શબ્દ ન હોય,
વાયુ શબ્દ ન હોય, શબ્દાતીત સબ મે દેખ્યા,
બહાર ભીતર એક તાર, સોહં બ્રહ્મ પૂરણ પેખ્યા.
દયાનંદ દેદાર, આપે આપ અલેખા. ૩૨
માયા મન મુમતા તજી, તજી માન અપમાન.
રાગ દ્વેષ ઇર્ષા તજી, તજી દેહા અભીમાંન.
તજી દેહા અભીમાન, અંતરમે તાળી લાગી.
શુદ્ધ ચૈતન ભગવાન, ભુલ ભ્રમના ભાગી.
દયાનંદ વીસરાંમ, આતમ અનુભવે જાગી. ૩૩
રામ રામ સબ કહેત હે, રામ ન દેખ્યા કોઈ.
ઘટઘટ પરગટ રમ રહ્યા, બીરલા સંતને જોય.
બીરલા સંતને જોય, અનહદ બાજે બાજાં,
રામ રણુંકાર હોય, તરવેણી તીરપર ગાજ્યા.
સુખમણ શેજે જોય, દયાનંદ બ્રહ્મ બીરાજ્યા. ૩૪
સદાનંદ સત્ય શ્યામ હે, કેવળાનંદ પ્રકાશ,
પરમાનંદ વીજ નાંમ હે, વિશ્વસકળમે વાસ,
વિશ્વસકળમે વાસ, પૂર્ણાનંદ આપે પોતે.
નિરગુણ બ્રહ્મ વિલાસ, અપરમપાર હે જોતે.
દયાનંદ અખંડ, રૂપે અરૂપી રહેતે. ૩૫
પાયા મારગ સંતકા, અગમ અગોચર આદ્ય.
પરાપાર પરીબ્રહ્મ હે, સત્ય શબ્દ હું સાધ્ય.
સત્ય શબ્દ હું સાધ્ય, ચિત ચેતનમે લગાઇ,
તરવેણીકે ઘાટ, સદગુરૂ સાંન બતાઈ,
ધીરજ ધરીએ ધ્યાન, સુખમણ શેહેજમાં આઇ.
દયાનંદ લવલીન, સુખસાગરમે નહાઇ. ૩૬

સાત દ્વીપ નવ ખંડમાં, કરતા એક કહાએ,
નીરગુણ સીરગુણ કહેત હે, અલક આત્મા આએ.
અલક આત્મા આએ, ખલકમે ગેભી ગાજે.
જાત ભાત્ય કુળ નાહી, બાવન બહાર બીરાજે,
અક્ષરાતીત અનાદ્ય, સબકે ઉપર છાજે,
દયાનંદ સત્ય સોહી, અનહદ નોબત બાજે. ૩૭
દેખી સુણી સબકો કહે, બીન દેખી નવ હોય.
બીન દેખી સદગુરૂ કહે. શિષ્ય સુણી લે જોય.
શિષ્ય સુણી લે જાય, અંતર લક્ષ લગારી.
જીવ ન જાણે કોય. નીરખે નુગરા નારી.
પરપંચ પેખે આએ. ન જાંણી મર્મકી બહારી.
દયાનંદ દલ માંહી. દેખ્યા દેવ મોરારી. ૩૮
દેહા દીલ્લી શાહેરમે, પંચ ભુતકા બાસ,
તીન ગુણ બાજી રચી, નાંમ રૂપ પ્રકાશ.
નામ રૂપ પ્રકાશ. દશુ દ્વારમે આએ.
નરનારી બીસ્તાર. પુરૂપ પ્રકરતી પાએ.
ચેતન વ્રતી હોય, જીવ તાંહાં ખેલ રચાએ.
દયાનંદ નીસ્તાર. આત્મા અલક લખાએ. ૩૯
ખાખી ખાખ લગાયકે. બન બન ફીરત ઉદાસ.
જપ તપ તીરથ નહાયકે. કીયો મંદીરમે વાસ.
કીયો મંદીરમેં વાસ. ચેલા ચેલી કરતે,
ધન્ય હરનકે કાજ. ચાર ખંડ પૃથ્વી ફીરતે.
મીલ્યા ન સદગુરૂ કોય, આપું આપદામે વરતે.
દયાનંદ કહે જીવ, ફરી જન્મે ઓર મરતે. ૪૦
સાધુ આપા છોડદે, પંચ ભુતકા દેહ,
વામે તેરા કુન હે, તું કીસકા હે કહે,
તું કીસકા હે કહે, ખોજકર આ દલ દેખો,
અંતર કરો બીચાર, સદગુરૂ મર્મમાં લેખો.
હું તું કહેવા નાંહી, નાંમ નીરંતર નીરખો,
દયાનંદ આશા મેટ, આત્મ જ્યોતી પરખો. ૪૧

દયાનંદ દુરલભ આવીયો, પાયો મનુષ્યા દેહ,
એજે અવતાર કર્યું ખુવે, ભવમાંહી ભટકે,
ભવમાંહી ભટકે, કોટી જન્મકી ફાંસી,
આવત નાંહી અંત, ગુરૂબીના મીટે નહિ હાંસી.
કરીએ સાધુ સંગ, આત્મ જ્ઞાન બતાશી,
દયાનંદ દલ દેખ, તુહી તુહી સત પરકાશી. ૬૨
દયાનંદ દુર્લભ દેહમે, કુનકા કરતા જ્ઞાન,
માન અપમાન મનમાંલહે, હું મારૂં એ ભાન.
હું મારૂં એ ભાન, ભુલમે બહોત ફીરાયો,
ધન્ય જોબન તન કાજ. આવા ગમન હી પાયો.
શેજ મીલ્યા ગુરૂદેવ, અંતર ભેદ બતાયો,
નામ નીરંતર સાર, દયાનંદ આનંદ પાયો. ૬૩
દયાનંદ દુબધ્યા તજી, તજી કલ્પના કુડ,
આશા ત્રષ્ણા મન તજી. પાયો જ્ઞાન ગતી ગુઢ.
પાયો જ્ઞાન ગતી ગુઢ, મુખમેં મરમ લીયા હે.
લવ લાગી લવ લીન, ગુરૂગમ જ્ઞાન ગ્રહ્યા હે.
દયાનંદ પદ સાર, સમજી આનંદ ભયા હે,
પ્રેમ અમીરસ પાએ, અવિદ્યા દુર કીયા હે.
દયાનંદ દલ દેખીયા, પ્રેમ પુરૂષ નીરધાર,
જાત ભાત્ય જ્યામે નહિ, નહિ નામ નરનાર,
નહિ નામ નરનાર, અજાતી આપ પ્રકાશી,
શુદ્ધ ચેતન પ્રકાસ, વિશ્વમાં સરવા વાસી,
કળી ન શકે કોય, આત્મા બ્રહ્મ વિલાસી,
દયાનંદ નીજ ધામ, અવઘટ પાર ઉદાસી. ૬૫
દયાનંદ દલમે બશ્યો, કરલ્યો તત્વ બીચાર,
આત્માનંદ કું ઓળખી, આનંદ પાયો અપાર.
આનંદ પાયો અપાર, પ્રેમ સાગર સુખ માંહી,
નીરખ્યા નુર નીરાટ, દસો દીશ વ્યાપીક સાંઈ.
દયાનંદ અબોલ, બોલમે આવત નાંહી,
બોલે સો જીવહે ડોલ, રહ્યો માયાકે માંહી. ૬૬

દયાનંદ દરશન સદા, સદગુરૂ સરજન હાર,
શેહેજ શુનમાં નીરખીયા, આપો આપ કીરતાર.
આપોઆપ કીરતાર, શુદ્ધ ચૈતન પ્રકાશી,
જીવ ઇશ્વર હોઇ આયે, માયા બ્રહ્મ વિલાસી.
દાતા ભુગ્તા નાંહી, અખીલ બ્રહ્મ સર્વાવાસી.
દયાનંદ નીરબાન, દુજો નહિ અવિનાસી. ૪૭
દયાનંદ દુર્લભ આત્મા, જો પાવે નીસદીન.
વિશ્વસકળ વ્યાપી રહ્યો, આપે ચૈતન ઘન,
આપે ચૈતન ઘન, એક અનેક હોઇ આએ,
પાંચ પચીસકે માંહી, જીવ હોઈ જન્મ ધરાએ.
કાયા માયા સંગ, વીષયમે બહોત વવાએ,
દયાનંદ દલ દેખ, લક્ષ કુટસ્ત બ્રહ્મ લાએ. ૪૮
દયાનંદ દેવું ચુકવી, કીયો જન્મ નીસ્તાર,
સચ્ચા સદગુરૂ પાવીઆ, સોહં બ્રંહ્મં નીરધાર.
સોહં બ્રંહ્મ નીરધાર, હું મારૂં બીસરાયો.
રામ ભજ્યા રણુંકાર, હદ બેહદ પર ગાયો.
તરબેની પર ઘાટ. શબ્દાતીત સમાયો.
દયાનંદ વીસરામ, નામ રૂપ નહિ જાયો. ૪૯
દયાનંદ નાંણા નામકા, ચોદેશ ચલતા હોય.
ચક્રવરતી કીરતાર કું, સત્ય શબ્દમે જોય.
સત્ય શબ્દમે જોય, તીન ચૌદમે ફીરે દુહાઇ.
અકળ નીરંતર આદ્ય, ચૈતન શક્તી પાઇ,
અણીઅગર પરબાસ, શહેજમે સુરતી લગાઇ.
સંત શીરોમણી સાધ્ય, દયાનંદ પાર પહોંચાઇ. ૫૦
દયાનંદ કીરપા કરી, સદગુરૂ સંત મહંત,
પાયા મારગ અગમકા, બેદ પુરાંણ કહંત,
બેદ પુરાણ કહંત, માહાવાયક મેં કહેવે,
તત્વાતીત સરૂપ, જીવ ઇશ્વર પાર તે રહેવે,
માયા કૃત મીથ્યાય, લક્ષ અલક્ષ મે લેવે,
દયાનંદ મન માંહી, મગન હોઈ વસ્તુ ગ્રહેવે. ૫૧

દયાનંદ દુરવેશ બની, લીયા ફકીરી આજ,
સદગુરૂ દીની શેહેજમે, છુટી કલ્પના કાજ;
છુટી કલ્પના કાજ, કર્મ ભ્રમ મીટ જાયો,
વસ્તુ અગોચર આદ્ય, પુરણાનંદ હી પાયો;
કહે દયાનંદ સંત, નીરગુણ બ્રહ્મ લીખાયો,
નામ તખ્તપર વાસ, સુરતી શબ્દપાર છાયો. ૫૨

દયાનંદ ભવ જાળમે, જીવ કરત વહેવાર,
પંચભુત શરીરમે, મન બુદ્ધી અહંકાર;
મન બુદ્ધી અહંકાર, ચિત ચપળ હોઇ આયો,
માયા અવિદ્યા સંગ, કામ અનેક કરાયો;
છુટક બારો નાંહી, ગુરૂ બીના કેસે તરાયો,
કહે દયાનંદ સંત, આપો આપ અથડાયો. ૫૩

દયાનંદ દુબે સહુ, તીન લોક અવતાર,
સ્થાવર જંગમ જાતમે, જડ ચૈતન બીસ્તાર;
જડ ચૈતન બીસ્તાર, બાજીગરકી બાજી,
દેખત ભુલે હોય, દુનીયાં પંડીત કાજી;
સાહેબ સમર્યા નાંહી, સમજ બીન ફીરતા પાજી,
કહે દયાનંદ સંત, મુરખ મનમાં થયા રાજી. ૫૪

દયાનંદ જુગદીશકા, નામ પકડ નીરધાર,
આપુ આપદા છાડકે, કરીએ બ્રંહ્મ બીચાર;
કરીએ બ્રંહ્મ બીચાર, ચૈતન સાક્ષી જોવે,
દેહ ઇંદ્રી મન પ્રાણ, નામ રૂપ મીથ્યા રોવે;
દયાનંદ અવિગત્ય, હું મારૂં ત્યાં ખોવે,
સરવા વ્યાપીક શ્યામ, ઘટ ઘટ અવઘટ બોલે. ૫૫

દયાનંદ તું ચેત લે, ચિત ચીદાનંદ માંહી,
પરવરતીકું પરહરી, નીરવરતી ઘર જાઈ;
નીરવરતી ઘર જાઇ, સ્થીર મન ચરણે રાખો,
શીલ સંતોષ સંમતા ધરી, ઉન મુની આશન જાંખો;
નામ તખ્ત નીરબાંન, પ્રેમ અમીરસ ચાખો,
વિષય વાસ્ના ત્યાગ, દયાનંદ ગુરૂ મુખ ભાંખો. ૫૬

દયાનંદ જગતમે, જીવ જન્મ ધરી આયે,
આપ સ્વરૂપ ન જાણીયા, આવરણમે અથડાય;
આવરણમાં અથડાય, પાપ પુન્ય કરતા પ્રાણી.
તીરથ વ્રત કર નહાય, સ્વર્ગનાં સુખ બખાંની;
અધબીચ રહ્યા લટકાય, ત્રીવિધી તાપમ તાણી.
સદગુરૂ મીલીયા નાંહી, દયાનંદ કહે સત્ય કહે બાણી. ૫૭
દયાનંદ સાહેબ એક હે, વેષ ધર્યા અનેક,
હીંદુ મુસલમાનમે. ભાત્ય ભાત્યકા ભેખ;
ભાત્ય ભાત્યકા ભેખ. છેક વસ્તુ નહિ પાયા.
કાજી બાચે કીતાબ, બ્રહ્માને વેદ પઢાયા;
આપ આપકી ટેક. પકડી મન ભરમાયા,
દયાનંદ સમજ્યા બીના, ભવાભવ જીવ ઝટકાયા. ૫૮
દયાનંદ સાધુ મીલ્યા, દીયા પરમારથ જ્ઞાન,
આપ સરૂપ ઓળખાવીયા, ગગન મંડળ ઘરગામ;
ગગન મંડળ ઘરગામ, નામ નીરંતર પાયા,
નીત્ય ચીદાનંદ ધામ, અરસ પરસ મીલ જાયા;
દયાનંદ દેદાર. દેહ દેવળમે દેખાયા,
પ્રેમ અપરમ પાર, સાક્ષી શુદ્ધમે સમાયા. ૫૯
દયાનંદ હમ હે નહીં, ગેબી બોલણહાર,
રૂપ રંગ જ્યામે નહિ, ચૈતન અપરમપાર;
ચૈતન અપરમ પાર. પાર કોઇ નવ પાયા,
પાયા બીરલા સંત, અંખડ અદ્વૈત અજાયા;
આપો આપ અલેખ. લેખમે કછુ ન આયા,
દયાનંદ ઉનમાંહી, શબ્દાતીત ગુન ગાયા. ૬૦
દયાનંદ પરપંચ નહિ, નાહી પંચમાહા ભુત.
તત્વ પાંચ ઇંદ્રી નહિ, નહી દેવ ઓર દુત;
નહિ દેવ ઓર દુત, મન બુદ્ધીકા મેળા,
ગનાતીત કે માંહી, ચિત ચૈતનકા ચેલા;
અહંકાર બાજી જુઠ, દુર કર મનકા ઠેલા,
દયાનંદ નીજ નામ, પકડ પુરણ બ્રહ્મ ભેળા. ૬૧

દયાનંદ વાણી ચારમે, વેદ પુરાણ લીખવાએ.
જગત જાળ ત્રીલોક સબ, બાની મુખ બોલાયે;
બાણી મુખ બોલાએ, ભેદ બાનીમે પડીયા,
આદી શબ્દ ઓહંકાર. સોહંબ્રંહ્મ પ્રેમકા દરીયા;
બાની પાર રહંત, સ્વતંત્ર સાહેબ ભરીયા.
દયાનંદ અભેદ, અનામી આપે આચરીયા. ૬૨
દયાનંદ હીંદુ નહિ. મુસલમાન સો નાંહી.
એક નીરંતર આત્મા, સરભંગી સતસાંઇ;
સરભંગી સત્ય સાંઇ ઉંચ નીચમે બોલે,
ઘટઘટ અવઘટ ઘાટ, સચરાચરમાં ડોલે;
નીરગુણ બ્રંહ્મનીરાટ. અંતર અનુભવ ખોલે.
દયાનંદ દરશંન, સુરતી શબ્દમે ઝોલે. ૬૩
સાત્વીક ગુણ જ્ઞાન ઇંદ્રી કહી, ચાર અંતઃકરણ છે માંહી.
રજોગુણ પંચ પ્રાણમે. તમોગુણ કર્મ કરાએ;
તમોગુણ કર્મ કરાએ. કર્મ ઇંદ્રીકે સંગા,
ઓગણીસકા લીંગ શરીર. ગુનતીનકા પ્રસંગા;
એ તત્વ બાવીસકા અંગ. નામ રૂપ મનકા અંગા.
દયાનંદ ન્યારા હોય; સાક્ષી ચેતન બ્રંહ્મચંગા. ૬૪
ખટ ઉરમીકા ખેલ હે, મન પ્રાણ જડ દેહ.
શીત ઉસંતા દેહમે, જન્મ મરણ સંદેહ;
જન્મ મરણ સંદેહ, દેહ આવે ઓર જાવે.
ક્ષુધા પીપાસા પ્રાણ, હરખ શોક મનકા સમાવે:
એ ખટ ઉરમીકા ધરમ, આત્મા સાક્ષી કહાવે.
દયાનંદ માહા શુનમે, પ્રેમ પુરૂપ ત્યાં પાવે. ૬૫
સ્થુળ સુક્ષમ કારણ કહું. માહા કારણ મુળમાંઇ.
જાગ્રત સ્વપ્ન શુષુપ્તી, તુરીયાહે તુજ ત્યાંહી;
તુરીઆહે તુજ ત્યાંહી, સાક્ષી અસાક્ષી કહાએ.
સ્વયં પ્રકાસ સત સોય, તુરીયા તીત બતાયે;
જ્ઞાન બીચારી જોય, અંતર લક્ષ લગાએ,
આપું આપદા મેટ, દયાનંદ અગમ લીખાયે. ૬૬

અગમ અગોચર આત્મા, નામ રૂપ નીરધાર,
પરા લક્ષમે પેખીયા, આદી શબ્દ ઓહંકાર;
આદી શબ્દ ઓહંકાર, વાણી ચારપાર બાસા,
શહેજ શુનકે માંહી, વિશ્વ સકળ પ્રકાશયા;
આપોઆપ કીરતાર, અકરતા બ્રંહ્મ વીલાસા,
દયાનંદ મન લહેર, વિશ્વ વસ્તુમે વાસા. ૬૭
જોગી જુગતમે દેખીએ, વિવેક વીચાર ગુરૂ સાથ.
ગ્રહે વૈરાગ મનમાંહી, કરે કામના ત્યાગ;
કરે કામના ત્યાગ, રાગ કીસીસેં ન કરના,
ઉનમુની કર આશન, ધ્યાન ધરણીકા ધરના;
સચરાચરમે શ્યામ, બાસના દુર કર લવના,
પ્રેમ પુરૂષકે પાસ, દયાનંદ ગ્રતી સંમ રહેણા. ૬૮
દયાનંદ આયા નહિ, જાવેગા સો કુન.
આયા હે સો જાયગા, દેહ ઉપાધી શુન;
દેહ ઉપાધી શુન, ભુત ભુતમે મીલ જાવે,
ગુનાતીત કહેવા નહિ, ગુનાતીત ગુન ગાવે;
ત્રીગુનાતીત પદસાર, સુરતા વાંહી લગાવે,
દયાનંદ મન ઠાર, અખંડાનંદમે સમાવે. ૬૯
પંડ નહિ બ્રંહ્મડ નહિ, નહી જીવ શીવ હોય.
ઇશ્વર માયા કૃત નહી, શુદ્ધ બ્રંહ્મ સતસોય;
શુદ્ધ બ્રંહ્મ સતસોય, નીરંતર સરવા વાસી,
દસુંદીશાકે માંહી, આપો આપ પ્રકાશી;
અલક નીરંજન દેવ, ખલકમે ચીદઘન વીલાસી,
દયાનંદ દલ દેખ, પરીબ્રહ્મ પ્રેમકા પ્યાસી. ૭૦
દયાનંદ દેહુ જન્મીયો, ભરતખંડ ગુજરાત.
વડનગરમાં વાસ છે, હટકેશ્વર કૈલાસ;
હટકેશ્વર કૈલાસ, ગામમે બહુચર માતા,
દયાનંદ વીસરામ, આત્મ જ્ઞાનહી ગાતા;
નીત્ય કથા કીરતન, શુણવા હરીજન આતા,
દયાનંદ આનંદ, અવિગત્ય પાતા. ૭૧

દયાનંદ રેકતા કીયા, છકોતેર કીરતાર,
બ્રહ્માનંદ મુખ ભાંખીયા, હરીજન સંતન કાજ;
હરીજન સંતન કાજ, પરમારથ આંણી કીની.
ઓગણીસે છાસેઠની સાલ. શ્રાવણ સુદ શપ્તમી લીની;
મુખ્ય ઉત્તમ ગુરૂવાર, પુરણ પદમાંહી ભીની.
અણછતા દયાનંદ, નામત્તર માથે લેની. ૭૨

## इती श्री दयानंद कृत रेक्ता कुंडलीया समाप्तः

---

## આરતી.

( જે ઉદીઆ શક્તી, જે ઉદીઆ શક્તી એ રાહ. )

જે જે જે મંગળ મુરતી, જે મંગળ મુરતી. સતચીદ આનંદ બ્રહ્મ સરૂપી.
સતચીદ આનંદ બ્રહ્મ સરૂપી. આરતી ઉતારે સુરતી. જે જે મંગળ ટેક.
સુરત નુરતની નીસાન ઠેરાવી. ધ્યાન અખંડ ધરતી. ગુરૂ ધ્યાન અખંડ ધરતી.
શબ્દ સાંન ગુરૂ ભેદ લેઇને, (૨) અણી અગર હરતી. જે જે મંગળ ૧
જીવરે શીવ વીચાર કરી. અસીપદમાં મીલતી, ગુરૂ અસી.
શ્વાસોશ્વાસ અજંપા નીસદીન, (૨) ઓહં સોહં ભળતી. જે જે મંગળ ૨
સોહં શબ્દ સકળમાં વ્યાપીક. પરા પાર પુરતી. ગુરૂ પરા પાર,
ગગન મંડળમાં ગેબી ગરજના, (૨) તરવેણી તાર ઝરતી. જે જે મંગળ ૩
ત્રીગુણાતીત શેજ શુનમે. અક્ષરાતીત આરતી, ગુરૂ અક્ષરા.
ચૈતન બ્રહ્મ નીરંતર દરશ્યા, (૨) પરમાનંદ જુગતી. જે જે મંગળ ૪
પરમ સ્નેહી સદગુરૂ મીલીયા. અંતર આનંદ ફુરતી. ગુરૂ અંતર.
દયાનંદ નીજનામ કમળમે, મહાપદમે મુગ્તી. જે જે મંગળ ૫

૨

જે અંતરજામી, ગુરૂ જે અંતરજામી.
પુરણ બ્રહ્મ સનાતન પોતે. (૨) પરમાનંદ સ્વામી. જે જે જે અંતર ટેક.
આદઅંત મધ્યમાં બ્રહ્મ આપે. ગુરૂ અલક અરૂપ નામી, ગુરૂ અલક.
સચરાચરમે આપ બીરાજ્યા, (૨) ગગન મંડળ ગામી. જે જે અંતર ૧
શુન મંડળમાં શેજ નીરંતર. અંતર આનંદ પાંમી, ગુરૂ અંતર.
સ્વરૂપ એક અનેક હોઇ ભાસ્યા, (૨) નામ રૂપ ગામી. જે જે અંતર ૨
ગુણ ત્રણ ઓર પાંચ તત્વમે, જગત જુગ્તી જાંમી. ગુરૂ જગત,
દેખી મન ભરમાયો ઉનમે, (૨) મોહ માયા માંની. જે જે અંતર ૩
મોહ માયામે મન જડ પડયો, ફરીયો ચારૂ ખાંણી, ગુરૂ ફરીયો.
ગુરૂ મીલે જબ ભેદ બતાયો, (૨) ચૈતન બ્રહ્મ નીરબાંની. જે જે અંતર ૪
વાંણી રહીત અવાચ અરૂપી, ઉનમુની રૂપ પાઇ, ગુરૂ ઉનમુની,
દયાનંદ મન લહેરી સીંધુ એક, (૨) બ્રહ્મ સાગર પાંમી. જે જે અંતર ૫

## સાખી.

સદગુરૂ સંત કીરપા કરી, પાયો આત્મજ્ઞાન;
આત્માનંદકું ઓળખી, ભુલ્યો દેહ અભીમાંન. १

હું મારૂં વીસારીયું, અને પરમાર્થમાં પ્રીત;
જ્ઞાન વેરાગ અંતર ધરી, તજી અવિદ્યા અનીત્ય. २

બ્રંહ્મ વિદ્યા ભાવે ભણ્યા. સદગુરૂ સંત પ્રતાપ;
વિવેક વિચારે ભાંખીયું, છુટયા ત્રીવીધી તાપ. ३

વેદ વેદાંત શાસ્ત્ર શુણી. કીયો રૂદીયામાં વાસ;
મનછા વાચા કર્મણાએ, ભયો આત્મ પ્રકાશ. ४

મુખવાણી કહું વરણવી. ભાત્ય અનેક બાહુ રાગ;
સાખી સેવયા રેકતા, અને ગરીબીના વિલાસ. ५

નીષ્પક્ષથી ભાંખીયું, વાદ નહિ વિવાદ;
મત પંથ મુજમાં હે નહિ. નહિ ગર્વ નહિ ગાવ. ६

અંતર ઇચ્છા ઉપની. શેહેજ શબ્દ એકસાર;
આત્મમણી વીલાસ કહ્યો, દયાનંદ નીરધાર. ७

ગાશે શુણશે શીખશે. કરશે હૃદે બીચાર;
આપ સ્વરૂપકું ઓળખી. મોક્ષ પામશો સાર. ८

સાર શબ્દ એક પામીયા, શાદચીદ આનંદમાંહી;
સચરાચર વ્યાપી રહ્યો. અનુભવ આનંદ ત્યાંહી. ९

દયાનંદ વસ્તુ છેકમાં. છે આદ્યઅંત મધ્ય એક;
ગુરૂ ગોવીંદ એક ભાસીયા. પુજ્યા અરૂપ અલેખ. १०

ઇશ્વર ચેતન બ્રંહ્મ છો, જીવ માયાથી અલેખ;
ભેખ વેશ જ્યામે નહિ, બ્રંહ્માનંદ વિશેષ. ११

પુરણાનંદ પુરૂષોત્તમા. પરીબ્રંહ્મ અપરંપાર;
મન વાંણી પહોંચે નહિ, શુદ્ધ બ્રંહ્મ નીરધાર. १२

શબ્દ આદી અનાદના, છે બ્રંહ્મ સાગરની માંહી;
દયાનંદ ગુરૂ ભેટતાં, અંતર પ્રકાશ્યા આંહી. १३

દયાનંદ નામ નીમીતહે, કહેવા માત્ર કહાએ;
આપ આપમાં મીલ ગયો, સોહં બ્રંહ્મ સમાય. १४

સમપુરણ સાખી થઇ, હવે કહેવા શુણવા નાંહી;
લુણ મળ્યું જેમ નીરમાં, ખોજે આવત નાંહી. १५

इति श्री दयानंद कृत आत्ममणी विलास भजनावली समाप्त.

## રાગ હાલારી.

( જુરતાં ન મેલોરે ધણી મારા ધાજોરેજી—એ રાગ. )

સદગુરૂ મારારે શરણે આયો તાહરેરેજી, હું છું તારો જન્મોજન્મનો દાશરે હાં;
કીરપા કરીનેરે જન્મ છોડાવીએરેજી, આપો મુજને અવિચળ પદવી શેખરે હાં.
સદગુરૂ મારારે—ટેક.

શરણે આયોરે જીવ ચરણુંમેં રાખીએરેજી, કરીએ ગુરૂ દીન જાણીને દયારે હાં;
જુગતીરે મુગ્તી બતાવો ગુરૂનાથજીરેજી, ચિત ચૈતનમાં લપટાવોરે હાં. સદ૦ ૧
વ્રહેને વૈરાગેરે મન મારૂં ત્યાં ગળ્યું રેજી, દૂર કરી વિષય વાસ્ના વીલાસરે હાં;
વિવેક વીચારરે ગુરૂમુખ દીજીએરેજી, કરજો મારા અંતરમાં પ્રકાશરે હાં. સદ૦ ૨
માયા અવિદ્યારે મુજને તો નવ નડેરેજી, સદગુરૂ નોધારોના આધારરે હાં;
નામ નાવમાંરે બેસારો ગુરૂદેવરેજી, બાંય ગ્રહી ઉતારો ભવ પારરે હાં. સદ૦ ૩
ભવસાગરમાંરે જીવ આવી ભુલીયોરેજી, આપ છો તરણતાર કીરતારરે હાં;
દયાનંદનોરે ભવભય ભાગીએરેજી, આપો નીજ નીરભે આત્મજ્ઞાનરે હાં. સદ૦ ૪

૨

સદગુરૂ સ્વામીરે જ્ઞાન ગુઢ આપીયુંરેજી, આપ્યું મારા અંતરગત્યમાં છેકરે હાં;
બુદ્ધીરે ભેદ ભાવ મટી ગયો માહેરોજી, આપી વસ્તુ અગમ અગોચર અભેદરે હાં.
સદગુરૂ સ્વામીરે.—ટેક.

જ્ઞાનસાગરમાંરે નિત્ય હું તો ઝીલતોરેજી, કરતો સાધુ સંગતમાં બીચારરે હાં;
જડને ચૈતનરે જુજવાં કરીરેજી, લક્ષ લીયો પરાપરીને પારરે હાં. સદગુરૂ૦ ૧
પરાપારરે પરીબ્રહ્મ છે સદારેજી, આદ્ય અંત મધ્ય અવિનાશરે હાં;
મનરે વાણી ત્યાં પહોંચે નહિરેજી, સર્વાતીત સ્વયંમ પ્રકાશરે હાં. સદગુરૂ૦ ૨
વાણી પસારોરે વેદ ચારે ઉચરેરેજી, ખટશાસ્ત્ર અઢાર પુરાણરે હાં;
વ્યાકરણ વાણીરે વિદ્યા ચૌદ ભણેરેજી વૈખરી વાણીતણી જંજાળરે હાં. સદગુરૂ૦ ૩
પરમાનંદરે ગુરૂ મીલ્યા મુજનેરેજી, દયાનંદને પાયો સુખ પ્રેમરે હાં;
સાક્ષી ચૈતન બ્રહ્મરે અનુભવે ઓળખોરેજી, ભેદભાવ રહીત સતશ્યામરે હો. સદગુરૂ૦ ૪

૩

કાયાની સંગાતેરે જીવ તું તો આવીયોરેજી, આયો ચિત ચૈતન આપોઆપરે હાં;
આપું માનીનેરે ગામ ઘર વાસીયુંરેજી, કીધો કુટુંબ કબીલો પરીવારરે હાં.
કાયાની સંગાતે—ટેક.

માત પીતાએરે માયામાં મીલાવીયોરેજી, મળીયા મામા માશીને મુસાળરે હાં;
સ્ત્રી પુત્રાદીકરે સહુ ભેળાં ભાવીયાંરેજી, ભળીયાં ભાઇ ભગીનીને ભોજાઇરેહાં. કાયા. ૧
પાંચ તત્વોનોરે પંચ પરપંચ બન્યોરેજી, પૃથ્વી અપ તેજ વાયુ આકાસરે હાં;
મન આર બુદ્ધીરે અહંકાર ફેરવ્યું રેજી, ચિત ચપળતામાં હુશીયારરે હાં. કાયા૦ ૨
મીથ્યા પ્રપચંમાં રે મન તું ફોગટ ફરેરેજી, દેગી શુણીને મન ચિત્ત ધાઓરે હાં;
આશા ત્રસ્નારે મન મુમતા ઘણીરેજી, કામ ક્રોધ લોભમે લોભાયોરે હાં. કાયા૦ ૩
અણુછતુ આવરણુરે માથે શીદ હોરીયું રેજી, ફર્યો લક્ષરે ચોરાસીની ખાંણુરે હાં;
ફરતાંને ફરતાં રે ઉત્તમ દેહ પાવીયોરેજી, હવે કરજે આત્મા તત્વ વિચારરે હાં. કાયા૦ ૪
ગુણ તીનમાં રે તીન ગામ વાશીયાંરેજી, સ્થુળ સુક્ષમ ને કારણુરે હાં;
માહા કારણુરે મુળ મર્મ પાવીયોરેજી, સાક્ષી શુદ્ધ ચૈતન નીરબાનરે હાં. કાયા૦ ૫
દયાનંદરે લક્ષ લીયો શેખમાંરેજી, સદ ચીદઆનંદ ઘન માંહીરે હાં;
સત સચરાચરમેરે વ્યાપી રહ્યોરેજી, નામ રૂપગુણ પંચ નાંહીરે હાં. કાયા૦ ૬

૪

સદગુરૂ મારારે શબ્દ શુણાવીયોરેજી, શુણી અંતરમાં ખોજ કીયોરે હાં;
હું તે આ કુણ છું ને કયાં થકી આવીયોરેજી, એમ મનમાં કીયો બીચારરે હાં.
સદગુરૂ—ટેક.

પરાપારસેરે શબ્દ ઉઠાવીયોરેજી, પરાપસંતી હૃદેમે પ્રકાશરે હાં;
મધમારે વાણી ગુણ ગાવીયોરેજી, વૈખરી વાચ રહીત સમ સાનરે હાં. સદગુરૂ૦ ૧
સાર શબ્દરે લીયો સમ સાનમાંરેજી, કીયો અણી અગરપર વાસરે હાં;
લવલીન કરીરે લગની લગાવીયોરેજી, મન વીષયાનંદ દીયો ત્યાગરે,હાં. સદગુરૂ૦ ૨
ગગન ગુફામાં રે ઘર જઇ વાસીયું રેજી, જાતી વરણ નહી ત્યાં વહેવારરે હાં;
અજાતી અજુનરે રૂદીયામાં આત્મારેજી, રૂપ અરૂપ સ્વરૂપ પ્રકાશરે હાં. સદગુરૂ૦ ૩
સર્વ દેશરે સર્વાવાસમાંરેજી, દયાનંદ વીલસ્યો નીરાધારરે હાં;
કહેવાને શુણવારે ત્યાં તો કછુ હે નહિરેજી, સાક્ષી પુરણ પદ રહ્યું સારરેહાં. સદગુરૂ૦ ૫

૫

અમુલક અવસરે આવ્યો મન તાહેરોરેજી, મન એળે અવતાર મતી ખોયરે હાં;
હરિગુરૂ સંતરે નીશદીન સેવીએરેજી, જેથી તારૂં આવાગમન મીટ જાવેરેહાં.
અમુલક—ટેક.

આવાગમનમાં રે જીવ તું તો આથડયોરેજી, લાગી તુંને મોહ માયા સાથે પ્રીતરે હાં;
વીષયાનંદમાં રે જીવ તું વવાઇ રહ્યોરેજી, સેવ્યા નહિ તેં સરજનહારરેહાં. અમુલક૦ ૧

જુઠ પરપંચમાંરે જીવ તું તો ભુલો પડયોરેજી, સાચા જાણ્યા નહિ જુગદાધારરેહાં;
પરવરતીના પુરેરે જીવ તું વહેતો ફર્યોરેજી, ગુરૂ બીના કોણ છોડાવણ હારરેહાં. અમુલક. ૨
પુર્વના પુન્યેરે સદગુરૂ સંત મળ્યારેજી, આપી મુજને અવિચળ પદવી શેખરેહાં;
પોતાનોજાણીનેરે સ્થીરમન થાપીયોરેજી, ટાળ્યો મારો કલ્પીતકર્મ કલેશરેહાં અમુલક. ૩
અસ્થુળ આત્મારે ગુરૂગમે પાવીયોરેજી, દયાનંદ લીધો વીસરામરેહાં;
નામનીરંતરરે જપું શ્વાસોશ્વાસમેરેજી, સુરતીનુરતી શબ્દાતીતનીજધામરેહાં. અમુલક ૪

૬

સદગુરૂજી મળીયારે શેજ આણંદમાં રેજી, છુટયો મારો જન્મ મરણના ફંદરેહાં;
અજર અમરરે બતાયો ગુરૂ આત્મારેજી, પાયો વસ્તુ અગમ અગોચર સાનરેહાં. સદ. ટેક.
સદચીદ આનંદમાંરે સત લખાવીયોરેજી, જડ ઈંદ્રી નહિ દેવ નામરેહાં;
અનામી અરૂપરે આદી પરમાત્મારેજી, સાક્ષી શુદ્ધ ચૈતન ઘનશ્યામરેહાં. સદગુરૂ૦ ૧
નાથ નીરંજનરે જ્યોતી પ્રકાશ છેરેજી, અજ્ઞાન અવિદ્યા નહિ કામરે હાં;
દસું દીશામાંરે વ્યાપી રહ્યો એકલોરેજી, આપે અલક નીરંતર નીસકામરેહાં. સદગુરૂ. ૨
ગુણ તીનરે જ્યામે તો દીસે નહિરેજી, ત્રીગુણાતીત ગુરૂ ગમે જાણરે હાં;
વાચ તજીનેરે અવાચ લક્ષ લીજીએરેજી, સુરતીનુરતી ચૈતનમાં તું આણરેહાં. સદગુરૂ૦ ૩
શહેજ આનંદરે દયાનંદ પામીયારેજી, માહાશુન શીખરગઢ શ્યામરેહાં;
લગની લાગીરે અખંડ ગુરૂ આત્મારેજી, સત્ય સોહં બ્રંહ્મ નીરબાંનરેહાં. સદગુરૂ૦ ૪

૭

માન માનરે મન કહ્યું માહેરૂં રેજી, હું તો તુંને વારંવાર સમજાવું રેહાં;
સમજ્યારે બીનારે મન તું તો આથડેરેજી, ફરી જન્મીમરી દુઃખ પાવેરેહાં. માનમાનરે ટેક.
માયાની સંગાતેરે પડયો પરપંચમાં રેજી, તન ધન્ય જોબન કેરે કાજરેહાં;
ઘેહેલાં થઇનેરે મન મુમતામાં ફરેરેજી, વળી પાછું જુવે ઘર પાવેરેહાં. માન માનરે. ૧
ભુલવણીમાંરે જીવ તું તો ભુલીયોરેજી, આત્મજ્ઞાન વિના વહ્યો જાવેરેહાં;
અવિદ્યા સંગાતેરે દુર બુદ્ધી કહાવીયોરેજી, જીવ થઇને જાન્યું ગામોગામરેહાં. માનમાનરે ૨
સાધુ સંગતમાંરે કંઈ નહિ આવીયોરેજી, એવી તારી બુદ્ધીને છે ધીકારરેહાં;
જો સમજે તોરે ચિતમાં તું ચેતજેરેજી, સુરતીનુરતી ચૈતનમાં મીલાવેરેહાં. માન માનરે ૩
સદગુરૂ ચરણેરે સ્થીર મન રાખીયોરેજી, આવાગમન ફેરા મીટ જાયોરેહાં;
દયાનંદરે ગુરૂદલ દેખીયારેજી, સાક્ષી શુદ્ધ સ્વરૂપે વીલાછાયોરેહાં. માન માનરે. ૪

૮

બુદ્ધી કબુદ્ધીરે જુગો જુગમાં ફરીરેજી, દેહ નામ રૂપ ગુણ સંગરેહાં;
રૂપ જોઇનેરે મન ભરમાવીયોરેજી, કીધી મોહ માયા કેરી જાળરેહાં. બુદ્ધી કબુદ્ધીરે ટેક.

જુઠ પરપંચમાંરે બુદ્ધી ઘાટ બહુ કર્યારેજી. કીધાં કર્મ ધર્મ અપારરેહાં;
ચારૂં વર્ણરે આશ્રમચાર બાંધીયાંરેજી, ભેદ પાડી ભુલાયા જીવ ત્યાંહીરેહાં. બુદ્ધી. ૧
સ્થાવર જંગમરે બુદ્ધી તણા ઘાટમાંરેજી, કીયા લક્ષ ચોરાસી અવતારરેહાં;
તીન ભોવનરે ચૌદ લોકમાં ફરીરેજી, નીશ્ચે કીયા પંડ બ્રહ્મંડ વૈરાટરેહાં. બુદ્ધી. ૨
વેદ વાંણીરે ખટ શાસ્ત્ર ભાંખીયુંરેજી, વળી વ્યાકરણને પુરાંણરેહાં;
દેવ દાનવરે મુનીજન માનવીરેજી, બુદ્ધી તો ઘડે બહુ ઘાટરેહાં. બુદ્ધી. ૩
બુદ્ધી કબુદ્ધીરે બળ ઘણું તાહેરૂંરેજી, કીયા વિશ્વ સકળ વીસ્તારરેહાં;
સુપનામાંરે જીવ બહુ ઘણા બાંધીયારેજી, ગુરૂ મીલે તો આત્મા જગાવેરેહાં. બુદ્ધી. ૪
આત્મ જ્ઞાનીરે પરમાનંદ ગુરૂ મીલ્યારેજી, ટાળ્યો મારો અંતરનો અહમેવરેહાં;
દયાનંદરે ગુરૂ મુખ જાગીયારેજી, દેખી મહા મણી ચૈતન પ્રકાશરેહાં. બુદ્ધી. ૫

૯

ચિત્તમાં ચેતી લેરે ગુરૂ મુખ જ્ઞાનસેરેજી. ગુરૂ અગમ અગોચર અભેદરેહાં;
પંડ બ્રહ્મંડરે દોનુસેં ન્યારા રહેરેજી, ગુરૂ શુદ્ધ સ્વરૂપ સત્ય સોહેરેહાં. ચિત્તમાં ટેક.
તીન ભોવનરે ચૌદ લોકમાં વસેરેજી, ગુરૂ દશુ દ્વાર દશુ દેશરેહાં;
ગુરૂ બીનારે ઠાંમ ઠાલો નથીરેજી. દેખ્યા ગુરૂ સચરાચરમે વીરોપરેહાં. ચિત્તમાં. ૧
ગંગાને જુમનારે ગુરૂ મુખ સરસ્વતીરેજી. ગુરૂ કાશી કોકણને કેદારરેહાં;
ચારૂ ધામરે ગુરૂ પ્રાગમાં વસેરેજી. ગુરૂ તરવેણી તનમાંહીરેહાં. ચિત્તમાં. ૨
ઇંગિલાને પીંગલારે સુખમણા સહેજમાંરેજી, ચંદા સુરજ દોનું લીયા સંગરેહાં;
ચિતમાંરે ચીદાનંદ નામ ગ્રહીરેજી, દેખ્યા સદગુરૂ અપરમપારરેહાં. ચિત્તમાં. ૩
ગુરૂ મહીમારે મુખથી હું શું કહુંરેજી, મન વાણીએ વરણ્યો ન જાવેરેહાં;
અકલ સરૂપરે નિત્ય નીજાનંદમાંરેજી, સ્વયંમ જ્યોતી સ્વયંમ પ્રકાશમાંરેહાં. ચિત્તમાં ૪
દયાનંદરે સ્વતંતર દેખીયારેજી, પરી બ્રંહ્મ અંતર કીયો વાસરેહાં;
અંતરમાંરે મુંને અનુભવ ઉપન્યોરેજી, અજ્ઞાન રહીત અવિનાસરેહાં. ચિત્તમાં. ૫

૧૦

સદગુરૂ શબ્દેરે આપું મારૂં છુટીયુંરેજી. કરીયો સત્ય સરૂપ વીચારરેહાં;
દેહ અભીમાંનરે સદગુરૂ છોડાવજોરેજી, દીયા સોહં શબ્દ નીરધારરેહાં. સદગુરૂ ટેક.
સત સરૂપરે સકલ પ્રકાશમાંરેજી, બાવન અક્ષરમાં રહે બાહારરેહાં;
પાંચ તીનરે ત્યાં પહોંચે નહિરેજી, ઇંદ્રી દેવ વિષય નહિ ત્યાંહીરેહાં. સદગુરૂ. ૧

પુરૂષ પ્રકરતીરે મુળમાં જોતાં નહિરેજી, બાવન બુદ્ધી તણા વિલાસરેહાં;
ત્રેપન સાક્ષીરે ચીત લ્યો ચેતનમાંરેજી, લક્ષ કુટસ્ત બ્રંહ્મ પ્રકાશરેહાં. સદગુરૂ. ૨
પાંચ પચીસરે પંડ ઓર બ્રહ્માંડ નહિરેજી, નહિ મન બુદ્ધી અહંકારરેહાં;
ઉરમી અવસ્તારે જ્યાંમેતો દીસે નહિરેજી, નહિ વાણીતણા વીલાસરેહાં. સદગુરૂ. ૩
હું કર્તારે હું ભોગ્તા નહિરેજી, નહિ માયા અવિદ્યા મનરેહાં;
નામ રૂપ ગુણ જ્યાં નહિરેજી, રહ્યો આપો આપ અનામરે હાં. સદગુરૂ. ૪
શબ્દાતીતરે સોહં બ્રંહ્મ સત્ય છેરેજી, આપે રૂપ અરૂપ સ્વધામરેહાં;
દયાનંદરે ગુરૂ મુખ પાંમીયારેજી. વાચા અવિચળ રહ્યો નીરબાનરેહાં. સદગુરૂ. ૫

૧૧

આદ્ય અનાદીરે અવિગત્ય આત્મારેજી, જાકી ગતી જાણે વીરલા સંતરેહાં;
જગત જીવતો જાણે નહિરેજી. માણે માહામુનીજન મહંતરેહાં. આદ્ય૦ ટેક.
અસ્તી ભાતીરે પ્રીય બ્રંહ્મ છે રેજી, સદચીદ આનંદ રૂપરેહાં;
અસત્ય જડ દેહ દુઃખી સદારેજી, મીથ્યા પ્રપંચ સંશય કહેવાયરેહાં. આદ્ય૦ ૧
શુદ્ધ સરૂપરે સત્ય પરમાત્મારેજી, બ્રહ્માનંદ રહેતે મગનરેહાં;
અષ્ટ પહોરરે બાર માસીમાંરેજી. સદા રહેવે આનંદઘન અખંડરેહાં. આદ્ય૦ ૨
પ્રેમ સરૂપીરે પરમહંસ પ્રેમમાંરેજી, જાતી ભાતી નહિ નીરધારરેહાં;
જીવ ઇશ્વરરે કહેવા નહિ ધામમાંરેજી, નહિ માયા મુળ વીસ્તારરેહાં. આદ્ય૦ ૩
અક્ષરાતીત્તરે અક્ષર બ્રંહ્મ આપછે રેજી, નહિ માન અપમાન નહિ માપરેહાં;
અમાપી અરૂપરે માનુંભાવ માહાત્મારેજી. પરમાનંદ સ્વતંતર વ્યાપરેહાં. આદ્ય૦ ૪
દયાનંદરે પરમાનંદ ભેટીયારેજી. કીયો મારા રૂદીયાકમળમાં પ્રકાશરેહાં;
ગુણરે માયા મનમાંની તજીરેજી. નીરગુણ બ્રંહ્મ અગોચર પાસરેહાં. આદ્ય૦ ૫

---

## દયાનંદ કૃત કુંડળીઆ.

દયાનંદ નીસ્ચે કીયા, તીન લોક કીરતાર,
કર્તા અકર્તા આપ હે, નામ નહી નીરધાર.
નામ નહિ નીરધાર, રૂપ રેખ બીન નીરમળ નામા,
અચરજ ખેલ અપાર, ખેલ ખેલાડી પરગટ જાણ્યા,
કળી ન શકે કોય. બાજીગર રમતા છાંના.
દયાનંદ અંતર, ચૈતન બ્રંહ્મ પીછાણ્યા. ૧

દયાનંદ દેખ્યા સબે, જુઠ સકળ સંસાર,
સ્વર્ગ મૃત્યુ પાતાળમે, નામ રૂપ નર નાર,
નામ રૂપ નરનાર, રાત દીવસ સબી તન ફીરતે,
શશી સુર મંડળ, ગગનસેં તારા ખીરતે,
સ્થીર ન દેખ્યા કોય, ગુરૂ બીના જન્મે ઓર મરતે,
દયાનંદ દીલમાંહી, ગુરૂસેં બાતાં કરતે. ૨

સદગુરૂ મેરાહે મુજમાં, દેખ્યા દીલ દેદાર,
અંતરજામી આત્મા, ઘટ ઘટ પરગટ પાર,
ઘટ ઘટ પરગટ પાર, વૈખરી વાંણીમે બોલે,
અક્ષરાતીત્ત અતીત્ત, ચિત્ત ચૈતન સંગ ડોલે.
દશુ દીશા પ્રકાશ. એક અનેક ઘર જોલે,
દયાનંદ અંતર, સદગુરૂ પડદા ખોલે. ૩

દયાનંદ ચારૂ વેદમે, કર્મકાંડ લીખવાએ,
ઉપાસન વામે કહ્યો, જ્ઞાનકાંડ વળી ગાએ.
જ્ઞાનકાંડ વળી ગાએ, બાજે વેદાંતકા ડંકા.
માહા વાયકમે કહાય, તત્વાતીત સોહંસો બંકા.
સદગુરૂ મીલે ગમ હોય, વસ્તુમે રાવ ઓર નહિ રંકા.
કહે દયાનંદ સંત, પ્રેમ પુરૂપકા રસ્તાહે વંકા. ૪

દયાનંદ તેરો રૂપ નહિ, કીસકો નામ ધરાએ.
આદ્ય અંત કહેવા નહિ, મધ્યમે નામ બુલાએ.
મધ્યમે નાંમ બુલાએ. નામ માયાને ધરીયા.
સુપનવંત સંસાર, જગત આવરણમે અડીયા.
આગુછતું આવરણ દેખ. જીવ ભુલવણી ભટીયા. ૫

સરજનહાર બ્રહ્મી રચી. આદ પુરૂષ ઓહંકાર.
તીન ગુણ માયા રચી, ચૌદ લોક બીસ્તાર.
ચૌદ લોક બીસ્તાર, જીવ ઇશ્વરકી બાજી.
વિદ્યા અવિદ્યા સંગ, ઉપાધી કરતા તાજી,
કાજી બ્રહ્મા વેદ કતેબ, પઢી પઢી હોતે રાજી,
દયાનંદ કીરતાર, ભુલકે પડે નીવાજી. ૬

સાહેબ સબમે એકહે, વાદ વીવાદ નહિ કોય,
હીંદુ મુસલમાનમે, હદ પડી ગઇ હોય.
હદ પડી ગઇ હોય. આપ આપકો ધર્મ બખાને.
સત્ય સાહેબ ન જોય, રામ રહીમ જુદે કર માને.
વસ્તુ જોતાં છેક. એક અલક બખાને,
દયાનંદ દેખ્યા વિના જીવસો, આપ આપકો જુઠો મત તાણે. ૭
કળજુગ આયો કારમો, બુદ્ધી મન બીગડ જાએ,
રાજા રાણા રાવકું, નીચ કર્મ કરવાએ.
નીચ કરમ કરવાએ. અપની અપની નીતીહારે.
કુન શેઠ સાહુકાર, જુઠમેં લગ રહે પ્યારે.
કુડ કપટ મનમાંહી. ધર્મકી બાત બીસારે,
કહે દયાનંદ સંત, જીવ સો ચોરશીમે ડારે. ૮
દયાનંદ ચેલા ભયા, સદગુરૂ મીલીયા આય,
સત્ય શબ્દ સુણાવીયો, અંતર લક્ષ લગાય.
અંતર લક્ષ લગાય, સદચીદ આનંદ માંહી,
જુગ સચરાચર જોય. કહે પરમાનંદ ત્યાંહી.
દયાનંદ વીસરાંમ, ચિત ચૈતન લવ લાઇ,
અંતર આપા છોડ. નીરંતર નામ જગાઇ. ૯
દયાનંદ મન મગન ભયા, મહેરામ દેખ્યા જાંહી,
શુદ્ધ ચૈતન પ્રકાશમે. સુરતી લગાવી ત્યાંહી.
સુરતી લગાવી ત્યાંહી, સત્ય શબ્દકું હેર્યા,
ગગન ગુફાકેમાંહી, સુરતી નુરતમેં પહેર્યા.
ચિત ચૈતનમેં લાય, લક્ષ કુટસ્ત બ્રંહ્મ ઠેર્યા,
જીવ શીવ દોએ નાય, દયાનંદ આનંદ હે તેરા. ૧૦
દયાનંદ માયા મનકી, મન કલ્પીત કરાએ,
સંકલ્પ વિકલ્પ વિસ્તરી, નીસ્ચે બુદ્ધી ઠેરાએ.
નીસ્ચે બુદ્ધી ઠેરાએ, ચિત્ત ચીતવનમે વરીયા.
અહંકર્તા મન હોય, ચૈતન વૃતીમે ફરીયો.
દશ ઇંદ્રી મંન પ્રાણ, વાયુ વંટોળીયો ફરીયો,
દયાનંદ આત્મજ્ઞાન વિના, જીવ જન્મી મરી ફેર અવતરીયો. ૧૧

આયાહે ઉન દેશસે. કીયા નગરમેં બાસ,
પંચ ભુતકા પુતળા, એક અનેક બહુ જાત.
એક અનેક બહુ જાત, નામ રૂપ ન્યારા ન્યારા,
જીવ ભુલાયો ત્યાંહી, આત્માનંદ બીસાર્યા.
પડયો આવરણમાંહી, પાપ પુન્ય કરતે સારા.
દયાનંદ દલ દેખ ગુરૂ મીલે, ઉતરે ભવજળ પારા. ૧૨
આયાહે એક ઠારસે, ઉતરે એકી ઘાટ,
અપની અપની બુદ્ધીસે, ભયે સબ બારે વાટ.
ભયે સબ બારે વાટ. બુદ્ધીને કીયા પસારા,
પંડ બ્રંહ્મડ વૈરાટ. ઉપાયે બુદ્ધી સારા.
ઘટમઠ ઘાત અનંત, વિશ્વ સકળ બીસ્તારા,
દયાનંદ દલ દેખ આત્મા, રહ્યા ઘટ અવઘટસે ન્યારા. ૧૩
આત્મ ન્યારા દેખીયા. ચિત ચીદાનંદ માંહી.
બટ ઉરમીકે પારહે, અગમ અગોચર સાંઈ.
અગમ અગોચર સાંઈ. નુરત તખતપર નેઠા.
પાંચુ પરપંચ નાંહી. શુન શીખર ઘઢ શેરા.
સુરતી શબ્દમેં લાયા. ચિત ચેતનમે ફેર્યા.
દયાનંદ મન લહેર, ભયા બ્રંહ્મ સાગર ભેળા. ૧૪
બ્રંહ્મ સ્વતંતર આપહે. આપો આપ અમાપ,
માપ કોઈ લાવે નહિ, અખંડ નીરંતર વ્યાપ.
અખંડ નીરંતર વ્યાપ. અંતરમાં આપ પ્રકાશ્યો.
હું મારૂં કરી હોય, ગુણ માયા સંગ ભાસ્યો.
ચિદા ભાસ જીવ થઈ. બુદ્ધી ભેદ કર્મ કરાશો.
દયાનંદ અકર્મ, આત્મા અલેક લખાશો. ૧૫
કહેને માત્ર નામહે, રૂપ નહિ અદભુત,
શબ્દ સપરસ રૂપરસ, ગંધ પંચ માહાભુત.
ગંધ પંચ માહાભુત, એક એકસે અનેક હોઈ આયે,
ભુલ ગયો આપ સરૂપ, જીવ હોઈ ભવ ભટકાએ.
દેખત નાંહી અરૂપ, નામ રૂપ દેહ ધરાએ,
દયાનંદ સત્ય સરૂપ, ગુરૂ મીલે ગમ પાએ. ૧૬

દેહા દીલ્લી શહેરમે, ખોજો આપ સ્વરૂપ.
હું તે કોન અબ કહાંસેઆયો, કુનહે મેરા રૂપ.
કુનહે મેરો રૂપ, નીસ્ચે કર આ દલમાંહી,
સદગુરૂ કહેવે શુદ્ધ, સુરતી શબ્દમે લાઇ.
નામ નીરંતર નાવ, બેઠે દયાનંદ જાઇ,
ભવજળ ઉતરે પાર, ફરી જીવ જન્મતા નાંહી. ૧૭
દેહા દીલ્લી શહેરમે, મન કરતાહે શેહેલ,
પંચ પચીસકા મેહેલમે, ફીરે ઘાંચીકા બેલ.
ફીરે ઘાંચીકા બેલ, જીવ ચોરાસી ફીરીયા,
ફરતાં ન આવ્યો અંત, અબ દેહ મનુષ્યકા ધરીયા.
કર લે સાધુ સંગ, જીવ શાહેજે ઓધરીયા,
દયાનંદ નીજ નામ જપી, સાહેબમેં ભળીયા. ૧૮
સાધુ સાધન શું કર્યું, છેક વસ્તુ નહિ પાયા,
પરમાર્થમાં પ્રીત નહિ, રૂપ અનેક નીરખાયા.
રૂપ અનેક નીરખાયા, મન માયામેં પડીયો,
સત્ય બ્રંહ્મ ચીન્યા નહિ, અસત્ય આવરણમેં અડીયો.
સદગુરૂ મીલીયા નાંહી, મન ભુતોમાં ભડીયો,
કહે દયાનંદ સંત, આત્મ જાણ્યા બીન આપે આથડીયો. ૧૯
જોગી જુગતસેં દેખીએ, ગગન મંડળ ઘર ગામ,
સદગુરૂ કહેવે શેહેજમાં, નીજ આતમ નીજ ધામ.
નીજ આતમ નીજ ધામ, શુન શીખર ઘટ મેલા,
સત ચરણમે લાય, ભયા બ્રહ્મ સાગર ભેળા.
દયાનંદ સ્વામી કહે, સત ચીદ આનંદ મેરા,
ઓહી ગામ ઓહી ઠામ, નહિ નામ રૂપ નેડા. ૨૦
દયાનંદ દુર દેશહે, કીસબીધ ચલીયો જાય,
પાવ પાંખ ચલતી નહિ, ગુરૂ ચલાવન હાર.
ગુરૂ ચલાવન હાર, બિવેક બિચાર શુદ્ધ લીજે,
એ જડ ચૈતન બીસ્તાર, સુરતી શબ્દમેં દીજે.
એ ધીરજ ધ્યાન ધરંત, મન સમતામે રીજે,
એ હરખ શોખ ત્યાં નાંહિ, દયાનંદ બ્રહ્માનંદ ભીંજે. ૨૧

અહંકૃતી તીન લોકમે, ચૌદ ભોવનમે છાય,
દેવ દાનવ મુની માનવી, નાગ લોકમેં આય.
નાગ લોકમેં આય, શેષકા શીશપર ધરતી,
ચૈતન સતા પાએ, આપો આપ અલક અકરતી.
સરજન હાર કહાએ, સત્ય સોહં બ્રહ્મમે ભળતી.
દયાનંદ નીજ ધાંમ, નહિં પુરૂષ પ્રકરતી. ૨૨
દયાનંદ આશા બડી, ત્રસ્ના બહોત ફીરાય,
સ્વર્ગ મૃત્યુ પાતાળમે, ચૌદ તબકમે જાય.
ચૌદ તબકમેં જાય, કુન રાજા કોન રંકા,
બડે બડે શેઠ ઘેરાય, ત્રસ્ના બડીહે બંકા.
ત્યાગી કોઇ ન જાય, જોગી મુની જર જંકા.
દયાનંદ નીરાશ રહી, બાજે આત્મ જ્ઞાનકા ડંકા. ૨૩
દયાનંદ વૈરાગ લીયા, ભગ્તી મુક્તિકે કાજ,
આશા ત્રસ્ના છોડકે, મનસેં કીયો ત્યાગ.
મનસેં કીયો સબ ત્યાગ, રાગ દ્વેશ કીસીસે ન રખના.
રખના સદગુરૂ સાથ, સત શબ્દ ગ્રહી લવના.
રેરંકાર રણુકાર, નામ નીશાને ઠરના,
કહે દયાનંદ સંત, અગમ અગોચર સુરતી ધરના. ૨૪
દયાનંદ પંડીત ભયા, ભણીયા ચારૂ વેદ,
શાસ્ત્ર પુરાણ વ્યાકરણ ભણ્યા, કરતા અર્થ અનેક.
કરતા અર્થ અનેક, આપકુ ચીન્યા નાંહી,
આત્મા રહ્યા અલેક, અંતર ખોજ ન પાઇ.
દયાનંદ તું દેખ, વીખીયાકાર તગાઈ,
લક્ષ કુટુસ્ટ બ્રંહ્મ લેખ, સત સરૂપ સત્ય પાઈ. ૨૫
જોગી જંગલ જાય કે, બનમેં તપ લગાય,
અહાર નીંદરા ભયકું તજી, હઠ સમાદી લાય.
હઠ સમાદી લાય, પ્રાણ વાયુ બ્રહ્મંડમે ચડાયા,
ગડી પહોર ભરમાંહી, જીવ આનંદ સુખ પાયા.
ખુલી સમાદી જ્યાંહી, અહંકર્તા આપે હોઈ આયા,
આત્માનંદ બીચાર, દયાનંદ જોગી ન પાયા. ૨૬

દયાનંદ દીલ્લી શહેરમે, મોહ બેપારી આએ,
કામ ક્રોધ લોભ મદ બહુ, સંગે અવિદ્યા લાય.
સંગે અવિદ્યા લાય, આશા ત્રસ્ના હે મનમાં,
કલ્પીત કર્મ કરાએ, જીવ વ્રતી રહી ધન્યમાં.
મુમતા લગી રહાએ, સ્ત્રી પુરૂષકે તનમાં,
મોહ બેપારી આએ, દયાનંદ જગ ભરમાયો મનમાં. ૨૭
દયાનંદ આ જગતમાં, મુળ મોહ મંડાણ,
સ્ત્રી પુત્રકે કારણે, ધન્ય જોબન બહુ ધામ.
ધન્ય જોબન બહુ ધામ, જીવ ફાલ્યો ફુલ્યો બહુ ફરીયો,
પાયો નહિ આત્મ જ્ઞાન, મન મોહ નીદરામાં પડીયો.
અંતર ભયો અજ્ઞાન, જીવ આપે આથડીયો,
દયાનંદ ચિતમાં ચેત, લક્ષ ચૈતન બ્રંહ્મ શુદ્ધમે ભળીયો. ૨૮
દયાનંદ આ જગતમે, બહુ બીધ દેખ્યા ઘાટ,
કોઇ લુલા કોઈ લંગડા, કોઈ બહેરા કોઇ બાત.
કોઇ બહેરા કોઇ બાત, કોઇ કોઇ કાંણા દેખ્યા,
કોઇ પાંગું કોઇ અંધ, કોઇ સ્વરૂપવંત પેખ્યા.
કોઇ ઠુંઠા કોઇ તંગ, કર્મ નહિ કરતા લેખ્યા,
દયાનંદ સો જીવ, પાપ પુન્ય ભુગ્તા ફીરતા. ૨૯
પાપ પુન્ય મન માનીયો, ધર્મ કર્મ અવતાર,
સ્વર્ગ સુખકે કારણે, પુન્ય કરે છે અપાર.
પુન્ય કરે છે અપાર, જીવ સ્વર્ગમે જાયો,
પુન્ય ફળતાં ભોગ, ભોગી ફેર જન્મ ધરાયો.
ઉંચ નીચ અવતાર, જીવકું યું ભોગવાયો,
દયાનંદ નહિ ઠોર, જીવ આવે ઓર જાવે. ૩૦
આયા સો નર મરતાહે, મરતા ન આત્મ કાંઇ,
અજર અમર અવિનાસહે, પંચ ભુત નાશહે સોહી.
ભુત નાશહે સોહી, ચૈતન સાક્ષી રહાવે,
આદ્ય અંત મધ્યમાંહી, પુરણાનંદ પદ પાવે.
દેહ ઇન્દ્રી નહિ હોય, જાત્ય ભાત્ય કુન કહાવે,
દયાનંદ દલમાંહી, મન સમતામેં સમાવે. ૩૧

કરણી એસી કીજીએ, જન્મ મરણ છુટ જાય,
સદગુરૂ ચરણે રીજીએ, મન સમતામેં સમાય.
મન સમતામેં સમાય, દુર બુદ્ધી મનસેં ત્યાગી,
આત્મ લક્ષ લગાય, વિવેક વીચારે વેરાગી.
ઉનમુની આસન લાય, સુરતી શબ્દમેં લાગી,
પરાપાર પરી બ્રંહ્મ, દયાનંદ આનંદ જાગી. ૩૨
ભગત ભયા જબ કયા ભયા, સમર્યા નહિ સાળગરાંમ,
અંતર આશ લગ રહી, માયા મુમતા મન કામ.
માયા મુમતા મન કામ, બૈરાગણ સંગમે રખતા,
મઠી મંદીર નીજ ધામ, ચેલા ચેલી કરતા.
અપનો રહેવે નામ, ભગત નામ દુનીયા ધરતા,
કહે દયાનંદ સંત, ભગ્ત હોઈ રામ નામ ન જપતા. ૩૩
ભગ્તી કારણ ભગ્ત ભયા, ઓળખ્યા ન આત્મરામ,
ગામો ગામ ફીરતા ફરે, કહેવે સીતારામ.
કહેવે સીતા રામ, ઘર ઘર આટા માગે,
પેટ ભરવાનું કામ, આત્માનંદ ન જાગે.
ઠાકુર સેવા ધામ, અહંકૃતી મનમાં રાખે,
ભુલ ભ્રમ્ના મન, દયાનંદ જયાકી કબુ ન ભાગે. ૩૪
ભગત ભગ્તી કીજીએ, લીજે હરિકો નામ,
અંતર આશા છોડકે, રૂદે ધરીએ રામ.
રૂદે ધરીએ રામ, નીરંતર નામ જપી જે,
પુરણ હોવે કામ, ધામ અગોચર રીજે.
સબમે વ્યાપીક શ્યામ, પરમાનંદ પ્રતી જે,
દયાનંદ નીશકામ, સદા આનંદમાં રીજે. ૩૫
મોક્ષ મુગ્તકે કારણે, ભયા ભગ્ત મન આજ,
સાધુ સંગત કીજીયો, મીલ્યા ગુરૂ માહારાજ.
મીલ્યા ગુરૂ માહારાજ, શ્રવણે શબ્દ શુણાવ્યો,
અંતર ધરીયો ધ્યાન, લગની આતમલવ લાયો.
તરબેણી તનમાંહી, શેહેજ સુખમણા આયો,
દયાનંદ સુખ ધામ, ગુરૂને જન્મ છોડાયો. ૩૬

ભગત ભુલ્યા કયું ફીરે, આ દુનીયાંકીમાંહી,
આત્માનંદકું ઓળખો, હ્રદે કમળમે જાઈ.
હ્રદે કમળમે જાઇ, ખોજ કર મનમાં દેખો,
સાક્ષી શુદ્ધ સરૂપ, ઘટઘટ અવઘટ લેખો.
હું મારૂં નહિ હોય, જુઠ પરપંચ નહિ પેખો,
દયાનંદ અરૂપ, મન સ્પરૂપ સત્ય દેખો. ૩૭

દયાનંદ વસ્તુ પાવીયો, અંતર ભયો પ્રકાશ,
હું મારૂં તીમર ટળ્યું, નામ નીરંતર વાસ.
નામ નીરંતર વાસ, આત્મ જ્યોતી પ્રકાશી,
નીરગુણ બ્રંહ્મ વીલાસ, ગુનાતીત ગોવીંદ નામ ગાશી.
કલ્પીત કાયા નાંહિ, પ્રેમ પદકા પ્યાસી,
દયાનંદ અદ્વૈત, દ્વૈત નાહી અવિનાસી. ૩૮

કર્તા તુને ખુબ કરી, અચરજ ખેલ અપાર,
અકળ કળા શાહેજે બને, કોઉ ન પામે પાર.
કોઉ ન પામે પાર, ગુરૂ કયા કહું કુદરત તેરી,
કળી ન શકે કોય, પહોંચે નહિ મન બુદ્ધી મેરી.
ગુરૂ કીરપાસેં હોય, સુરતી શબ્દમેં પહેરી,
દયાનંદ લવ લીન, શુદ્ધ ચૈતન બ્રંહ્મ સાક્ષીમે ડેરી. ૩૯

રામ રણુકાર રૂપમે, બાજે અનહદ નાદ,
ગેબી બાંજા બાજતે, તરબેણી ટંકશાળ.
તરવેણી ટંકશાળ, સુરતી નુરતકા મેળા,
ઇંગલા પીંગલા નાડ, ચંદા સુરજ કીયા ભેળા.
સુખમણા સીધી વાટ, ચડ ગયા મન હંસા મેરા,
દયાનંદ નીજધાંમ, ચીદાનંદ આનંદ તેરા. ૪૦

ચીદાનંદ આનંદમેં, હો ગયા મન મગન,
પીયા પીયાલા પ્રેમકા, ચડ ગઇ વ્રતી ગગન.
ચડ ગઈ વ્રતી ગગન, લગીહે પ્રેમ ખુમારી,
ઉતરે નહી દીન કોય, દીવાની હો ગઇ પ્યારી.
મીલીયા સરજહાર, ચિત ચૈતન બ્રંહ્મચારી,
દયાનંદ સત્ય શ્યામ, આવાગમનકું ટાળી. ૪૧



## પદ ૧.

( ઓધવજી સંદેશો કેજો સ્યામન એ રાગ.)

અમુલક મનુષ્યા દેહ ધરી મન આવીઓ, આ દેહી છે દેવતાને દુરલભજો,
તે તું દેહી પરગટ પાયો આત્મા, માટે કરજે અંતરમાં વીવેકજો. ટેક.
અંતર ખોજ કરોને આત્માનંદની, કયાંથી આવ્યો કયાં પાછો વહી જાયજો,
આવાગમનની ખબરો તો મન કીજીએ, જો ભુલ્યો તો ભવોભવ ગોથાં ખાયજો.
અમુલક. ૧
ભવસાગરમાં ભુલવણી માયા તણી, દેખી સુણીને મન ત્રષ્ણામાં તણાયજો,
કુડ કપટ મન પરપંચમાં ફરતું ફરે. ફરી ફરી તું જન્મી મરી અથડાયજો. અમુલક. ૨
સાધુ સંગતમાંહી કબુ મન નાવીઓ, સેવ્યા નાંહી સાચા સતગુરૂ સંતજો,
જો સમજે તો અવસર તારો સુધરે, ગુરૂ કહે છે સત સરૂપ વીચારજો. અમુલક. ૩
જડદેહી પંચ મહાભુતમાં પેદા થયો, નામ રૂપ ગુણ દેખત સરવે નાશજો,
અનામી ચૈતનદેહ આત્માનંદ છે, અકળ નીરંતર અગમ અગોચર વાશજો. અમુલક. ૪
ગુરૂ પરમાનંદ શુન શીખડગઢ ભેટીયા, લક્ષ લીયો મેં અંતર ગત્યમાં એકજો,
એક અનેક દયાનંદ સઘળે આત્મા, પરાપાર પરીબ્રહ્મ સદા છે સેખજો. અમુલક. ૫

## પદ ૨.

સંત સમાગમ નીશદીન સતગુરૂ સેવીએ, જેથી તારૂ જન્મમરણ મટી જાયજો,
અજર અમર ઓળખાવે સદગુરૂ આત્મા, સ્થીર મન ચરણે શેજે શેજે થાયજો. ટેક.
સાધુ સંગતમાંહી જે નર આવીઓ, પ્રેમ કરીને પુજ્યા છે પરીબ્રંહ્મજો,
ત્રહેને વૈરાગ વાધ્યો અતી ઘણો, વિવેક વિચારે વાસ્નાનો કીધો ભંગજો. સંતસમાગમ. ૧
હું મારૂ આવરણ તે અંગથી ટાળીયું, છુટયો હું તું કર્મ તણો કલેશજો,
પાપને પુન્યરે મટી ગયાં માયરાં, પાયો હું તો નામ નીરંતર નેકજો. સંતસમાગમ. ૨
નાથ નીરંજન નયણામાંહી દેખીયા, ઘટઘટ પરઘટ અવઘટ બોલે આપજો,
રૂપરેખ રંગ જ્યામે તો દીસે નહિ, નીર્મળ નામ અનામી સઘળે વ્યાપજો. સંતસમાગમ. ૩
વેદ વેદાન્ત શાસ્ત્ર શ્રવણે સાંભળી, અંતરમાંહી ઉપન્યો બહુ આનંદજો.
હરખ શોક મીટાયો મારા મન તણો, લગની લાગી સદગુરૂ સંતોની સગજો. સંતસમાગમ. ૪
શુદ્ધ સરૂપ પરમાનંદ ગુરૂ ભેટીયા, કોટી જન્મના સુધર્યાં મારાં કાજજો,
દયાનંદ ચીત ચરણકમળમેં રાખીયા, સતચીત આનંદ આપો આપ અમાપજો.
સંતસમાગમ. ૫

## પદ ૩.

પરમારથ વસ્તુની પ્રીત્યો નવ કરી, સ્વારથમાં સહુ દુનીયાં ગોથાં ખાયજો,
અંતરજામી આત્માનંદ ઓળખ્યો નહિ, ગુરૂ વીના મન પરપંચમાં પળાયજો. ટેક.
પરપંચમાં જીવ પડીયો આપે આથડે, તીરથ વ્રત કરવાને મનડુ ધાયજો,
મનનો મેલ કપટ માયા છુટે નહિ, કયા હોવે ગંગા જુમના જઇ નહાયજો. પરમારથ. ૧

ચાર ધામ તીરથ કરી જીવ આવીઓ, કાસી ઓર કંકણુ પહેરૂ કેદારજો.
ગંગોતરી જઇને ગંગા જળ લાવીયો, હાડ હીમાળે ગાળ્યાં દેહનો હાડજો. પરમારથ.૨

અજ્ઞાનમાં અંધારે જીવ તું આથડયો, માયા અવિદ્યા આવરણ કેરી આડજો,
પાંણાને પથરારે પુજવા મન ફરે. ત્યાં નથી મળતા આદી પુરૂષ અવિનાશજો. પરમારથ.૩

પરમારથ ચાહો તો સદગુરૂ સેવજો, કરજો સાધુ સંત સમાગમ સારજો,
અંતરનું આપુરે શેજે છુટશે, આત્મજ્ઞાન દીપક હોય પ્રકાસજો. પરમારથ. ૪

દયાનંદ પરમારથ વસ્તુ પાવીયો, ગુરૂ પરમાનંદ મલીયા મુજને આજજો.
સુરતીરે નુરતી શબ્દ ચેતનમાં મેળવી, પુરણુ બ્રહ્મ અખંડાનંદ અપારજો. પરમારથ.૫

પદ ૪.

સાધુ જન થઇનેરે સાધન શું કર્યું, સાધી નહિ વસ્તુ નીરંતર છેકજો.
અંતરમાં આશા છે મનમાં અતી ઘણી, માયા કારણુ ઘરઘર માગત ભીખજો.સાધુ-ટેક.

ભેખ ધરીને ભ્રમનામાં ભુલ્યા ફરે. રૂપ દેખાડે દીઘંબર અબધુતજો.
ખાખ રાખ ચોળીને મન માતા થયા, દુનીયાં જાણે મોટા છે મહાભુપજો. સાધુ. ૧

વૈરાગી થયાને વૈરાગ લાગ્યો નહિ, વેરાગણ બાંધ્યો છે શનેહજો.
ચેલા ચેલી પુત્રાદીક પેદા કર્યા, અંતે સરજ્યા વનવગડાના રૂખજો. સાધુ. ૨

મંદીરને મેડીયો તો બાંધી અતી ઘણી, રાધાકૃષ્ણ સીતારામ સેવાયજો,
દરસન કરવા સતી સેવક બહુ આવતા, ધન હરવાનો કીધો છે ઉપાયજો. સાધુ. ૩

ઉંધે મસ્તક વનમાં જઇને તપસ્યા કરે, એ તો બધા પેટતણા પરપંચજો.
સાચા દીલથી સદગુરૂ સેવ્યા નહી, કેસે હોવે હરીગુરૂ પરસંનજો. સાધુ. ૪

સાચા સદગુરૂ સંત દયાનંદ પાવીયા, અંતરમાંહી લીયા આતમ ઉપદેશજો,
કુડ કપટ આ મનમાંથી છોડાવીયાં. નામ નીરંતર જપીયો વસ્તુ છેકજો. સાધુ. ૫

પદ ૫.

સાધુ સાધન કહીએ આત્માનંદનું, જેથી તારૂ કર્મ ભર્મ મટી જાયજો,
સદગુરૂ સંત ચરણામાં ચિત લગાવીએ, ચૈતન ચીદઘન આપ સરૂપ ઓળખાયજો-ટેક.

પાંચ તત્વના દેહ મઠી મંદીરમાં. બેઠા છે પરમાત્મ આપો આપજો,
પુજાને સેવા તો અંતર કીજીએ, શીલ ધરમ સમતામાં ધ્યાન ધરાયજો. સાધુ સાધન. ૧

વિવેક વિચાર કરી મન દેખીએ, નીરવરતી શું કરીએ નીત્ય સનેહજો,
પરવરતી પરીવાર સકળ મન તાગીએ, ગુરૂગમ અગમ ગગનમંડળ લવ લેશજો.
સાધુ સાધન. ૨

ગગન ગુફામાં ગેબી ગુરૂ મુખ જાગીયા, આદી ઓમકાર શબ્દ ઉઠાયો એકજો,
શ્વાસોશ્વાસ જપોને નીશદીન શેજમાં,તરવેણી તીર તાર મીલાઇ દેખજો. સાધુસાધન.૩

આહં ઉઠાવી સોહં શબ્દમે સમાવીએ, સુરત નુરતસે ધારણા ધરીએ ધીરજો.
અણી અગરપર લવલીન લગની લગાવીએ, શુન શીખરગઢ દેખો શ્યામસધીરજો.
સાધુ સાધન. ૪

ચંદા સુર ઓર ઇંગિલા પીંગલા નાડમાં, સુખમણા આવી સુખ પાંગ્યા અપારજો.
દયાનંદ મન લહેરી બ્રહ્મ સાગરમાં, સ્વયંમ સરૂપી ચીદાનંદ નીરધારજો. સાધુસાધન. ૫

પદ ૬.

સાધુ સત્ય વચનમાં સદગુરૂ દેખીએ, અકળ નીરંતર સબ ઘટ ગોવીંદ આપજો,
નામ રૂપ ગુણ જ્યાંમે તો દીસે નહિ, બ્રહ્મ ચરાચર નીરગુણ સઘળે વ્યાપજો. ટેક.

ગુણ માયા સંગ જીવ પડયા છે જાળમાં, પંચભુતમાં દસ ઇંદ્રી પ્રકાસજો,
દેહ ઇંદ્રી મન બુદ્ધી વિષયમાં આવીયાં, કરતા કારણ કીરીયા વરતી કાજજો સાધુસત્ય. ૧
સતર તત્વનો લીંગ શરીર પેદા થયો, સ્થુળ સુક્ષમ કારણ મને આવે જાયજો,
મહા કારણ માયા મુળ મરમ વીચારીયો, ચૈતન સાક્ષી નીરાધાર આધારજો. સાધુસત્ય. ૨
અધર તખતપર આસન ઉનમુની લીજીએ, પાંચ પચીસ પરકરતી કેરે પારજો.
હદ છોડ બેહદ ઘર સુરતા ત્યાં વરી, લક્ષ કુટસ્થ સબ સારનકો સારજો. સાધુસત્ય. ૩
નીરાલંબ નીરલેપ નીરંજન જોતમાં, અંજન માયા મનહી બીસ્તારજો.
અવિગત્ય આતમ આદીપુરૂષ પરમાત્મા, ગત જાણે કોઇ વીરલા સંતમહંતજો. સાધુસત્ય. ૪
પરમાનંદ પરમ સનેહી ભેટીયા, દયાનંદને દીધુ અભેપદ દાનજો,
ભય ભાગ્યો અંતરની છુટી આપદા, પાયો વસ્તુ નીરંતર નીરબાનજો. સાધુસત્ય. ૫

પદ ૭.

ભગુવાતો વસ્તરમાં બાવા અતી ઘણા, દીઠા સહેલી સીંગી ભભુત લગાયજો,
અબધુત થઇ ઘરઘર અલેક જગાવતા, અહંકરતીમાં ઓળખ્યા નહિ એકજો. ટેક.

અહંકરતીની ટેક ધરી મનમાં ખરી, દુનીયાં બાબુ બાવા કહી બોલાવેજો,
મહાપુરૂષ નારાયણ કહી મુખ બોલતા, અંતરમાં આશા માયા મનજો. ભગુવાતો. ૧
ઘરબારી બાવા તો જુગમે બહુ થયા, છોરૂ છૈયાં કારણ માગત ભીખજો,
ભેખ ધરીને ભગુવાતો વગોવીયાં, સમર્યા નહી શંકર ભોળા શીવજો. ભગુવાતો. ૨
કોઇ કોઈ બાવા તો સમાદી લગાવતા, કોઇ કોઇ તો ખેતીને વેપારજો,
કોઇ તો દુધાધારી હોઇ બેઠતા, કોઈ તો વનફળ કરતા આહારજો. ભગુવાતો. ૩
હઠયોગ સાધન તો બાવા બહુ કરે, શીર જટાને હાથમાં રાખતા શીવજો,
નખ વધારી એક ટંગ તપસ્યા કરે, એમ કરતાં કાંઇ મનડુ ન થાય થીરજો. ભગુવાતો. ૪
થીર મન ચરણ કમળમાં દયાનંદ રાખીએ. ગુરૂ પરમાનંદ સત સરૂપે શીરજો,
હદરે છોડ બેહદ ઘર સુરતા ત્યાં લગી, શબ્દ શનેહી જેબી ગુરૂ ગંભીરજો. ભગુવાતો. ૫

પદ ૮.

જોગી જોગ જુગતસેં દીલમાં દેખીએ, અંતર ધરીએ સ્થીર મન ચરણે ધ્યાંનજો,
પાંચ તીન પચીસ પ્રકરતી ત્યાગીએ, શુન શીખરઘડ જઈ કરીએ અસ્થાનજો. ટેક.

નાભી કમળથી નામ નાવ ચલાવીએ, ધીરજ ધરીને જપીએ શ્વાસોશ્વાસજો.
સુરતી ને નુરતી મન પવનમાં મેળવી, જઇને ઠરીએ તરવેણી તંત સારજો. જોગી. ૧
તરવેણીપર નામ ભજન સુધ લીજીએ, લગની લગાવી અણીઅગર લવલીનજો.
સત શબ્દ સોહંમાં ચિત લગાવીએ, ચૈતન સાક્ષી બ્રહ્મ ચરાચર નીત્યજો. જોગી. ૨
નિત્ય સરૂપ નીસ્ચે કર પીંડ બ્રહ્માંડમાં, પાંચ પચીસ પ્રકરતીનો છે પીંડજો.
તીન ગુણ વસીયા છે તીનું લોકમાં, ચોથે માયા પીંડ બ્રહ્માંડ એક સંચજો. જોગી. ૩
શુધ બ્રંહ્મ પ્રકાસીક આપે આત્મા, અકળ નીરંતર વ્યાપી સુન્યજો.
મન બુધીઅહંકાર જ્યાંએ તો દીસે નહીં, ચિત ચીદાનંદ બાજે અનહદ ધુનજો. જોગી.૪
ઓહં ઉઠાવી સોહં શબ્દમેં સમાવીયો, ચંદા સુર ઓર ઇંગિલા પીંગલા નાડજો.
સુખમણા આવી શેજશુન પ્રકાસમે, વસ્તુ ચૈતન વીલસી ગગના કારજો. જોગી. ૫
બ્રંહ્માકાર સકળમાં ભાસ્યો આત્મા, જીવ સીવ ઓર ગુણ ઉપાદી નાહીજો.
નીરગુણ નાથ નીરંજન છે પરમાત્મા, નામ રૂપ બીના સત દયાનંદ સાંઇજો. જોગી. ૬

પદ ૯.

બ્રાહ્મણ જન્મ ધરીને બ્રંહ્મ ચીન્યો નહિ. બ્રંહ્મ ચીન્યા વના ભવનો નાવે પારજો,
આદી પુરૂષ પરમાત્મ ચૈતન આત્મા. ઓળખ્યા વીના ભર્મનામાં ભટકાયજો. ટેક.
આદી ઓમકાર બ્રંહ્મ નામ ધરાવીયું. વેદાચાર વાણી માયા ગુણ ગાયજો,
પરાપસંતી મધમા વૈખરી જાળમે. વાણી રહીત પરમાત્મ આપો આપજો. બ્રાહ્મણ.૧
તત્વ પાંચ પરખોને પરગટ પીંડમાં, ગુણ ત્રણ પ્રકરતી પુરૂષ પસારોજો.
ચીદાભાસ ચૈતનમાં ચિત પ્રકાસીયો, દેહ ઇંદ્રી વીષયમાં કરતા વીલાસજો. બ્રાહ્મણ. ૨
જન્મતો બ્રાહ્મણ શુદ્ર તે કીજીએ; ઉપવીત દીધે દ્વીજ બ્રાહ્મણ કહેવાયજો,
સંધ્યાને ગાયત્રી મંત્રજ આપીયો, ગુરૂ કહે છે નીત્ય કર્મસુ નેહજો. બ્રાહ્મણ. ૩
ઉપાસન કરવું તે સરવે દેવનું. દેવ ઉપાસીક દેવતાને પુજાયજો,
પુજે ફળ આપે છે સરવે દેવતા. જેને જેવો ભાવ થકી પુજાયજો. બ્રાહ્મણ. ૪
આ વેદ ચાર ભણ્યો તે વીપ્ર કહેવાય છે. વેદકા ભેદકી ગમ કરો મન માંહીજો,
ગમ કર્યા બીન વીપ્ર તો વહી જાય છે. આત્મ તત્વ વીચારે ચૈતન થાયજો. બ્રાહ્મણ.૫
હવે જ્ઞાનકાંડ ગાઉંછું તન મન મુજમાં. હું તે જડકે ચૈતન લખીયોજો,
જડ ચૈતનનો સાક્ષી છે પરમાત્મા, અકળ નીરંતર બ્રંહ્મ દયાનંદ ગાયજો. બ્રાહ્મણ. ૬

પદ ૧૦.

ભ્રષ્ટ થયા કળજુગમાં બ્રાહ્મણ અતી ઘણા, સ્વધર્મ મુકી અધર્મમાં અલપાયજો.
નીચ ઘેર જઇને નોકરીયો તે કરે, સાચ જુઠ પરપંચમાં પેટ ભરાયજો. ટેક.

મુળ ધરમ પોતાનો મનથી મુકીયો, સંધ્યા ગાયત્રી કરતા નહિ કાંઇ લેશજો,
દેવ સેવા પુજા તો અળભીચ રાખીયાં, પરધન દારા નીત્ય અનીત્યમાં નેહજો. બ્રાહ્મ. ૧
ખટ કરમ પોતે પોતાનું હારીયા, કોઇ કોઇ કરતા જુજ દેખાયજો,
ખેતીને વાડી વેપારી બહુ થયા, કોઇ વ્યસની થઇ જુઠ કરમ કરાયજો. બ્રાહ્મ. ૨
સત વચન સતવાદી આજે ચાલતા, કોઇના આગળ જોડતા નહી હાથજો,
નીચ દાન લેવે છે કળજુગમાં અતી ઘણા, નાચી કુદી પેટ ભરવાનુ ઠામજો. બ્રાહ્મ. ૩
પુત્રીના પૈસા તો લેઇ અતી ઘણા, પાપ પુન્ય મન ધરતા નથી કાનજો.
લોભને લાલચમાં તે લટકી રહ્યા, અંતે સરજ્યા જંગલમાં જઇ ભુતજો. બ્રાહ્મ. ૪
ભુત પ્રેત પીશાચીમાં જીવ અવતર્યા, ત્યાં ભોગવે છે પોતે પોતાના કર્મજો,
છોડવાને માત પિતા સ્ત્રી નહિ, દયાનંદ તું દલ વીસારી દેખજો. બ્રાહ્મ. ૫
દયાનંદ આનંદી સતગુરૂ પાવીયો, દયા કરીને દીનો બ્રહ્મ ઉપદેશજો,
સતચિત આનંદ સત સરૂપ ઓળખાવીયો. છુટયો હું તો જન્મમરણ કલેશજો. બ્રાહ્મ. ૬

પદ ૧૧.

કળીયુગમાં ક્ષત્રી થઇ રાજા અવતર્યા, આગળના ક્ષત્રીની ન રહી ટેકજો.
સત વચન સતવાદી તો ચાલતા નથી, અસત આચરણ દુનીયાને દેખજો. ટેક.
સતવાદી રાજા તો સતયુગમાં થયા, ત્રેતાદવાપર યુગની અંતમાંજ જો.
સત વચન સત પોતાનુ છોડતા નહિ. પરમારથમાં રાખતા બહુ પ્રીતજો. કળીયુગ. ૧
ધર્મરાયને મોરધ્વજ હરીચંદ્ર થયા. સતકારણીએ વેચાણા જણ ત્રણજો,
મોરધ્વજે કરવત મુકયું કુંવરને. હરી પ્રસન થઇ રાખી સતની ટેકજો. કલીયુગ. ૨
ગૌબ્રાહ્મણ સાધુની રક્ષા બહુ કરી, સેવા પુજા દેતા વીવીધ દાનજો,
પોતાની પ્રજાને અતી ઘણું પાળતા, કોઇને દુખ ન દેતાં સત વચનજો. કળીયુગ. ૩
કળીયુગમાં સુરાપણુ કોઇમાં છે નહિ, નહિ ધર્મ સેવા પુજા કે દાનજો.
ભાવ ભક્તી વૈરાગ મન આવે નહિ, કુડકપટ મન ધનના લોભી થાયજો. કળીયુગ. ૪
તન મન ધન અરપ્યાં સ્ત્રી જાતને, ખાનપાન ઓર વીષય વાસના રંગજો,
ભોગ ભોગવી મનમાની રાજી થયા, અંતે સો નર નરક સ્વર્ગ ભોગવાયજો. કળીયુગ. ૫
સતવાદી રાજાનુ પણ પારખુ રાખીયું, પ્રસન થયા છે આદપુરૂષ અવીનાસજો,
ધર્મ અર્થ કામ મોક્ષપદ આપીયું, કૃપા કરી ગુરૂ દીન જાણીને દયાજો. કળીયુગ. ૬
દયાનંદ તું શરણ પકડજે સંતનું, કરજે આતમ તત્વ અનુભવ સારજો,
પદ્મમાનંદ પરમાણા લખ્યા શેજમાં, સતશબ્દસે ભવજળ ઉતરો પારજો. કળીયુગ. ૭

પદ ૧૨.

વૈસ્ય વાણીયા કળયુગમાં કુડા થયા, માયા કારણ મનમાં રાખત મેલજો.
આશા તૃષ્ણારે મન મુમતા ઘણી, જેમ ફરે છે ઘાંણી કેરા બેલજો. ટેક.
પૈસાના કારણીએ પરપંચ આદરે, જુઠ કર્મને કાટલાંમાં બહુ કુડજો.
સત કહે મુખસેં ને અધર્મ આચરે. ઠગબાજી દુનીયાને ઠગે મતી મુઢજો. વૈસ્ય. ૧
જુઠા પરપંચ કરીને પૈસા મેળવે. તેથી વધીયો અભીમાન અહંકારજો.
ધન જોબન તન પુત્રાદીક પાવીઆ, માતાપીતા સ્ત્રી કુટુંબ પરીવારજો. વૈસ્ય. ૨
મોહ માયા નીદ્રામાં જીવ તું આથડે. હું મારૂં મોટમનો છે નહિ પારજો.
શોભા કારણ ધન ખરચે છે અતી ઘણું. વીષયભોગને વિષય કર્મમાં વાસજો. વૈસ્ય. ૩
અભ્યાગત સાધુને તો નવ ઓળખે. ગૌબ્રાહ્મણની નહી કરત સેવજો.
સત વચન પોતાનો તો પાળે નહિ, ભાવ ભગ્તી ઓર દીલમાં નહિ દાતારજો. વૈસ્ય. ૪
દાતારી થઈ ગયારે શેઠ સગાળશા, વળી થયા છે જગડુશા ધનપાળજો.
સત ધર્મ સત પોતાનાં છોડયાં નહિ, તેનાં રહ્યાં છે જુગ ચરાચર નામજો. વૈસ્ય. ૫
વૈસ્ય વાણીયા ધર્મ ધુરંધર કીજીએ, જે રાખે તે આપણા કુળની રીતજો.
દયાનંદનું સત શબ્દ સાધજે, સીલ સંતોપ સમતાકુ પકડી શીરજો. વૈસ્ય. ૬

પદ ૧૩.

કળીયુગમાં શુદ્ર જાતી ભગતી કરે. ઉંચ ઘરથી નીચ ઘર વળી જાયજો.
નીચ ઉંચ કહેવાણા ચારૂ વર્ણમાં, ચારૂ મળીને એક હરીના ગુણ ગાયજો. ટેક.
બ્રાહ્મણ ક્ષત્રી વૈસ્ય શુદ્ર ચારૂ મળી, હરીગુરૂ સંતની નીત કરે સેવજો.
ભેદભાવ અંતરનો મુકી ચાલશે, અભેદ આતમ ચેતન બ્રંહ્મ ઓળખાયજો.
કળીયુગમાં. ૧
સુચી સ્નાન પુજા સેવા શુદ્ર કરે, પુનદાન તીરથ કરવા વળી જાયજો,
આચાર વિચાર પવિત્રાઈ અતી ઘણી. કથા કીરતન ગીત જ્ઞાન સંભળાયજો.
કળીયુગમાં. ૨
નવધાતો ભગ્તી કરતા નારાયણની, સાધુ દરસન રાધાકીસન જપાયજો.
રામ નામ જપતાં તો વૈકુઠ પામીયા, સાચા દીલથી કરતા જે સેવાયજો.
કળીયુગમાં. ૩
અતીથી અભ્યાગત આવે આંગણે, ગુરૂ દેખીને મળવા સામા જાયજો.
ભાવ ભગ્તી મન આદરતો અતી ઘણો, અંતર માંહી અધીકો આનંદ થાયજો.
કળીયુગમાં. ૪

સંત સમાગમ સત વચન બોલે ખરા, રહેણી કરણી રાખના વિવેક વીચારજો,
વૈરાગ વરતીથી દુરમતી ત્યાગતા, લે છે આતમ તત્વ અનુભવ સારજો.

કળીયુગમાં. ૫

સત જ્ઞાન સત ધ્યાન ધરીને બેસીએ, આવરણુ અવીદ્યા મનથી દુર પળાયજો,
હું મારૂં આપું દેહથી ટાળજો, સ્થીર મન ચરણે સદગુરૂ કેરે થાપજો.

કળીયુગમાં. ૬

અનેક સંત કળીયુગમાં ગુરૂએ ઓધારીયા, દયાનંદને કીધી પુરણ દયાયજો,
કીરપા કરીને અંતરમાં વાસો વસ્યા, ઘટઘટ અવઘટ પરમાનંદ પ્રકાસજો.

કળીયુગમાં. ૭

---

## રાગ લાખા લોયણના વીરાના રાગનો.

### પદ ૧.

હે વીરા મનના વીકાર તમે સઘળારે મેલો, નીજ નામ નીરંતરમેં ખેલો;
હે વીરા અંતર આશા મમતાને મારી હેજી, ચિત્ત સદગુરૂ ચરણામે પ્રેરો. ટેક.
હે વીરા પૃથ્વી પાણીનો એક પંડ બનાયો હેજી, ઘટ માટી પાણીનો પરપોટો;
હે વીરા ક્ષણમાં ઉપજે ક્ષણમાં વહી જાયેજી. અંતે ધુળધાણી થયો ખોટો. હે વીરા. ૧
હે વીરા ખોટોરે ખેલ માયા સંગ ખેલ્યો હેજી, જઇને કુડ કપટમાં પેઠો;
હે વીરા જુઠ પરપંચ વિષય ઘણા વહાલાજી, ભોગ કરમભોગી થઇને બેઠો. હે વીરા. ૨
હે વીરા અનેક જન્મ અવતાર ધરીને હેજી, આત્મા જ્ઞાન વિના આવ્યો હેઠો;
હે વીરા હરીગુરૂ સંતકુ સેવ્યારે નાંહી હેજી, કામ ક્રોધ લોભ લાગ્યો મીઠો. હે વીરા. ૩
હે વીરા પરપંચ ત્યાગી પરમ ગુરૂ ભેટો હેજી, સત સરૂપ ગુરૂ ગમે ગોઠયો;
હે વીરા નામ નીરંતર અંતર જપીએજી. જપતાં જપતાં જગત ભાસ્યો જુઠો. હે વીરા. ૪
હે વીરા અજંપા જાપ જપે નીસ્વાસુર હેજી, શબ્દ અગમ અગોચર ઉઠયો;
હે વીરા પરારે પાર દયાનંદ પરખ્યો હેજી, સુરતી નુરતી શબ્દ પાર દીઠો. હે વીરા. ૫

### પદ ૨.

હે વીરા અણછતુ આવરણ અવિદ્યાનું અડયું હેજી, દેવ તીન તીનુગુણે ઘડીયું;
હે વીરા મનરે બુદ્ધી પંચ મહાભુત માંહી હેજી, બાધી વીશ્વ વૈરાગમાં ખડીયું. ટેક.
હે વીરા પંડ બ્રહ્મંડ એક બ્રહ્મ ઉપાયો હેજી, જીવ શીવ ઉપાદી સંગે વરીયું;
હે વીરા ચંદા સુરજ બાર નવલખ તારા હેજી, ખટ રૂતુને ખેતરમાં ફળીયું.

હે વીરા અણછતુ. ૧

હે વીરા સ્વર્ગ મૃત્યુ પાતાળની માંહી હેજી, વળી દેવ દાનવ સાથે વઢીયું;
હે વીરા નાગ પાતાળ મુની ગાંધ્રવ માંહેજી, જઇ ઇન્દ્ર અપસરાને નડીયું.
હે વીરા અણછતુ. ૨
હે વીરા ચૌદ લોક ઓર લક્ષરે ચોરાસીહેજી, સ્થાવર જંગમ જીવ જ્યાં આથડીયું;
હે વીરા ચારૂ ખુટ દશુ દેશકે માંહી હેજી, માયા આવરણમાં આવી પડીયું.
હે વીરા અણછતુ. ૩
હે વીરા આવરણમાં એક આવરણ ઉત્તમ હેજી, દુરલભ દેહ મનુષ્ય અવતરીયું;
હે વીરા રામકૃષ્ણ જન્મીઆ જામે હેજી, જીવે મોક્ષ કારણ દેહ ધરીયું.
હે વીરા અણછતુ. ૪
હે વીરા મોક્ષ પદારથ મહાપદ મોટુ હેજી, જેને સદગુરૂ ચરણમાં જડીયું;
હે વીરા માયા અવીદ્યા અજ્ઞાનકુ ટાળી હેજી, મન આત્મ જ્ઞાનમે ભળીયું.
હે વીરા અણછતુ. ૫
હે વીરા અંતર ખોજ કીયો મારા મનમાં હેજી, હું તું મારૂં કોઇ નવ મળીયું;
હે વીરા દયાનંદ ઉર અનુભવ પ્રકટયો હેજી, ચિત ચૈતન વસ્તુમાં ચડીયું.
હે વીરા અણછતુ. ૬

પદ ૩.

હે વીરા સંત સમાગમ નીશદીન કરીએ હેજી, જેથી તાપ ત્રીવીધીના ટળી જાવે;
હે વીરા વેદ વેદાન્ત શાસ્ત્ર સત શુણીને હેજી, સુરતી સદગુરૂ શબ્દમેં લાવે. ટેક.
હે વીરા સાધુ સંતની સેવા કરતાં હેજી, પ્રેમ ભાવ ભગ્તી ઉદે થાવે;
હે વીરા વિવેક વિચાર વૈરાગ ધરીને હેજી, વીપયવાસ્ના મનમાં નાવે. હે વીરા સંત. ૧
હે વીરા હું તું મારૂં અજ્ઞાન અવિદ્યા હેજી, જીવ લક્ષરે ચોરાસી ફેરા ખાવે;
હે વીરા ભવરે સાગરમાં ભુલ્યો ભમતાંહેજી, સતગુરૂ બીના મોક્ષ નાં થાવે. હે વીરા સંત. ૨
હે વીરા હરીગુરૂ સંત જો કીરપા કરે તો હેજી, જીવ જમના હાથ ન જાવે;
હે વીરા સત આત્મા લક્ષ લેઇને હેજી. જઇ ગગન મંડળમે સમાવે. હે વીરા સંત. ૩
હે વીરા ગગન મંડળમાં ઉનમુની ગેબી હેજી, દેખી વાચ અવાચ લવ લાવે;
હે વીરા અંતરજામી અખંડ બીરાજે હેજી, સતચિતઆનંદ વસ્તુ પાવે. હેવીરા સંત. ૪
હે વીરા વસ્તુ નીરંતર વ્યાપક સ્વામી હેજી, સોતો નીગમ નેતી કરી ગાવે;
હે વીરા દુરબુધી દુગધાકું ત્યાગીહે, દયાનંદ પરમાનંદ પાવે. હે વીરા સંત. ૫

પદ ૪.

હે વીરા સદગુરૂ મલીયા અઢળક ઢળીયા હેજી, મારા મનની ભ્રમણઓ ભાગી;
હે વીરા વસ્તુ નીરંતર અંતર દીની હેજી, આત્મજ્ઞાન અનુભવે જાગી. ટેક.

હે વીરા અનુભવ પ્રગટયો આનંદ ઉર વાધ્યો હેજી. મન બુદ્ધી રહીત અનુરાગી;
હે વીરા નીરવિકલ્પ સમાદી સુન માંહેજી. ચેતન વરતી લગન તાળી લાગી.
હે વીરા સદગુરૂ. ૧
હે વીરા દસ પાંચ પચીસ કે ઉપર હેજી, ગુણ ત્રણ તજી ગઇ આધી;
હે વીરા ગુનાતીત એબી સદગુરૂ મેરા હેજી, મળીયા આદ પુરૂષ સોહાગી.
હે વીરા સદગુરૂ. ૨.
હે વીરા રૂપ રંગ રેખ જયામે નાહી હેજી, આપે અરૂપ અનામી અનાદી;
હે વીરા જાત વરણ આશ્રમ જામે નાંહી હેજી, નહિ વાદવીવાદ કોઇ વાદી.
હે વીરા સદગુરૂ. ૩
હે વીરા અકળ કળા કોઇ લખી ન જાવે હેજી. લખે વીરલા સંત વેરાગી;
હે વીરા પ્રેમ મગનમાં સાધુ જન રહેવેજી. સમદ્રષ્ટીમાં લાગી સમાદી.
હે વીરા સદગુરૂ. ૪
હે વીરા પૂરણ પ્રીત કરી ગુરૂ સાહેબસે હેજી. સોતો સંત ભયા બડભાગી;
હે વીરા દયાનંદે અજર પ્યાલા પીયા હેજી. ધરીયા ધ્યાન ધીરજ ધુન ધાગી.
હે વીરા સદગુરૂ. ૫

પદ ૫.

હે વીરા જ્ઞાન વીના નર ઘહેલો થઇને હેજી. અજ્ઞાન અવિદ્યામાં આયો;
હે વીરા શુદ્ધ સરૂપ સત ઓળખ્યા વના હેજી, મન ભુલ ભર્મનામેં ધાયો. ટેક.
હે વીરા માયા જાળ ભુલવણી છે મોટી હેજી. મોટા મુનીવરોને ભુલાયો;
હે વીરા પંડીત કાજી મૌલારે ભુલ્યા હેજી. સત્ય સાહેબકી ગમ ના પાયો.
હે વીરા જ્ઞાન. ૧
હે વીરા જોગી જતી સન્યાસી ભુલ્યા હેજી. જંગમ સેવડા ભીખ મંગાયો;
હે વીરા તીરથ વ્રત ઓર જપીયારે ભુલ્યાહેજી, તપીયા તપ કરીને દેહ જલાયો.
હે વીરા જ્ઞાન. ૨
હે વીરા એકલ સીંગી વનમાંરે ભુલ્યા હેજી, પારાસર પાણીમાં ઠગાયો;
હે વીરા નેજા ધારી શંકર ભુલ્યા હેજી, ભીલ્લી રાણી વરવાને મન થાયો.
હે વીરા જ્ઞાન. ૩
હે વીરા બ્રંહ્મારે ભુલ્યા બ્રંહ્મ મંડળમે હેજી. મોહ સરસ્વતીએરે લગાયો;
હે વીરા માયા વિકાર એવો બળવંત જાણી હેજી, બાધો વિશ્વસકળ ભરમાયો.
હે વીરા જ્ઞાન. ૪

હે વીરા સુરા સંત પુરા જેને કહીએજી, સાતે આવરણ અવિદ્યામાં ન આયો;
હે વીરા જનક સનક સુખદેવ કબીરા હેજી, સત ગુરૂ મીલે જ્ઞાન પાયો.

હે વીરા જ્ઞાન. ૫

હે વીરા સંત અનેક ઓધરીયા ગુરૂ શેજે હેજી, આત્મ તત્વ અભેદ બતાયો;
હે વીરા પરપંચ પાર દયાનંદ પરખ્યા હેજી, પરમાનંદ પુરણ ઓળખાયો.

હે વીરા જ્ઞાન. ૬

પદ ૬.

હે વીરા નરનારી નામ રૂપ ધરીને હેજી, મન તેં માયામાં ખેલ મચાયો;
હે વીરા તીન લોક ઓર ચૌદ ભુવનમાં હેજી, નરનારી વીના નાં દેખાયો. ટેક.
હે વીરા ચૈતન એક અખંડ અરૂપી હેજી. નામ રૂપ બીના સત છાયો;
હે વીરા શેજ ઇચ્છા ઇશ્વર રૂપ થઇને હેજી. પીંડ બ્રંહ્માડ દોનુ ઉપાયો.

હે વીરા નરનારી. ૧

હે વીરા તીન ગુણ પંચમહા ભુત માંહી હેજી, જીવ શીવ જગત બાયો જાયો;
હે વીરા નીત્ય નીમીત પ્રકરતી પુરૂષ માંહેજી, પ્રકરતી પુરૂષમાં લખાયો.

હે વીરા નરનારી. ૨

હે વીરા પ્રકરતી પરીવાર અંતરથી હેજી, ચીદાભાસ ચૈતન હોઇ આયો;
હે વીરા જીવ ચીદાભાસ વીશ્વ સકળમાં હેજી, નરનારી નામ રૂપ ગાયો.

હે વીરા નરનારી. ૩

હે વીરા મન બુદ્ધી ચિત અહંકાર મળીને હેજી, આશા ત્રસ્નામાં જીવ લોભાયો:
હે વીરા સ્ત્રી પુત્રાદીક ધનકે કારણ હેજી, જીવ ભવ જળમાં ભટકાયો.

હે વીરા નરનારી. ૪

હે વીરા મૃગ જળ માયા સુપનાવંત છાયા હેજી, કાયા દેખી સુણી પીછે ધાયો;
હે વીરા સંત વિવેકી મીલ્યારે નાંહી હેજી, ભાવ ભગ્તી વીના અથડાયો.

હે વીરા નરનારી. ૫

હે વીરા સંત સીરોમણી મહાજન મળીયા હેજી, મહાપદમે મોક્ષ બતાયો;
હે વીરા નરનારી જ્યાં ભાસત નાહી હેજી. દયાનંદ વસ્તુ શુદ્ધ પાયો.

હે વીરા નરનારી. ૬

પદ ૭.

હે વીરા ભગ્તી કરો તો ભવ સાગર તરીએ હેજી, તરીએ તીન લોક અવતારા;
હે વીરા ચોથે લોક સદ ગુરૂજીકુ મલીએ હેજી, શુદ્ધ ચૈતન બ્રંહ્મ અપારા. ટેક.

હે વીરા શુદ્ધ ચેતન સચરાચરમાં હેજી, સેવે સનકાદીક મુની ચારા;
હે વીરા જીવન મુક્તનો લક્ષ લેઇને હેજી, ખેલે વિશ્વ સકળસેં ન્યારા.

હે વીરા ભગ્તી. ૧

હે વીરા ધ્રુવ પ્રહેલાદ વિભિષણ જપીયા હેજી, જપીઆ આતમરામ ઠીક તારા;
હે વીરા હીરણાકસપ રાવણકુંરે રોળી હેજી. પ્રહેલાદ વિભિક્ષણને ઉગાર્યા.

હે વીરા ભગતી. ૨

હે વીરા સજનો કસાઇ પીપો રોહીદાસા હેજી, મીરાંબાઇનાં ઝેર ઉતાર્યા;
હે વીરા અજામેલ ગજ ગુણકાને તારી હેજી, એવા અનેક સંત ઓધાર્યા.

હે વીરા ભગતી. ૩

હે વીરા જનક કબીર ઓર ગોપીરે ચંદા હેજી, સીધ્યા ગોરખ ભરથરી રાજા;
હે વીરા રાજ કાજ કુળ કામના છોડી હેજી. વૈરાગ લેઈ વનમાં સીધાર્યા.

હે વીરા ભગતી. ૪

હે વીરા ભાવ ભગ્તી વૈરાગ જેને ઉપન્યો હેજી. ઉપન્યો વિવેક વિચાર સત સૂરા:
હે વીરા જગત ત્રીલોકી એક રેનકો સુપનો હેજી. જાગી જોતાં ગુરૂ મીલ્યા પૂરા.

હે વીરા ભગતી. ૫

હે વીરા સત્ય શબ્દ સાન સુરતી અંતરમાં હેજી. લગીયા પ્રેમ બાણકા કટારા;
હે વીરા આપુ અભીમાન મુમતાકુ મારી હેજી, દયાનંદ દેખોને દેદારા.

હે વીરા ભગતી. ૬

પદ ૮.

હે વીરા પ્રેમની ભગતી કોઈ પ્રેમી જન પાવેજી, ભગતી વીના પ્રેમ નહિ આવે;
હે વીરા પ્રેમ વીના જેવી પયોધર નારી હેજી, વંજા નારીકુ પુત્ર ન થાવે. ટેક.
હે વીરા પ્રેમ પ્રીતે પરમાત્મ મીલીયા હેજી, મલીયા પાંચુ પાંડવને મોરારી;
હે વીરા માતા કુંતા ઓર દ્રોપદી નારી હેજી, ચીર નવસેંનવાણું પુર્યાં મોરારી.

હો વીરા પ્રેમની. ૧

હે વીરા ઘેલી થઇ ગોપી પ્રેમ મગનમાં હેજી. સુંદર વરને નીરખવા જાવે;
હે વીરા છોરૂ છૈયાં ઘરબાર તજીને હેજી, હેતે હરીવરને ભેળી થાવે.

હે વીરા પ્રેમની. ૨

હે વીરા સવરીનાં ઓર સુદામાનાં તાંદુલ હેજી, વહાલો રૂચી રૂચી ભોગ લગાવે;
હે વીરા કરમાંની ખીચડી મલુકદાસનો ટુકડો હેજી, હેતે પ્રેમ કરીને વહાલો ખાવે.

હે વીરા પ્રેમની. ૩

હે વીરા દુરજોધનના મેવાને ત્યાગી હેજી, વહાલો ભાજી વીદુર ઘેર પાવે;
હે વીરા ભગ્ત આધીન ભગવંત કહાવે હેજી, પેલાં દુરજનીયાં દુર રહાવે.
હે વીરા પ્રેમની. ૪

હે વીરા દુષ્ટ બુદ્ધી દુરજનીયાં કેરી હેજી, આપે નીંદીક નીંદા કરાવે;
હે વીરા પ્રેમ ભગ્તી ભાવ નહિ મનમાં હેજી, રાગ દ્વેસમાં જીવ જળાવે.
હે વીરા પ્રેમની. ૫

હે વીરા પ્રેમ પ્રીતે પરમાનંદ મલીયા હેજી. પરાપૂરવના જોગે જગાવે;
હે વીરા દયાનંદકુ દરસન દીયા દલમાં હેજી, નીજ નામ નીરંતર ગાવે.
હે વીરા પ્રેમની. ૬

પદ ૯.

હે વીરા નુગરા પુરૂષને પ્રબોધ ન કરીયે હેજી. કરતાં પોતાની પત જાવે,
હે વીરા સાકુટ જીવને તો સાન નાવે હેજી. સાધુ વારંવાર સમજાવે. ટેક.
હે વીરા નુગરા પુરૂષ નીરળા નીરખ્યા હેજી, જેનો સદગુરૂ લક્ષ કહાવે,
હે વીરા જડ બુદ્ધી જડના અધીકારી હેજી, અજ્ઞાન અવિદ્યા ઉપાવે.
હે વીરા નુગરા. ૧

હે વીરા શ્વાન શુકર ઔર ખર બીલાડો હેજી, તેના ટોળાનો જંત કહાવે,
હે વીરા અહાર નીંદ્રા ઔર મૈથુન કરીને હેજી, વનમાં ઉપજી મરી ફરી આવે.
હે વીરા નુગરા. ૨

હે વીરા હંસલો હોવેસો હંસગતી હાલે હેજી, પેલો બગલો મચ્છી મારી ખાવે.
હે વીરા વસીઅલકુ નીત્ય દુધ પીલાવે હેજી, તોએ ઝેર મુખથી ન જાવે.
હે વીરા નુગરા. ૩

હે વીરા મંજારી આગે મેવા ધરીએ હેજી, મેવા મુકી મુસાપર ધાવે,
હે વીરા કુડ કપટ નર ધનના લોભી હેજી, પરદારાસુ પ્રીત લગાવે.
હે વીરા નુગરા. ૪

હે વીરા મરૂસ્થલ ભોમીમાં બીજજ બોવે હેજી. બીજ બળી અકારથ જાવે.
હે વીરા એસે પુરૂપકુ ઉપદેશ ન કરીએ હેજી, અધીકાર વીના જ્ઞાન નાવે.
હે વીરા નુગરા. ૫

હે વીરા અધીકારી સદગુરૂના શબ્દ હેજી, સુરતી શબ્દ સુણી સનમુખ થાવે,
હે વીરા દયાનંદ ચિત ચૈતન થઇને હેજી, આપુ તજી સરૂપમાં સમાવે.
હે વીરા નુગરા. ૬

પદ ૧૦.

હે વીરા શબ્દ પીયાલો સદગુરૂજી પીલાયો હેજી, પીતાં મન મગન હોઇ જાયો.
હે વીરા અંતર પ્રેમ આનંદ ઉર પ્રગટયો હેજી, મન સમજી સમજી મુચકાયો. ટેક.

હે વીરા તત્વાતીત તનમાંહી તુરીયા હેજી, તુરીયાતીત ગુરૂએ બતાયો,
હે વીરા ઉનમુની આસન શહેજ સીંહાસન હેજી, મન નીજમન નામ લીખાયો.
હે વીરા શબ્દ. ૧

હે વીરા નીજરે નામ નીરંતર નીરખ્યા હેજી. નીરખી પરખી લક્ષારથ લાયો,
હે વીરા અંતર આતમ ચૈતન દરસે હેજી, આપે ઘટઘટ અવઘટ ગાયો.
હે વીરા શબ્દ. ૨

હે વીરા શબ્દ અગોચર લીયા લગનમાં હેજી. દમી સુણીને પ્રગટ પાયો,
હે વીરા નાભી કમળસેં નાવ ચલાયો હેજી, તરવેણી ઘાટ પર આયો.
હે વીરા શબ્દ. ૩

હે વીરા ધીરજ ધ્યાંન સમતા ઉર ધરીને હેજી, સુરતી નુરતી નીસાન ચડાયો.
હે વીરા ચંદ્રા સુર અેાર ઇંગલારે પીંગલા હેજી. ગંગા જુમના સરસ્વતી નહાયો.
હે વીરા શબ્દ. ૪

હે વીરા સુખમણા આઇ શહેજ સુખપાઇ હેજી. અનહદ નાદ ગેબી ત્યાં સુણાયો.
હે વીરા દસુ દીશા દશ દવારમેં ગરજે હેજી. ચૈતન બ્રહ્મ સરૂપ ઓળખાયો.
હે વીરા શબ્દ. ૫

હે વીરા સત સરૂપી સોહં બ્રહ્મ આપે હેજી. નામ રૂપ ગુણ નહિ જાયો,
હે વીરા દયાનંદ અકળ અજુની હેજી. પરાપાર પરીબ્રહ્મ છાયો. હે વીરા શબ્દ. ૬

પદ ૧૧.

હે વીરા પરાપાર છે પરીબ્રહ્મ પોતે હેજી, નીરગુણ ગુણ રહીત લખાયો,
હે વીરા ગુણ માયા પહોંચે નહિ જામે હેજી, આપે નામ અનામી રહાયો. ટેક.

હે વીરા જન્મ જરા મૃત્યુ જાકુ નાંવે હેજી, નાંવે પંચભુત તન કાયા,
હે વીરા ઇંદ્રી ઉરમી અવસ્તા જ્યાં નહિ હેજી, નહિ દેહ ત્રીગુણી માયા.
હે વીરા પરાપાર ૧.

હે વીરા તત્વ પાંચ પચીસ પ્રકરતી હેજી, નહિ પંચ પ્રાણ ઉપાયો,
હે વીરા મન બુદ્ધી અહંકાર જ્યાં નાંહી હેજી. નહી પુરૂષ પ્રકરતી આયો.
હે વીરા પરાપાર. ૨

હે વીરા ચિત ચેતન ગુરૂ ચરણકમળમાં હેજી, શુદ્ધ લક્ષ કુટસ્થ બ્રહ્મ લાયો.
હે વીરા જીવ ઇશ્વર કહેવા નહિ જામે હેજી, નહિ વેદ વાંણી ઉચરાયો.
હે વીરા પરાપાર. ૩

હે વીરા કરમકાંડ ક્રીયા કછુ નાંહી હેજી, નહિ કરતા અકરતા કહાયો,
હે વીરા અકર્મ આતમ સકળ ભુવનમાં હેજી, વાચ રહીત અવાચ બોલાયો.
હે વીરા પરાપાર. ૪

હે વીરા ભેદ રહીત અભેદ ગુરૂ સ્વામી હેજી, પીંડ બ્રહ્માંડ પાર પહોચાયો,
હે વીરા અદેખ અછેદ અભેદ અનામી હેજી, સર્વાતીત સ્વતંત્ર ગાયો.
હે વીરા પરાપાર. ૫
હે વીરા સરવે દેશ ઓર સર્વ પ્રકાસી હેજી, આપો આપ અમાપમેં આયો,
હે વીરા દયારેનંદ આનંદ ભયા ઉરમે હેજી, ગુણ પાર વસ્તુ શુદ્ધ પાયો.
હે વીરા પરાપાર. ૬

---

## રાગ સામેરી.

( પાછાને વળાવોરે રાજા રાવણ જાનકી એ રાગ.)

પદ ૧.

અસ્તિ ભાતી પ્રીયરે બ્રહ્મ રૂપ એકછે રેજી, સતચીદ આનંદ પ્રકાસરેહાં,
અસત જડદેહ કાયા કલ્પીત રૂપછેરેજી, મીથ્યા પરપંચ સંસયનો નાસરેહાં. ટેક.
પંચ મહાભુતનોરે પીંડ પરગટ જુવોરેજી, શબ્દ સપરસ રૂપ રસગંધરેહાં,
દેવ તીનુરે તીન ગુણમાં આવીઆરેજી, પુરૂપ પ્રકરતીનો વીસ્તારરેહાં. અસ્તી. ૧
પુરૂપ પ્રકરતીરે પંડ બ્રહ્માંડરેજી, જીવ શીવ ઉપાદી દોનુ સાથરેહાં,
માયા અવિદ્યારે પરપંચ બાંધીયોરેજી, મને માની કીધો માંહી વાસરેહાં. અસ્તી. ૨
ઇંદ્રી દસરે દસમાંહી દેવતારેજી, દસ વીપય ભોગ વીલાસરેહાં,
મન બુદ્ધીરે ચિત અહંકાર ફુરણારેજી, ચૌદ ત્રીપુટી મલી એકઠાંરેહાં. અસ્તી. ૩
પંચ પ્રાણરે પંચ વાયુ નાગ છેરેજી, વાયુ દસ ફીરાવે વંટોળરેહાં,
કરતા કીયારે કર્મ વરતી કરે કાજમાંરેજી, જ્ઞાતા જ્ઞાનજ્ઞેય ચેતનરેહાં. અસ્તી. ૪
ચેતન ઘનરે અકળ અભેદ છેરેજી, સરવાતીત નીરંતર વાસરેહાં,
નામ રૂપરે ગુણ જ્યામે નાંહી હેજી, સત વસ્તુ દયાનંદ પ્રકાસરેહાં. અસ્તી. ૫

પદ ૨.

ગુરૂ સરભંગીરે મળ્યા મને શેજમાંરેજી, હતી મારે પૂર્વજન્મની પ્રીતરેહાં,
પ્રીતો કરીનેરે પધાર્યા ગુરૂ આંગણેરેજી, કીધો મારા હ્રદયકમળમાં વાસરેહાં. ટેક.
ભાવ કરીનેરે ભેટયા ગુરૂ દેવનેરેજી, જઈ ચરણે નમાવું મારૂ શીશરેહાં,
માનસીક પુજારે આ મનમાં આદર કરીરેજી, ચિત ચંદન ચેતનકુ લગાયોરેહાં. ગુરૂ. ૧
પ્રેમના પુષ્પરે અક્ષત ધૂપદીપ કર્યારેજી, સીલસંતોષ સમતા નૈવેદરેહાં,
આરતી ઉતારીરે અનુભવે હેતમાંરેજી, મંત્ર પુષ્પાંજલી શ્વાસોશ્વાસરેહાં. ગુરૂ. ૨
આદી પુરૂષરે ઓમકાર નીરખીયોરેજી, નીરખ્યો તરવેણીના ઘાટરેહાં,
સુરતી શબ્દમાંરે લાગી સોહં બ્રહ્મસેરેજી, દ્રષ્ટા દ્રષ્ટી નહિ પરાપારરેહાં. ગુરૂ. ૩

ઉનમુની આસનરે લીઓ પદ છેકમાંરેજી, વસ્તુ અગમ અગોચર અભેદરેહાં.
ગોચર માયારે પહોચે નહિ જેહમાંરેજી, નીરાકાર નીરંજન દેવરેહાં. ગુરૂ. ૪
અજર અમરરે અવિગત્ય આત્મારેજી, ગત જાણે જે વીરલા સંતરેહાં.
દયાનંદરે ગુરૂ ભેદ દાખવ્યોરેજી, શુદ્ધ કેવળ બ્રહ્મ અભેદરેહાં. ગુરૂ. ૫

પદ ૩.

આત્મા અલકરે ખલક જયાંએ નહિરેજી, નહિ મન વાંણીના વીલાસરેહાં,
અદેખ અછેદરે આદી પરમાત્મારેજી, શુદ્ધ ચેતન બ્રહ્મ પ્રકાસરેહાં. ટેક.
શેજ આ શુનરે શબ્દ એક ઉપન્યોરેજી, હુવા પરાપરીના પારરેહાં,
પરા માયા વાંણી પસંતીમાં આવીયોરેજી, મધમાં વાણી વૈખરીકીધો વાસરેહાં.આત્મા.૧
વૈખરીરે એક અનંત મુખે ઓચરેરેજી. માયા નામ રૂપ પડયો ભાસરેહાં,
દેખી મુણીનેરે મન ભરમાવ્યોરેજી. પંચકાસ માયાકેરી જાળરેહાં. આત્મા. ૨
અનમય કાસરે અન્ન થકી ઉપન્યોરેજી. પ્રાણમય કાસ વાયુના વંટાળરેહાં.
ક્ષુધા પીપાસારે માગે તન તેહમાંરેજી, મનોમય કાસ ત્રીવીધીના ત્રાસરેહાં. આત્મા.૩
કરતારે ભોકતા વિજ્ઞાન કાસ કહાવીયોરેજી, હું મારૂ માનીને થયો દાસરેહાં.
આનંદમય કાસરે અજ્ઞાનમાંહી આવ્યોરેજી. જીવ થઇને પડયો માયા પાસરેહાં.આત્મા.૪
પોતાનું સરૂપરે ભુલી ભમતો ભમેરેજી. ગુરૂ મળે તો ઉતરે ભવ પારરેહાં.
દયાનંદરે દીલ દુગધ્યા તજીનેરેજી, પરમાનંદ પાયો નીરધારરેહાં. આત્મા. ૫

પદ ૪.

કલપીત કાયારે મન મુમતા રચીરેજી, જુઠ જગત ઉપાયો જંજાળ રેહાં,
આત્મા ભુલીરે અનાતમ સુખ માનીયોરેજી. ફરીયો લક્ષચોરાસીની ખાંણરેહાં. ટેક.
આપુ અભીમાનરે માથે લેઇ જીવ ફર્યોરેજી. સમર્યા નહિ તેં શાળંગપ્રાણરેહાં.
સાધુ સંગતમાંરે કબુ નહિ આવીયોરેજી. અધરમના કીધો વેપારરેહાં. કલપીત. ૧
સાધુની શીખામણરે મન તેં માની નહીરેજી. કીધો સ્ત્રી સંગાતે સ્નેહરેહાં,
ઇંદ્રીના વીષયરે તુને વહાલા લાગીયારેજી. લાગ્યા જીભ્યા ઇંદ્રીના સ્વાદરેહાં. કલપીત. ૨
ભોગને રોગરે ભાવે ઘણા ભાવતારેજી, ત્રષ્ણા મુમતા તણાવો કરે ત્યાંહરેહાં,
કુડ કપટરે કરે મન કામનારેજી, બુદ્ધીહીણ થયું મન જ્યાંહીરેહાં. કલપીત. ૩
વિવેક વિચારરે નાવ્યો મન તુજનેરેજી, નાવ્યો વરતીમાં વૈરાગરેહાં,
જો સમજે તોરે કારજ તારૂ સુધરેરેજી, પકડો સીલસંતોષ સમતારેહાં. કલપીત. ૪
ધીરજ ધ્યાનરે ધરીએ મન છેકમાંરેજી, શબ્દાતીત જપો આત્મરામરેહાં,
દયાનંદરે ચરણ ચિત લાવીયોરેજી, આપો આપ અખંડ અરૂપરેહાં. કલપીત. ૫

પદ ૫.

સત સરૂપરે સત પરમાત્મારેજી, નીરાલંબ નીરગુણ બ્રહ્મ જાંહીરેહાં,
આલંબરરે મુરતી જ્યાં દીસે નહીરેજી, નહી રૂપ રેખા નહિ નામરેહાં. ટેક.
અસંત દેહીરે દૂખ રૂપ ભાસીયોરેજી, જડ પંચ મહાભુતની માંહીરેહાં,
જીવ ચીદાભાસ માનીને બંધે પડયોરેજી, ગુણ માયા અવીદ્યા છે જાંહીરેહાં. સત. ૧
અવિદ્યાનું આવરણરે વાપ્યુ ત્રણ લોકમાંરેજી, દેવ દાનવ પાતાળરેહાં,
મનુષ્યા દેહીરે મૃત્યુ લોકમાં કહીરેજી, કહ્યું અવિદ્યાનું અજ્ઞાનરેહાં. સત. ૨
દુરલભ દેહીરે મનુષ્ય જન્મ છેરેજી, તે તો મળવો દેવતાને દુરલભરેહાં,
કોટી પુન્ય કરીરે પરગટ પાવીયોરેજી, આત્મા ઓળખ્યા વીના વહ્યો જાયરેહાં. સત. ૩
આવરણ માંહીરે જીવ બહુ આથડયોરેજી, હવે કરજે સંત સમાગમ સારરેહાં,
સત શબ્દરે સુણી રૂદે રાખજેરેજી, ટાળજે અહંકરતા અભીમાનરેહાં. સત. ૪
રૂદે કમળમાંરે જપો નીજ નામનેરેજી, શ્વાસોશ્વાસ તરવેણી એકતારરેહાં,
દયાનંદરે શેજે સુખ શુનમાંરેજી, સુરત નુરત મીલી નીરધારરેહાં. સત. ૫

પદ ૬.

આતમ અનુભવરે અંતરમાં પરકાસીયોરેજી, દીયો મને સદગુરૂએ ઉપદેશરેહાં,
અસત આવરણરે અવિદ્યાનું ટાળીયુંરેજી, ટાળ્યો વરણાશ્રમ વહેવારરેહાં. ટેક.
ચારૂ વરણરે ચારૂ આશ્રમ હુવે નહીરેજી, નહિ બાળ જોબન નહિ વૃધરેહાં,
નરનારીરે નપુચક મેંનહિરેજી, રહુ સતચીદાનંદ સરૂપરેહાં. આતમ. ૧
શુદ્ધ સરૂપરે સાક્ષીવત રહુ સદારેજી, ચીદાનંદ ચરાચર નામરેહાં,
અનામી અનાદીરે અવિગત્ય આત્મારેજી, માયાતીત ગુણાતીત ગામરેહાં. આતમ. ૨
તત્વ પાંચરે ઇંદ્રી દસ જ્યાં નહીરેજી, નહી સ્થુળ ભોગ શરીરરેહાં,
શુક્ષમ દેહરે વાસ્ના લીંગત્યાં નહીરેજી, નહિ વિશ્વ તૈજસ અભીમાનીરેહાં. આતમ. ૩
મનકો કારણરે સસોપતી શુનમાંરેજી, કર્તા ક્રીયા વૃતી નહિ કરમરેહાં,
પ્રાજ્ઞ નામાનંદરે ચિત તો ચેતનમાંરેજી, લક્ષ કુટસ્થ બ્રહ્મ સરૂપરેહાં. આતમ. ૪
માહા કારણરે મુળમાં માયા નહીરેજી, જીવ સીવ ઉપાદી નહી જાતરેહાં,
અજાતી અરૂપરે દયાનંદ દેખીયારેજી, અંતરજાંમી અગોચર વાસરેહાં. આતમ. ૫

---

પદ ૧.

( ખડી દેશી ઉભી ચાલનો રાગ. )

મન તું પડયો કાળકી ફાંસી, આતમ ઓળખ્યા નહિ અવીનાશી. ટેક.
કાળ માયાનું નાટક રચીયું, તે દેખી થયો રાજી, (૨)
મોહ માયાનું ઘેન ચડયું છે, (૨) ભુલી ફર્યો ચોરાસી. મન તું પડયો. ૧
મોહ માયાનો ફંદ છે મોટો, જન્મો જન્મ અથડાસી, (૨)
કુટુંબ કબીલો તેરો અહીં રહેશે, (૨) જમના હાથે મરજાસી. મન તું પડયો. ૨

માત પીતા સ્ત્રી સુત તેરા. સો સુપનામે ભાસી. (૨)
કાળ અચાનક પકડ જાયગા, (૨) છોડ ચલ્યો ઘર વાસી. મન તું પડ્યો. ૩
ભવસાગરમાં ભુલ્યોરે ભમતાં. પાર કોઈ નવ પાસી, (૨)
આતમ જ્ઞાન બીના અથડાવે, (૨) ભવોભવ ગોથાં ખાસી. મન તું પડ્યો. ૪
સત ગુરૂ સંત પોકારી કહે છે. અંતર જુવોને તપાસી, (૨)
વિવેક વિચાર વૈરાગ ધરીને. (૨) દુરમતી દુર રખવાસી. મન તું પડ્યો. ૫
ભાવ ભગતી મુગતીકા સાધન. સદગુરૂ દીયા બતાસી, (૨)
દયાનંદ ગુરૂ ચરણકમળમાં. (૨) નીરભે નામ પ્રકાસી. મન તું પડ્યો. ૬

પદ ૨.

દુનીયાં કાળ માયાકા ચારા. ચેતન સાક્ષી રહે બ્રહ્મ ન્યારા. ટેક.
ચેતન સાક્ષી સબસેં ન્યારા, પીંડ બ્રહ્માંડ કીરતારા. (૨)
ચીદાભાસ માયા સંગ ખેલે. (૨) જીવ થઇ અપરમપારા. દુનીયાં. ૧
જીવ ચીદાભાસ તીનુ લોકમે, ચૌદ ભુવનમે પસારા. (૨)
કાળ ચક્કર શીર ઉપર ફરે છે. (૨) કર્મતણા કુટારા. દુનીયાં. ૨
બ્રહ્માદીક ઇન્દ્રાદીક દેવા, દેવ માનવ મુની સારા. (૨)
જોગી જંગમ જપીઆરે તપીયા, (૨) અસુર દૈત્ય સંહાર્યા. દુનીયાં. ૩
કાળ ઉપાવત કાળ ફીરાવત. કાળ કરમ જુગ માર્યા. (૨)
કાળકે મુખસેં કોઇ ન ન્યારા. (૨) સદગુરૂ સંગે ઉગાર્યા. દુનીયાં. ૪
જેત પરમારથ સદગુરૂ ચલાવે, સેવો સરજનહારા, (૨)
કાળ માયાસેં સંત બચાઇ. (૨) દેવે નામ નીરધાર્યા. દુનીયાં. ૫
નીરભે નામ નીરંતર પરખ્યા. સુરતી શબ્દમેં બીચાર્યા. (૨)
દયાનંદ નીજ નામ ગ્રહીને. (૨) ઉતરે ભવજળ પારા. દુનીયાં. ૬

પદ ૩.

ચિતમે ચેત ચેત મન મેરા. બુદ્ધી ઘાટ બનાયા તેરા. ટેક.
બુદ્ધીએ ઘાટ વૈરાટ બનાયો. પીંડ પાણીકા પહેરા. (૨)
પૃથ્વી પાણી આર તેજ પ્રકાસા. (૨) ફીરે વાયુ ચોફેરા. ચીતમે. ૧
શબ્દ આકાસ બોલે મુખ વાણી. અનંત નામ રૂપ નેડા. (૨)
બુદ્ધી ભેદ કરમ મન વાગ્યો. (૨) જીવ જલત સંસેરા. ચીતમે. ૨
પંચભુત પરપંચમે પડીયો. નરનારીકા જોડા, (૨)
કામ ક્રોધ લોભ મોહ મતસરમે. (૨) બુદ્ધી ઘાટ ઘટ ઘેર્યા. ચીતમે. ૩
જગત ઉપાયો સબ બુદ્ધીએ. હું કરતા મન ઠેર્યા. (૨)
આવરણની અંધારી આગે. (૨) ફીરે ચોરાસી ફેરા. ચીતમે. ૪

ફીરતાંરે ફીરતાં મનુષ્ય દેહ પાયો, મોક્ષ મારગકા સેરા. (૨)
સદગુરૂ શબ્દ સમજીરે લેજો. (૨) સત પકડ સમ શેરા. ચીતમે. ૫

સત સરૂપી સાહેબ મેરા. બાહર ભીતર એક ચેરા, (૨)
બુદ્ધી ભેદ દયાનંદ ટાળી. (૨) ઘટ અવઘટ બ્રહ્મ ભેરા. ચીતમે. ૬

પદ ૪.

મન તું અમુલક વસ્તુ પાયો. મનુષ્યા દેહ ધરી જબ આયો. ટેક.

મનુષ્યા દેહ ધરીને પ્રાણી. સંત સમાગમ થાયો. (૨)
કથા વાર્તા સત શાસ્ત્ર શુણીને. (૨) વેદકો ભેદ બતાયો. મન તું. ૧

વેદકો ભેદ અગમ અગોચર. ગુરૂ ચરણે ચિત લાયો. (૨)
લક્ષારથ અંતરમાં ધરીને. (૨) ગુરૂ મુખ શબ્દ ગાયો. મન તું. ૨

શબ્દ અનાદી એક નીરંતર. જાત અજાતી ન જાયો, (૨)
નામ રૂપ કીયા નહિં જ્યામે. (૨) ભાવનં અખંડીત ભાયો. મન તું. ૩

અખંડાનંદ અભેદ હે આપે. ભેદ ભાવ બીસરાયો. (૨)
ભાવાતીત ભર્યા ભરપુરા. (૨) સકળ લોક પર છાયો. મન તું. ૪

સકળ લોકપર છત્ર બીરાજે. અંતર નીશ્ચે ઠેરાયો. (૨)
ઘટઘટમાં પરઘટ તે બોલે. (૨) અવઘટમાં ઓળખાયો. મન તું. ૫

અવઘટ પાર સદાનંદ સ્વામી, પરમાનંદ કહાવ્યો. (૨)
કેવળાનંદ ગુરૂ ચરણકમળમેં. (૨) નીત્ય દયાનંદ નહાયો. મન તું. ૬

પદ ૫.

આતમ અલક રહુંગારે, ખલકમેં નહીં ફીરૂંગારે. ટેક.

ખલક ખેલ માયાના ખોટા, જેસી સુપનવંત બાજી, (૨)
દેખી સુણીને મન ભરમાયો. (૨) જીવ ઉપાદી ઝાઝી. આતમ અલક. ૧

જીવ ઉપાદી વીશ્વ સકળમાં, આશા તૃષ્ણા નહીં તાગી. (૨)
મોહ નીંદ્રામાં ભુલ્યા ભમો છો. (૨) કોઇએ ન જોયું જાગી. આતમ અલક. ૨

જાગ્યા સો નર જુગમેં જીત્યા. ભયા મન બેરાગી. (૨)
કુડ કપટ પરપંચકુ છોડ, (૨) લક્ષ આતમ લવ લાગી. આતમ અલક. ૩

લવ લાગી જબ અંતર ભેદયા. કામ કલ્પના ભાગી, (૨)
અણી અગરપર આસન કરકે. (૨) બેહદ અંગલે વાગી. આતમ અલક. ૪

બેહદમેં જઇ સુરતા બેઠી, શુન શીખરમેં સોહાગી. (૨)
અનહદ નાદ ગગનમેં ગાજે. (૨) રામ રમે એક રાગી. આતમ અલક. ૫

પ્રેમ સનેહી સદગુરૂ મળીયા, ધ્યાન ધીરજ ધુન લાગી. (૨)
દયાનંદ અવીગત્ય આતમ. (૨) દેખી ભર્મના ભાગી. આતમ અલક. ૬

પદ ૬.

હમતો અવિગતસેં આયે, હમેરા મરમ જે વીરલા પાએ. ટેક.

નહી હમ આએ નહી હમ જાએ, ચૌદ લોક પર છાએ, (૨)
તીન લોકમેં દેતા ફેરી, (૨) પરાપારકું રહાએ. હમતો. ૧

પરાપાર પરીબ્રહ્મ સનાતન, નીરગુણ બ્રહ્મ કહાએ, (૨)
ગુણ માયા સંગ ચેતન થઇને, (૨) અખંડ બ્રહ્મ ઉપાએ. હમતો. ૨

પીંડ બ્રહ્માંડ ઉપાયો શેજમાં, નામ અનંત ધરાયે, (૨)
નરનારીકા રૂપ ધરીને, (૨) વિશ્વ સકળમેં દેખાએ. હમતો. ૩

વિશ્વ સકળ સચરાચર માંહી, જીવ શીવ દો જાએ, (૨)
ચૈતન બ્રંહ્મ નીરંતર સાગર, (૨) લહેરી તુરંગે ફીરાએ. હમતો. ૪

લહેરી તુરંગ એક રૂપ જાણી, શુદ્ધ સરૂપમેં સમાએ, (૨)
અકળકળા કોઇ હરીજન જાણે, (૨) જોગ જુગતી લીખવાએ. હમતો. ૫

દયાનંદ પરમાનંદ મળીયા, અંતર ભેદ બતાએ, (૨)
શાહેજ શુનમાં લગની લગાવી, (૨) પુરણાનંદ પદ પાએ. હમતો. ૬

પદ ૭.

હમતો દુર દેશકે બાસી, પૂરણાનંદ પ્રગટ પરકાસી. ટેક.

પૂર્ણાનંદ પરીબ્રહ્મ પોતે, દસુ દીશામેં નીવાસી, (૨)
અંતર ખોજ નીરંતર નીરખ્યા, (૨) ઘટઘટ ગોવીંદ ગાસી. હમતો. ૧

ઘટમાં ગંગા ઘટમાં જીમના, ઘટમાં ગોકુળ કાશી, (૨)
પ્રાગરાજ તરવેણી ઘટમાં, (૨) ઘટમાં દુવારકાં વાસી. હમતો. ૨

જગન્નાથ રામેશ્વર ઘટમાં, ચાર ધામ કૈલાસી, (૨)
બદરીકેદાર ગંગોતરી ઘટમાં, (૨) હરીદુવાર આકાસી. હમતો. ૩

અડસઠ તીરથ ગુરૂકે ચરણે, હરીગુરૂ સંત કહાસી, (૨)
સત શબ્દમે સુરતા રાખી, (૨) પ્રેમ પુરૂષકા પ્યાસી. હમતો. ૪

પ્રેમ પુરૂષકા પરમારથ પરખો, પરખ્યા બીના ભટકાસી, (૨)
આવાગમનનું દેવું ચુકાવી, (૨) થીર મન ચૈતન થાસી. હમતો. ૫

ચેતન એક ચરાચર દરશે, અરસપરસ અવિનાસી, (૨)
તીન લોકપર ડંકા બજાવે, (૨) દયાનંદ સન્યાસી. હમતો. ૬

પદ ૮.

હમતો આદ પુરૂષ અવનાસી, દુનીયાં નામ રૂપગુણ ભાસી. ટેક.

નામ રૂપ માયાને રચીયા, જડ ચેતન પરકાસી, (૨)
દેવ તીન ઓર ચોથી માયા, (૨) વ્યષ્ટી સમષ્ટી સમાસી. હમતો આદ. ૧

કર્તા કારણ ક્રીયા વરતી, કર્મ અનંત કરાસી. (૨)
જાત ભાત ઓર કુળ કામના, (૨) અણુછતી આંધી આસી. હમતો આદ. ૨
આશા તૃષ્ણા વહેતી જગતમાં, જાંજુકો જળ દેખાસી. (૨)
દેખીને મૃગ પીવનકું જાવે, (૨) તૃષા તૃપ્ત ન થાસી. હમતો આદ. ૩
વંજા સુત સુપનેમે જાયો, પુત્ર દેખી હરખાસી. (૨)
જાગ પડી જબ પુત્ર નાં દેખો, (૨) મીથ્યા નામરૂપ ગાસી. હમતો આદ. ૪
એસી દુનીયાં દેખો દીવાની, સસા સીંગ કહેવાસી. (૨)
ખખાકાર જીવ બાચ વખાણે, (૨) ખંફુલ લેવા ચડ જાસી. હમતો આદ. ૫
અચરજ ખેલ દયાનંદ દેખ્યા, દેખી ભયા ઉદાસી. (૨)
સદગુરૂ સંત ચેતાયો ચિતમે, (૨) અનુભવ જોતી જગાસી. હમતો આદ. ૬

પદ ૯.

હમારા અકળ પંથ હે ન્યારા. દુનીયાં કયા જાણે સંસારા. ટેક.

અકળ પંથ હે દેશ વિદેસી, પરા પુરષકે પારા, (૨)
પરા પસંતી મધમા વૈખરી, (૨) બોલે બાવન બહારા. હમારા અકળ. ૧
બાવન અક્ષર કહુ બીચારી, પાંચ તત્વ પ્રકાસા, (૨)
પાંચ પચીસ દસ ઇંદ્રી તીન ગુણ, (૨) મન બુદ્ધી ચીત અહંકારા. હમારા અકળ. ૨
બાવન અક્ષર બુદ્ધી વીલાસા, ત્રેપન ચેતન ન્યારા, (૨)
સચરાચર સબ ઘટમે બોલે, (૨) આપો આપ કીરતારા. હમારા અકળ. ૩
સ્થુળ સુક્ષમ કારણ માયામે, તીન અવસ્તા ધાર્યા, (૨)
વિશ્વ તેજસ પ્રાજ્ઞ અભીમાની, (૨) ભ્રાન્તી જીવ વીસતાર્યા. હમારા અકળ. ૪
જીવ શીવકો અંતરજામી, સત્ય સોહં નીરધાર્યા, (૨)
મહાકારણ મુળ મરમ પીછાંન્યા, (૨) પ્રેમ અપરંપારા. હમારા અકળ. ૫
અકળ પંથ હે અવિગત્ય આતમ, બીરલા સંત બીચાર્યા, (૨)
દયાનંદ ગુરૂ કળા બતાઇ, (૨) સમ સાધન સત સારા. હમારા અકળ. ૬

પદ ૧૦.

ભુલે બ્રંહ્માદીક મુની સારા, જોગી ભોગી જુગત સંસારા. ટેક.

સંસારી સબ જુગમે ભુલે, મોહ માયાકા પસારા, (૨)
દેહ ઇંદ્રી વીષય સુખમાણી, (૨) ધન જોબન સુત દારા. ભુલે. ૧
માયા જાળ જન્મકી ફાંસી, પડી ધરે અવતારા, (૨)
આપ સરૂપકું ઓળખ્યારે વીના. (૨) ફીરે ખાંણુ લક્ષ ચારા. ભુલે. ૨
જોગી જંગમ તપીયારે ભુલે, દરવેસી દેદારા, (૨)
સનાસી ખટમતમેરે ભુલે, (૨) વીપ્ર વેદ ઉચ્ચારા. ભુલે. ૩
બ્રહ્મચારી ભર્મનામાં ભુલે, જગતીરથ ફરનારા, (૨)
કાજી કીતાબ કુરાનકુ ભુલે, (૨) ભુલે સેવડા સારા. ભુલે. ૪

ખટપટમે ખાખી સબ ભુલે, વૈરાગી વીસતાર્યા, (૨)
આત્માનંદકી ખબર નાં પાઇ. (૨) કીસબીધ ઉતરે પારા. ભુલે. ૫
જો પરમારથ સદગુરૂ ચહાવો, કરલો તત્વ બીચારા, (૨)
દયાનંદ ખટમત છોડીને, (૨) દીલમે દેખો દેદારા. ભુલે. ૬

પદ ૧૧.

ભુલે હીન્દુ મુસલમાન દોઇ, સચ્ચા ગુરૂ મીલ્યા ન કોઇ. ટેક.
હીન્દુ સો અગીઆરસ કરના, નહાતા ધોતા સોહી, (૨)
અંગ પવીતરાઇ કથારે સુણતા, (૨) હસ્તમેં માલા લેઇ. ભુલે હીન્દુ. ૧
મુસલમાન મસજીદમે જાવે, પાંચુ નીમાજાં પઢાહી, (૨)
પાંચ વખત તો બાંગ પુકારે, (૨) સાહેબ સુણતા નાંહી. ભુલે હીન્દુ. ૨
મંદીર મહાદેવ હીન્દુ જાતા, શીશ નમાવે સોહી, (૨)
ઠાકુર મુરતી નજરે નીરખી, (૨) મુખસે ન બોલે કોઇ. ભુલે હીન્દુ. ૩
મુસલમાન સો રોજા રખતા, પીર પુજનકુ જાઇ, (૨)
ધુપ દીપ પીરાંકુ ચઢાવે, (૨) તસબી હસ્તે ફીરાઇ. ભુલે હીન્દુ. ૪
જડ બુદ્ધી દોનુકી જાંણી. કયા કહુ અબ ભાઇ, (૨)
રામ રહીમ એક રૂપ ન જાણ્યા. (૨) દોનુકી મતીયાં ખોઇ. ભુલે હીન્દુ. ૫
દોનુકો પરકાસીક ચેતન, સતચીદ આનંદ આહી, (૨)
આદ અંત મધ્ય વોહી સાહેબહે. (૨) ગુરૂ બીના ગએ બીગોઇ. ભુલે હીન્દુ. ૬
રોજ સરૂપી સતગુરૂ મલીયા, લક્ષ કુટસ્થ બ્રંહ્મ લોઇ, (૨)
સબમેં વાપીક સબસે ન્યારા, (૨) દીલમેં દયાનંદ જોઇ. ભુલે હીન્દુ. ૭

પદ ૧૨.

હમકુ સતગુરૂ મલીયા પુરા, આતમ જ્ઞાન બતાયા ઉરા. ટેક.
આતમ જ્ઞાન બતાયો ઉરમે, ચેતન ઘન ભરપુરા, (૨)
આદી ઓંમકાર સબઘટ બોલે. (૨) બહાર ભીતર એક નુરા. હમકુ. ૧
પાંચ પચીસ ઓરતીન તેત્રીસા, ત્રીવીધી તાપ કીયા દુરા. (૨)
કામ કરોધકુ ગરદન મારી. (૨) સત શબ્દમે સુરા. હમકુ. ૨
સત શબ્દ સમશેર સુરતમાં, માર્યા મોહમન કુરા, (૨)
પરપંચ પાર પરીબ્રંહ્મ પાયા, (૨) ગગન મંડળ ઘમઘોરા. હમકુ. ૩
દસ ઇન્દ્રીકા દેહેરા છોડયા, મન બુદ્ધીકા કીયા ચુરા, (૨)
અહંકાર મુમતાકું મારી, (૨) ચિત ચૈતનમાં હજુરા. હમકુ. ૪
ભ્રાન્તીકા ઘઢ સબહી ભાગ્યા, હો ગયા તન ધન ધુરા, (૨)
દસુ દવાર પર ડંકા બજાયા, (૨) બાજે અનહદ તુરા. હમકુ. ૫
તુરીયાતીત ગુરૂ સ્વેપ્રકાસીક, આનંદ અનુભવ કુર્યા, (૨)
દયાનંદ તરવેણી ઘાટ બીચ, (૨) પાયા પ્રેમરસ પુરા. હમકુ. ૬

---

# પરમાનંદ સ્વામી કૃત ચેતામણી.

## સાખી.

નામ શબ્દકે કારણે, અજર પીઆ અવિનાસ.
નીગમ નેતીસું કહત હે. પુરણપદ વિક્ષાત. ૧

ગુરૂચરણ નીજ સેવતાં, ઉદયો બ્રંહ્મ પ્રકાસ,
આદ્યઅંત મધ્ય એ કહે, નીજ કમળ અવિકાસ. ૨

અર્જુન એક આનંદમાં. કીયા ગગનમાં આસ,
આહં સોહંકે પારહે, શબ્દાતીત પ્રકાસ. ૩

અદ્વેત આનંદ આત્મા, પરા પુરવકે પાર,
પરમાનંદ પાંમીયા. અચળ અનુપમ સાર. ૪

## રાગ ગઝલ.

૧

ચેતામણી ચાલતી કીજે, અપને આનંદમે રીજે.
આનંદ એકહે અખંડ, જ્યાંમે મીટ ગયા સબી ફંદ. ૨
નહિ કોઇ આએ નહિ જાએ, હજુરી આપ કહાએ. ૩
નહિ ત્યાં કર્મને કાએ, નહિ ત્યાં જન્મ નહિ મ્આએ. ૪
નહિ ત્યાં ભ્રાત ઓર ભગ્ની, નહિ ત્યાં કામ નહિ જગની. ૫
નહિ ત્યાં નવખંડ અવની, નહિ ત્યાં સાત દ્વીપ ભવની. ૬
નહિ ત્યાં ચારૂકી માયા, અખંડ એક અજાયા. ૭
તુરીયાતીત પદ પાયા, મીટ ગઈ અવિદ્યા છાયા. ૮
સાહેબ સતંતર પાયા, છુટી અંતરકી માયા. ૯
પરપંચ પાંચુ નહિ આયા, તીનુ જન્મ નહિ પાયા. ૧૦
અદલ આપહે યોગી, માયા મન નહિ રોગી. ૧૧
અજરા રામકા ભોગી, ચેતન સુખહે જોગી. ૧૨
નુરત સુરતકા મેળા, ભયા જબી બ્રંહ્મકા ભેળા. ૧૩
નીરંજન આદ્યકી સેવા, પીવેગા અમરપદ મેવા. ૧૪

त्रीकुटी बेठ कर देवा, आहंसोहं कर लेवा. १५
सुरत अधर धन देवा, मोह मन मनछा अहेवा. १६
पकडे पांचुका करतार, माया आदही आहंकार. १७
नीरगुण ब्रंम्ह नीराधार, सेहेज शुनका बीस्तार. १८
नहि त्यां त्रीविधी तन ताप, नहि त्यां थापने उथाप. १९
अनघड देव आपोआप, सबीतन देवुंका हे देव. २०
आतम नीज कमळमें सेव. हरदम नाममे हुशीआर. २१
साहेब सकलमे बीस्तार, बीधबीध बन्या सबी तन घाट. २२
काम करेरुकेरी वाट, देख्या त्रिचीत्रको नाट. २३
मीथ्या करे सबी तन काज, जोगी भोगीने वेराग. २४
भगती काज ते अकाज, सब तो फीरे काळो काळ. २५
कोई तो भेखही धाया, कोइ तो जोगही पाया. २६
कोइ तो भाग कर खाया, कोइ तो बनमे जाया. २७
कोइ तो तप लगाया, कोइ तो सरोवर अटीया. २८
कोई पुन पापमे पड्या, कोई तीरथही जावे. २९
काशी गंग जमना नहावे, कोइ तो भटक मरजावे. ३०
कोइ तो तन छाप दीलावे, काशी करवत मुकावे. ३१
कोइ तो भैरवजव खावे, कोइ तो हीमाळे जावे. ३२
पीछा फेर फेर आवे, भवो भव ते दुःख पावे. ३३
काटी जन्मकी फांसी, गुरु बीना मीटे नहि हांसी. ३४
आव गमनकी फेरी, उद अस्तमां घेरी. ३५
सुरती अनंतका बंधन. देखो नाम रूप गंजन. ३६
देखो अरीने परी, देखो प्राण तन धरी. ३७
देखो जीवने शीवा, देखो गुरुने चेला. ३८
असा जगतका खेला, अनघड आप अकेला. ३९
चौद तबककी रचना, चारू भेद नहि बसना. ४०
आदम पीरकु धावुं, गुनातीत गुन ते गावुं. ४१
ब्रह्मा विश्नुं नहि जावुं, शंकर देवी नहि नहावुं. ४२
समादी शेजका मेळा, होवेगा हजुरमे भेळा. ४३
छुटेगा जन्मका फंदा, हरदम देख तुं अंधा. ४४

ઘટકે પારહે બંદા, એકાબીંબ એકાસ્રર. ૪૫
અહોનીશ નિત્ય વરસે નુર, રેરંકાર હે હજુર. ૪૬
અગમ અગોચર મેળા, સુરત શીખર ગઢ ભેળા. ૪૭
પરમાનંદ સો પરમાણે, ખોજે સંતજન નીરબાંન. ૪૮

૨

નીરબાન નાંમકી પુજા, અગમ અગોચર સુજયા. ૧
આદી અંતકા મેળા, પૂરણ શીખરગઢ ભેળા. ૨
પરા પુર્વકે બાસી, અજુન અલક અવિનાસી. ૩
પાયા અગમકા નીસાન, કહું અબ દેહકા મંડાણ. ૪
પાંચુકોપ પંડ પરમાણ, ચૌદ ઇંદ્રીકા અભીમાન. ૫
પાંચુ ભુતકી દેહા, તીનુ ગુણ તન છેહા. ૬
પુરૂપ પ્રકરતી એહા, મીથ્યા બની સબ દેહા. ૭
સદગુરૂ સાહેબકું બીચાર, કીસ બીધ હોવેગા નીસ્તાર. ૮
મુરખકુ ગમ નહિ વાકી, અંધા દેખતા બાજી. ૯
પંડીત કાજી તે ભુલે, જુઠે ભણી ભણી ડુલે. ૧૦
ઘરોઘર ઘાલતે ગોટે, મોહસે બણરહે મોટે. ૧૧
બનીહે ચારૂ ખાંણ માયા, વામે જીવ લપટાયા. ૧૨
મુરસદ પીર નહિ પાયા, ભુલી ફીરતહે કાયા. ૧૩
ભુલે રંકને ભુપા, ભુલે નાંમ ગુણ રૂપા. ૧૪
ભુલે ઠગને ઠકરા, ભુલે તીરથ ઘાટ વગડા. ૧૫
પાંચુ ભુતકા પોકાર, બીરલા સંત લ્યો બીચાર. ૧૬
ભીજ ભીજ બન્યા સર્વે ઘાટ, આવાગમન કેરી વાટ. ૧૭
હસ્તી ખડો અવઘટ ઘાટ, તત ત્વં અસીપદમે વાસ. ૧૮
અક્ષર એક તનમે સાર, જાગ્રત સુપનકો પ્રકાસ. ૧૯
શુષુપ્તી આનંદમે નીવાસ, પાયો અનુભવ વીલાસ. ૨૦
બનીયો સબી તન વૈરાટ, ભુલે ભવંનકી કયા બાત. ૨૧
જો નર ચડેહે અસવાર, ઉનકી બહોતહે ખુવાર. ૨૨
જો નર હસ્તીપર ચડીયા, દેખત અંધતે મરીઆ. ૨૩
જા ઘર બહોત બીસ્તારા, વોતો કાળકા ચારા. ૨૪
મંદીર મનકા મોટા, તામે ફંદહે ખોટા. ૨૫

હવેલી બણ રહી ખડીયાં, તામે કર્મકી ગડીયાં. ૨૬
માયા ધન તન અડીયાં, પાપ પુન્યમે પડીયા. ૨૭
રાગ દ્વેશકી આંટી, ભુલે ફીરત સબ ઘાંટી. ૨૮
પાયા નહિ અણછેદા, ભેદયા નહિ અણભેદા. ૨૯
ચારૂ બેદકા બેદા, અંતર ખોજ તું ભેદા. ૩૦
ચૈતન બ્રંહ્મકુ પાઇ. અક્ષરાતીતકુ ગાઈ. ૩૧
સમરથ દેખ તું બંદા, નહિ ત્યાં ખેલ નહિ ફંદા. ૩૨
નટુવા ખેલે શીર મુંદા, અણી અગર પર બાસા. ૩૩
કોટી સુરજ પરકાસ્યા, સરોવર નુરમે ભેળા. ૩૪
હંસાઉન દેશ બાસી, મોતી મુગ્તાફળ પ્યાસી. ૩૫
કામ કરોધ નહિ કાશી, તનમન છોડકે દરસી. ૩૬
કુટસ્ત બ્રંહ્મ પરસી, ઉનમુની અગોચરમે વાસી. ૩૭
અંતર નીરંતર ધરસી, ચિત્તસે રચ્યો અકાસુર. ૩૮
પંડ બ્રહ્મંડસે ભરપુર, સકળાતીતકો બીચાર. ૩૯
અકળ અરૂપહે અજાત, દેખો તરવેણીકે ઘાટ. ૪૦
સુખમણ શેજ કેરી વાટ, અજંપા નીરંતર નીરખો. ૪૧
સ્વતંતર સાહેબ હે સરખો. પાંચુ કરત નહિ દેહા. ૪૨
ત્રીગુણ રૂપ નહિ વેહા, જપતપ તાપસે ખોટે. ૪૩
હોતે જ્ઞાનસેં મોટે, સ્થુળ એક આત્મ જાણ. ૪૪
નીરગુણ બ્રંહ્મહે નીસાંન, સમર્જ સંતજન સુરા. ૪૫
વાચા અવિચળ પુરા, અદ્વૈત એકહે ઉરા. ૪૬
દ્વીતીયો ભાવ દુર કીજે, સાહેબ સંતકુ કીજે. ૪૭
ઉનમુની ભાવસે રીજે, બોલે તો બોલ નહિ બોલા. ૪૮
સુણે તો કાન નહિ સુણ્યા, દેખે તે ફંદ નહિ દેખ્યા. ૪૯
સુંગતો ઉર નહિ સુંગ્યા, ફીરે તો તાપ નહિ ફીર્યા. ૫૦
ગ્રહેતો કામ નહિ ગ્રહ્યા, દેવે તો જ્ઞાનહી દેવે. ૫૧
રહેવે તો આનંદમે રહેવે, નુરીજન નાંમકા પ્યારા. ૫૨
માયા મન નહિ જારા, અગમ અગોચર બારી. ૫૩
પકડી પ્રેમ કટારી, સદાનંદ બ્રંહ્મચારી. ૫૪
નવલીંગ વાસ્ના જાળી, તત્વાતીતસે યારી. ૫૫

ચેતન બ્રહ્મ કચારી, એસો સંત જન મંહુત. ૫૬
ફીરે નહિ જન્મકેરો ફંદ, જન્મો જન્મમેં ફીરતા. ૫૭
દેખત અંધ તે મરતા, કોઈ તો પુરવકું જાવે. ૫૮
કોઈ તો પચ્છીમકું ધાવે, કોઇ દક્ષિણકું ભમતા. ૫૯
કોઇ તો ઉત્તરકું ગમંતા, ચારૂ ખંડહી ભટકે. ૬૦
જન્મકી ફાંસીમે અટકે, કોઇ ગંગોદ જળ ભરતા. ૬૧
જાઇ રામનાથ રેડતા, કોઇ તો સ્વર્ગમે ફીરતા. ૬૨
કોઇ તો નર્ક જાઇ પડતા, કોઈ વૈકુંઠકું ધાતા. ૬૩
કોઇ કૈલાસકું પાવે, કોઇ અજપદ જાવે. ૬૪
કોઇ પુન્ય લોકમેં જાતા, કોઈ સત લોકકી બાતા. ૬૫
જુઠે પદ નહિ સાચા, અગમ ખેલ નહિ ધાતા. ૬૬
સોહં પાયા નહિ દાતા, અરધ ઉરધકી બાંની. ૬૭
સાહેબ સત્ય નીસાંની, પદમાનંદકી બાંની. ૬૮
અવિચળ આપ હેલાંણી, પૂરણ બ્રહ્મ પીછાંણી. ૬૯

૩

સદગુરૂ મરમહે મોટા, જાણે સુરીજન શ્રોતા. ૧
અમર ગુઝ ગમ ગોત્યા, સીંધુ સેજમેં જોતા. ૨
સદગુરૂ શબ્દકી કુંચી, દ્વાદશ પાર હે ઉંચી. ૩
અનહદ અગમ ઘર ગાજે, પ્રેમીજન દેવ ત્યાં સાજે. ૪
માહુજન મહંતકા મેળા, પુરણ બ્રહ્મમે ભેળા. ૫
કહુ અબ ઉતપતકી બાત, બન્યા પંડને વૈરાટ. ૬
શેહેજ ઇચ્છા શક્તિ આદ્ય, પુરૂષ પ્રકરતીકી બાધ. ૭
વિશ્વ બન્યો દેહાઘાટ, તીનું દેવ દેખો ઠાઠ. ૮
બંધ્યો વ્યોમ વિચિત્ર ભાત્ય, શક્તિ ચેતનાકી જાત ૯
રજો ગુણ બ્રહ્મા ખેલે રાત, તમોગુણ ધરે મન અહંકાર. ૧૦
સતો ગુણ સબી તનકું પાળે, માયા શક્તિ પદજાળે. ૧૧
માત્રા પંચકી બાજી, વામે ભુલ રહ્યા પાજી. ૧૨
ચારૂ વેદકા મંડાણ, ખોજો પંડકા પદમાણ. ૧૩
હીરા રત્ન હે નીરવાણ, લહેરી લોઢ અપારા. ૧૪
દેખ્યા નામ બીસતારા, માયા કર્મકી રચના. ૧૫
અવિદ્યા મુળસે ફીરના, મનબુદ્ધી કેરે ઘાટ. ૧૬

ચીતમે અભીમાનકો નાટ, મીથ્યા ફરે સભી તન ઘાટ. ૧૭
ન જાણી મુળ ઘરકી બાત, આપું રહ્યું ત્યાં સંતાપ. ૧૮
મોહ મન નીંદમે પડીયા, પીછા કબુ ન વળીયા. ૧૯
સદગુરૂ સંત નહિ મળીયા, આદુ બ્રહ્મ નહિ ભળીયા. ૨૦
માયા મનકી માની, દેખી સકળ જગ દાણી. ૨૧
ઘટ ગાગર ઘેરાંણી, ખોજે સંત પુરાણી. ૨૨
મહીમા નામકી મોટી, પકડી તનકી ખુંટી. ૨૩
અજીત અદલહે બાદશાહી, ચોદેશ ફીરતી દુહાઇ. ૨૪
તીનુ લોકપર જગાઇ, જાગે જુગસે ન્યારે. ૨૫
અમતું ખોજદલ પ્યારે, નગારા નાંમકા ગાજે. ૨૬
અનહદ નોબતો બાજે, સરણાઇયાં સુરતકી સામી. ૨૭
સુખમણ શહેજ ઘર પામી, સમરતી ફોજકી આણી. ૨૮
લશ્કર તેર તુંબા જાણુ, ડંકા અનુભવ પરમાણુ. ૨૯
નેજા અલક્ષ નીરબાંન, નહિ ત્યાં દેહકો અભીમાન. ૩૦
બાજ્યા તબલકા બાજે, ફકીરી કલ્પના ભાગે. ૩૧
ચડી હે ફોજ અસવારી, દેખો સંત કચેરી. ૩૨
સઇયદ બાદોત હે સાથી, સંગ લાખ હે હાથી. ૩૩
બેરખ બોતહે બાજી, તોપો પાંચહે કાચી. ૩૪
ગોળે સાચપર રાચી, નગર મોહકા ઘેર્યા. ૩૫
ઘોડે આયકે ડેર્યા, કીલ્લા જબર જસ્ત પકડયા. ૩૬
હમારી જીત હે ભારી, ચડી અબજ્ઞાન અસવારી. ૩૭
બાજા છતીસું બાજે, મોહ મન મારકે ગાજે. ૩૮
દસુ દ્વાર કીજે બંધ, પકડયા રાજકા ગઢપંથ. ૩૯
પડે જબ પચીસાંકું માર, લુટયા લુંટકી જંજાળ. ૪૦
છુટી કર્મકી ફાંસી, તીમર નાસ થયો વાંથી. ૪૧
જુઠે ગઢતો ભાગ્યા, અનુભવ આત્મા જાગ્યા. ૪૨
જીવન મુકતકી બાતાં, સુરીજન શીખર ગઢ આતા. ૪૩
પૂરણ પ્રેમપદ પાતા, જાતી ભાતી નહિ ધ્યાતા. ૪૪
રસુલી અદલહે બાદશાહી, માર્યા મોહકા રાજા. ૪૫
કરો અબકામ સુબકાજા, ડંકા ચોદેશ બાજ્યા. ૪૬

કુંડી નામકી ફેરી, દુવાહી અદલકી ડેરી. ૪૭
અમનહિ આવણા જાના, ચુલ્યા આપકા નાંણા. ૪૮
અનભય ખુલ ગયા શાણા, અગોચર દેવ પરમાણા. ૪૯
આવન બહાર જઇ રહેના, સનમુખ સાચકા કહેના. ૫૦
કહેવે સંતજન સુરા, અંતર કામ નહિ ઉરા. ૫૧
પૂરણા નંદઘન પુરા, વાણીપાર તે ગાવું. ૫૨
શબ્દાતીત પદ પાવું, જન્મ મરણ નહિ આવું. ૫૩
ગુરૂગમ અગમતે ગાવું, આદ્ય અંતકા જોગી. ૫૪
મુળ મરમકા ભોગી, નહિ ત્યાં પૃથ્વી તન કુછ ઘાટ. ૫૫
જળકી માયા નહિ ત્યાં નાટ, નહિ ત્યાં તેજકી છાયા. ૫૬
નહિ ત્યાં વાયુકી માયા. નહિ ત્યાં વ્યોમ આકાસાં. ૫૭
પૂરણ બ્રહ્મ પ્રકાસ્યા, દેખ્યા જુઠા વીસ્તારા. ૫૮
જુઠે નવલખ તારા, જુઠે સેસ હથીઆરા. ૫૯
જુઠે નરને નારી, કીધો ખેલ ખુવારી. ૬૦
જુઠે પ્રાણસંગ દીવા, જુઠે જીવને શીવા. ૬૧
જુઠે નવુકા મંડાણ, જુઠે ધરણને ગગન. ૬૨
જુઠે પંડ ઔર બ્રહ્મંડ, જુઠા ફુંદ લગાયા. ૬૩
સામો સામ ભટકાયા. નગરી અંધકી જાણી. ૬૪
ઘટોઘટ ઘટ ઘેરાણી, અનંત કાળ તન ફીરી. ૬૫
પાયા ન અજરકી શેરી. જાકું સદગુરૂ મળીયા. ૬૬
ભવજળ ફુંદ તે ટળીયા, છુટ ગઇ કર્મકી કીરીયા. ૬૭
સાહેબ સકળ ઘટ ભરીયા, સોહં પારતે ખેલા. ૬૮
નીરભે નાંમસે ભેળા, તુરીયાતીત અકેલા. ૬૯
આહીતો પ્રેમપદ કીજે, જુગતે અમીરસ પીજે. ૭૦
દેખો આપકા દેદાર, ખલકે નુર ત્યાં અપાર. ૭૧
રેરંકારસો બીચાર, નીજ કમળમે નીવાસ. ૭૨
છોડયો સકળહી ઉતપાત, નીકટ બ્રહ્મ એરાધાર. ૭૩
રૂપે અરૂપ નીરતાર, અગમ અગોચર અગાધ. ૭૪
પૂરણ પદહી પાયો, પરમાનંદ ગુણ ગાયો. ૭૫
ભવસાગર તરજાયો, સરવાતીત સમાયો. ૭૬

૪

અદલ અવિગત આયા, ફકીરી અગોચર પાયા. ૧
કચેરી દરગામે જાયા, હજુરી આપ કહાયા. ૨
શુણી લ્યો અગમકી બાંણી, સાહેબ આપ સેલાંણી. ૩
જાવે સુરાકે પાસ, અલક આપ અવિનાસ. ૪
અમરપદ સોહી બીલાસ, જોગી કુનકું કીજે. ૫
જીવન મુક્તમાં રીજે, જંગમ કુનહે ભાઇ. ૬
શેનમાં જોચી જગાઇ, મૂળ મર્મ નહિ પાઈ. ૭
કીસબીધ ગોદ સમાઇ, કાજી કરમકે જુડે. ૮
કીતાબાં બાંચકર ભુલે, પેગંબર જુઠહે બાજી. ૯
દેખત ભુલતા કાજી, હજુરી આપસે છડા. ૧૦
બરસે નુર સવેરા, જબતો આયાહે ઇમાન. ૧૧
અબતો પાવેગો નીરબાંન, સચ્ચા પીર સો સામાન્ય. ૧૨
આદુ અગમકા નીસાંન, ઘટકે પારકે કુરબાન. ૧૩
અલ્લા અવિગત પરમાણ, અધર તખતકે દીવાન. ૧૪
સોહી નામપર ખુરબાંન, પાયા આપકા અનુમાન. ૧૫
અગુવા અનુભવ સુજાણ, મીલેહે ગુરૂકા પરમાણ. ૧૬
ગેબી શુનમાં નીશાન, સાધન અગમ કેરી ભોમ. ૧૭
મુળ કમળકા કર તોલ, અંતર પડદાકું ખોલ. ૧૮
મનકા મીટે ગુંગટ ડોલ, દ્વાદશ પાર હે અબોલ. ૧૯
છસો અજંપાકું બોલ, એસો મુળ કમળ બિચાર. ૨૦
તામે કહ્યો સબ નીસ્તાર, (૧) દુજે સંખી કમળ કીજે. ૨૧
હસ્તી સમાદી કીજે, જાપખટ સહસ્ર કીજે. ૨૨
અગોચર નાવમે રીજે, (૨) તીજો અંબુ સાગર જાણ. ૨૩
સોતો આવંતર પરમાણ, પરા પારતે સુજાણ. ૨૪
છ હજાર જાપસે આણ. કહ્યો પરાકો અનુમાન. (૩) ૨૫
અંતર કમળકા ખેલા, વામે નુર અકેલા. ૨૬
દેખો અગમકા જુલા, છ હજાર છ સોલા. ૨૭
અંતર નીરંતર દેખ્યા, નીરાલંબ નેણમેં પેખ્યા. (૪) ૨૮
મારૂઢ કમળ તે દેખો, ચોવીસ પાંખડી પેખો. ૨૯

સતરમા છત્રપતીકી છાંય, એક હજાર માળા આંય. ૩૦
હદ બેહદ પરહે સાંઇ, ત્વંપદ તદ્દપદમે જાઇ. ૩૧
અસીપદ અનુભવમે નહાય, (૫) નેન કમળમે જ્યોતી. ૩૨
સુખમણા રહતે ઉદ્યોગી, નૈત્ર કમળકો બીચાર. ૩૩
અજંપો એકહે હજાર, અકાર ઉકાર કેરો કાજ. ૩૪
શુસુપ્તી મકારમે નીવાસ, (૬) તુરીયા નીજ કમળ બીચાર. ૩૫
જીનકી પાંખડી અપાર, માહાપદ જાણે વીરલા સાધ. ૩૬
ચંદન બાવનો નીસ્તાર, અગોચર અજંપો હજાર. ૩૭
અજરાનુર ત્યાં બરસે, ભજનમે બીજલીયાં ભલકે. ૩૮
સુરતા અવિચળ જલકે, કહા ખટપંડકા કોઠા. ૩૯
સાતું તુરીઘન મોટા, (૭) કળા અકળકી પાવે. ૪૦
વિદ્યા ધનુર મુખ આવે, ઉસંતા અગમકી આઇ. ૪૧
ભેદયા તીનભોવન ભાઇ, આનંદ કોષપર આઇ. ૪૨
સુરત નુરતસે ઘેરી, કચેરી અદલકી ઠેરી. ૪૩
ગજલતો ગગનકા કીયા, ફકીરી નામકી લીયા. ૪૪
સરીઆ સુરતકા કીયા, સદગુરૂ મરમ તે દીયા. ૪૫
પીયાલા પ્રેમકા પીયા, ધ્રુપદ શ્યામસે લાગી. ૪૬
અનુભવ આનંદમે જાગે, કોટી ભ્રમના ભાગી. ૪૭
વાધણ ગગનમે ગાજી, નહિ ત્યાં જગતકી બાજી. ૪૮
નહિ ત્યાં કામ ને કાજ, નૈ ત્યાં મોહમન પ્રજી. ૪૯
નહિ ત્યાં જોગીને જાગા, નહીતાં દ્વંદ કર કાજા. ૫૦
નહી ત્યાં કાળ નહિ ત્યાં કરમ, જાતી ભાતી નહિ બ્રહ્મા. ૫૧
દેહી દેહ નહિ દેહા, જન્મ મરણ નહિ વેહા. ૫૨
ત્યાંની ધરમ નહિ ધાતા, કેવળ ન કેવળ દાતા. ૫૩
વસ્તુ રૂપ અવિનાસી, પરમાનંદ પ્રકાસ્યા. ૫૪

---

## સાખી.

પરમાનંદ આનંદમે, બ્રહ્મ ભયો પ્રકાસ,
અકલ નીરંતર આત્મા, સ્વતંતર અવિનાસ. ૧

અવિનાસી આરંભમે, પહોંચે સંત મહંત,
જીવન મુક્તકે કારણે, પાયાપદ અનંત. ૨
અનંત સરૂપી દેખતે, માહાપદ સુરત સુજાણ,
અગમ અગોચર આપહે, મુરતવંત ભગવાન. ૩
સત્તચીદ આનંદ બ્રહ્મહે, પરમાનંદ પરમાણ,
સપ્ત ભુમીકા જ્ઞાનહે, નીસ્ચળ પદ નીરબાંણ. ૪

इति श्री परमानंद स्वांमीनी चेतामणी समाप्तः

---

## રેકતા કુંડલીઆ.

પુરણ બ્રહ્મ કીરપા થઈ, પાયો બ્રહ્મ જ્ઞાન,
આહં સોહંથી પારહે, અચળ અનુપમ ધાર;
અચળ અનુપમ ધામ, સદગુરૂ ચરણે જાવું,
પરમાનંદ વીસરામ, આપો આપ લખાવું. ૧
સરસ્વતી માત નીજ સમરૂં, પુરણ પદ નીરધાર,
જન્મ મરણ છોડાય કે, પ્રેમ કીયા પ્રકાસ;
પ્રેમ કીયા પ્રકાસ, નીકટ બ્રહ્મ કહાની,
પરમાનંદ અવિનાસ, જાણે સો સંત પુરાંની. ૨
સંત પુરાંની કીજીએ, ઘટ ગંગાકી તીર,
નીકટ ગંગા બહે રહી, તરવેણી કે તીર;
તરવેણી કે તીર, પુરણ નંદ કહાઈ,
કહેસો પરમાનંદ, સ્વતંતર દેખો સોઈ. ૩
ગુણ બંધન કે કારણે, પુનરપી અવતાર,
કોટી જુગ જ્યાં રડવડયો, જાણ્યા નહિ ગુરૂરાય;
જાણ્યા નહિ ગુરૂરાય, અગમતો કોઇક જાવે,
પરમાનંદ નીરબાંન, શબ્દમે કોન સમાવે. ૪
હંસા હેતે ચાલના, માન સરોવર તીર,
હંસા મોતી ચુગ લ્યો, ગુરૂગમ આદમ પીર;
ગુરૂગમ આદમપીર, જાણે નહિ સકળ સંસારા,
પરમાનંદ નીસ્તાર, રહેતે શબ્દથી ન્યારા. ૫

આદ્ય અંતકુ દેખકે, મધ્ય કીયો નીસ્તાર,
જ્યાકી બાની જ્યાં સમાઇ, વસ્તુ હે અવિનાસ;
વસ્તુ હે અવિનાસ, ગ્રહેગા સંત કોઇ સૂરા,
કહેસો પરમાનંદ, અકળ ગત્ય આનંદ ઉરા. ૬
નામ રૂપકે કારણે, ભટકે સબી સંસાર,
અદલ અવિગત્ય આપહે, ચીને નહિ સાક્ષાત;
ચીને નહિ સાક્ષાત, શીખર ગઢ સંત કહાવે,
કહેસો પરમાનંદ, પરમપદ વીરલા પાવે. ૭
પંડીત પ્રભુકું કયા પુજતે, જ્ઞાન નહિ નીસ્તાર.
નીજ આત્મ જાણ્યા વિના, ફરે ખાંણી તે ચાર;
ફરે ખાંણી તે ચાર, જીવન ગત્ય કોઉ ન પાયા,
કહેસો પરમાનંદ, ભેદ આરમ પારા. ૮
આરામ પારકે બીચમે, મીલ્યા ઝવેરી સંત.
નામ અનામી આત્મા, તે અકળ ગત્ય આનંદ;
અકળ ગત્ય આનંદ કોઇ સુરીજન કહાવે,
કહેસો પરમાનંદ, અકળ તો સંત કહાવે. ૯
અલક લખાઇ જેને આત્મા, જો પાએ નીરધાર.
જોગી મુની જાણે નહિ, ગુરૂ કીરપાથી સાધ્ય;
ગુરૂ કીરપાથી સાધ્ય, જોગી હુવે બહુ ભટકે,
પરમાનંદ અવિનાસ, શુનમે દીએ હે ઝંડે. ૧૦
શુન કેરે શાહેરમે, ભયો બ્રહ્મકો ભાસ,
મન બુદ્ધી પહોંચે નહિ, નામ કટારી પાસ;
નામ કટારી પાસ, આનંદી ઉનકુ જાણો,
પરમાનંદ પરમાણ, પરમપદ સોહી પીછાણો. ૧૧
પરમ પદકી બાતમે, પહોચે વીરલા સંત,
રૂપ અરૂપી દેખતે, નીસકાંમી નીસકલંક;
નીસકામી નીસકલંક, અગમતો સંત લીખાઇ,
કહેસો પરમાનંદ, ભલાકીઓહી ભલાઇ. ૧૨
ભલી ભલીકું દેખલે, ધન્ય આવે જબ હાથ,
જબલગ તેરા દાવહે, તબલગ હે નીસ્તાર;

તખ્તગઢ્હે નીસ્તાર, પરમપદ કોઇક પાવે,
કહેસો પરમાનંદ, અજ્જુનમે આપ રહાવે. ૧૩
અજ્જુન અજ્જુન સબ કહતાહે, અજ્જુન જાણ્યા ન જાય.
જો જાણે ઉનકું ધન્યહે, ગુરૂગમ અગમ ગાય;
ગુરૂગમ અગમ ગાય. શીખરગઢ ઓહી બીરાજે.
કહેસો પરમાનંદ, સકલકે ઉપર ગાજે. ૧૪
સકળ બાજી દેખલે, જ્યું કહેતે નીરધાર,
જગત તો જાણે નહિ. અમરપદ વીલાસ;
અમરપદ વીલાસ. આનંદમે દીપ કહાવે.
કહેસો પરમાનંદ. સ્વતંતર સોહી રહાવે. ૧૫
શેહેજ અજંપા જાપકે. ભમર ગુફામે બાસ.
ત્વંપદ તતપદ ત્યાગકે, અસીપદમે વીલાસ;
અસીપદમે વીલાસ. અમર જગાદી જોગી,
કહેસો પરમાનંદ, ભેદુ બ્રહ્મકા ભોગી. ૧૬
ભેદુહે પરી બ્રહ્મકા, જીવ શીવ ત્યાં નહિ,
આસુરી આવે નહિ. દેવી રહે ઘટમાંહી;
દેવી રહે ઘટમાંહી. ચારૂસે અચળ રહાવે.
કહેસો પરમાનંદ, અવિનાસી ઓહી કહાવે. ૧૭
અવિનાસી કે મેલમે, નાસીક માયા નાંહી.
આદ્ય અંત મધ્ય એકહે, સુખ સાગરકે માંહી;
સુખ સાગરકે માંહી. વસ્તુ ઓહી બીચારો.
આવન જાવન નાંહી. પરમાનંદ નીસ્તારો. ૧૮
આવન જાવન જગતમાં, વસ્તુ હે નીરધાર.
જાગ્રતમે ઉજાગર રહે, સુપન બીબેક બીચાર;
સુપન બીબેક બીચાર શુશુપ્તી આનંદકારી.
કહેસો પરમાનંદ, તુરીયાલીન બીચારી. ૧૯
તુરીઆ કેરી ભોમસે, ઉનમુની વૈરાગ,
આકારમે જગતાહે, અણલીંગી આકાસ;
અણલીંગી આકાસ, પરમપદ જાણે ઉસ,
પરમાનંદ પ્રકાસ, શીખરગઢ શુનમે સૂરા. ૨૦

પ્રેમ શુનકે અગરમે, પંખીહે નીજ સાર,
પીંજર લગાયા પાંચકા, ખટ બંધનકે કાજ;
ખટ બંધનકે કાજ, અહંકરતા આપ સમાઈ.
કહેસો પરમાનંદ, અવિગત્ય વીરલા પાઇ. ૨૧
વાંણી ખાંણી જ્યાં નહિ, પરીબ્રહ્મકે પાર.
અચળ અવિગત્ય આપહે, જન્મ મરણ નીસ્તાર;
જન્મ મરણ નીસ્તાર, અગમ ગત્ય આદુ જાણી.
કહેસો પરમાનંદ, પીછાણે સંત પુરાણી. ૨૨
ચેતન જોગી ચાદ્દેશકા, અનુભવે વિચાર,
આદી અક્ષર એકહે, કીટ ભમરકો સાથ;
કીટ ભમરકો સાથ, માયા નહિ મસ્ત દીવાના.
પરમાનંદ પ્રકાસ, સ્વતંતર હલમસ્તાના. ૨૩
જીવન મુક્તકે કારણે, માહાપદકો નીસ્તાર.
અગમ અગોચર આદ્યહે, વાપદકો બીચાર;
વાપદકો બીચાર, અગમ ગત્ય એહી કહાઈ,
કહેસો પરમાનંદ, સકળમે વ્યાપીક સોહી. ૨૪
સ્વર્ગ મૃત્યુ પાતાળમે, દુજા નહિ ત્યાં એક,
સપ્ત દ્વીપ નવખંડમે. અનુભવે વિશેષ;
અનુભવે વિસેષ, અદલ ગત્ય આપ કચેરી,
કહેસો પરમાનંદ, નીરંતર બ્રહ્મ વિચારી. ૨૫
બ્રહ્મા વિસ્નું જ્યાં નહિ, જીવ કુનકી જાત,
તેરા બળસે બ્રહ્માંડ ગાજે, નામ રૂપ બીસ્તાર;
નામ રૂપ વિસ્તાર. સ્વતંતર કોઇ ન પાયા,
કહેસો પરમાનંદ, અજીન અલક લખાયા. ૨૬
અલક અજીન તો આપહે, સૂરમુની પહોચે નાઇ,
પંડીત મુલ્લાંકું ગમ નહિ, જોગી જેન ફીર ખાએ;
જોગી જૈન ફીર ખાએ, પરમપદ પાવે સૂરા.
પરમાનંદ પ્રકાસ, હમારા દેશહે દૂરા. ૨૭
વૈખરી કેરી જાળમે, બહોત વવાએ જીવ,
ઇશ્વર પદતો અનંત ભએ, નહિ જાણ્યા નીજ શીવ;

નહિ જાણ્યા નીજ શીવ, અગમ ગત્ય ઓહી પાએ.
કહે સો પરમાનંદ, અખંડી ધુન સમાએ. ૨૮
અખંડતો અવિનાસહે, પરપંચ ભયો નીસ્તાર.
પરમ તત્વકુ ચીન્યા નહિ, કેસે હોવે નીકાલ;
કેસે હોવે નીકાળ. સૂરાકી એસી બાંની,
કહે સો પરમાનંદ, પીછાને સંત પુરાંની. ૨૯
સંત પુરાંની કીજીએ, પરી બ્રહ્મકે પાર,
અવિગત્ય આત્મ એકતા. જગત ભયો નીસ્તાર;
જગત ભયો નીસ્તાર. અધર તખ્તકે બાસી,
કહેસો પરમાનંદ. પૂરણ બ્રહ્મ અવિનાસી. ૩૦
જીત અજીતકે કારણું. શબ્દાતીત સરૂપ,
આપ અરૂપી આત્મા. ભાસ્યો સકળકો ભુપ;
ભાસ્યો સકળકો ભુપ, નીરંતર આપ સરૂપા.
કહેસો પરમાનંદ, સોહી અકળ અરૂપા. ૩૧
અકળતો અજીતહે, જીતેગા નીજદાસ,
અગમ અગોચર આદ્યહે, વીરલા પાવે ભેદ;
વીરલા પાવે ભેદ, અકળ ગત્ય સબસે ન્યારી.
કહે સો પરમાનંદ, આનંદી સંત કચારી. ૩૨
આનંદીકે દેશમે, પહોંચે સંત મહંત,
જગત ભગતકુ બેર હે, આવે ન તાકો અંત;
આવે ન તાકો અંત. જગતતો ભ્રાંતી કહાવે.
કહે સો પરમાનંદ, અણુલીંગી કોકજ પાવે. ૩૩
અણુલીંગીતો આદ્યહે, લીંગી રહે સબ અહિયાંય.
લીંગીસે બીસ્તાર ભયા, અણુલીંગીકુ પહોચે નાય;
અણુલીંગીકુ પહોચે નાય, અક્ષરાત્મ ઓહી ચીનો,
કહે સો પરમાનંદ. અખંડ ઓહી પીછાનો. ૩૪
અખંડકે આનંદમે, ખંડીત માયા ખોય,
ખરાખરીકી બાતહે, પંડીત પાવે તોય;
પંડીત પાવે તોય, અજર ગત્ય પાવે ઉરા,
પરમાનંદ પ્રકાશ, બાજે અનહદ તુરા. ૩૫

હુદ બેહુદકા કરો નીબેડા, છોડ કલ્પના જાંહી.
અધર સીંગાસન બેઠકે, નીરખો નાંમ ગુસાંઈ;
નીરખો નાંમ ગુસાંઇ, પરાત્પર આપ બીરાજે,
કહે સો પરમાનંદ. સકળકે માથે છાજે. ૩૬

પ્રકાસીકકે મહેલમે. દેખેગા જુગદાસ,
કામ ક્રોધ તો વાં નહિ, જન્મ મરણ નહિ આશ;
જન્મ મરણ નહિ આશ, કૃત્ય સબી મીથ્યા થાય,
કહે સો પરમાનંદ. સરૂપે આપ સમાએ. ૩૭

આવન જાવન હે નહિ, આયા હે અબકુન.
આયા સોતો ફીરત હે. વિદ્યા અવિદ્યા જંત;
વિદ્યા અવિદ્યા જંત, જગતતો જુઠી દેખાઈ,
કહે સો પરમાનંદ, વિષયમે બહોત વવાઇ. ૩૮

વિષય જાળકે સંગમે. અહી બંધન અપાર.
પરપંચ માંહે પરવરી, જાણ્યા નહિ ગુરૂરાય;
જાણ્યા નહિ ગુરૂરાય, પરવાહમે સબી તણાયે.
કહે સો પરમાનંદ, શીખરગઢ વીરલા જાવે. ૩૯

શીખરગઢ વિલાસમે, ધ્રુમંડળ પર ધ્યાન,
નેજા પકડ્યા નામકા, મોહ માર્યા મેદાન;
મોહ માર્યા મેદાન, મરજીવા જીતે મનકુ,
પરમાનંદ અવિનાસ, પાયો આ અવસરકુ. ૪૦

નાટીકમાં સબ નાચ નાચે, મન બુદ્ધીકે સાથ.
ત્રષ્ણા રહી મન કલ્પના, અવતરવાની આશ;
અવતરવાની આશ, ભવમાં મન ભટકાયો.
સદગુરૂ મીલીઆ નાંહી, કર્મ કાંઠે અટકાયો;
કહે સો પરમાનંદ, જુગતમાં જીવ છટકાઓ. ૪૧

સાંઇ કેરી શેજમે, સુખમણા હે ભરપૂર.
ચંદા સુરતો પહોચે નહિ, ઓહં સોહંથી દૂર;
ઓહં સોહંથી દૂર, ઉરમી રહીત અખંડા,
પરમાનંદ જગ દીપ, શુનપર દીયાહે ઝંડા. ૪૨

દેખાદેખી સબ કુચ કહે, દેખ્યા બીન ન હોય.
દેખ્યા પંચભુતકુ. ત્રીગુણ બંધન સોય;
ત્રીગુણ બંધન સોય, પાયા નહિ આદ્ય પુરૂષકુ.
પરમાનંદ પ્રકાશ, છુટે ભવ બંધનકુ. ૪૩
વિચારેસો અનુભવી, ચેતન ચીદઘન આપ,
પાંચ પચીસકી આપદા, ભયો જગ્તકો નાશ;
ભયો જગ્તકો નાશ, કળા હરીજનકી જાણી.
કહે સો પરમાનંદ, હરિહરિ થઇ બીલછાણી. ૪૪
હરિ હરિજન એ કહે, જોયા પાએ દેદાર,
અનાદીતો અલકહે, ખલક નહિ બીસ્તાર;
ખલક નહિ બીસ્તાર, અકળતો આહી લખાઇ,
કહે સો પરમાનંદ, ગુરૂગમ અગમ પાઇ. ૪૫
અગમ ગતીકે દેશમે, ગુઢ જ્ઞાન નીસ્તાર.
મૂર્ખ બાજી ભુલ ગયો. અબ પાયા બીચાર;
અબ પાયા બીચાર, અર્થતો કેઇ બતાવે,
કહે સો પરમાનંદ, પરમ પદ કોઇજ પાવે. ૪૬
ભમર પલંગકા ભેદમે, અરીપરી નહિ આશ.
સ્થાવર જંગમ જ્યાં નહિ, નીજ કમળમે બાસ;
નીજ કમળમે બાસ, સાક્ષી સ્વયમ સરૂપા.
પરમાનંદ અવિનાશ, ભયા સકળકા ભુપા. ૪૭
ભુપતો એબુઅહે, ઓર ભયે જગતમે કુપ,
કુપ તો છુટે નહિ, છોડે સમરથ ચુપ;
છોડે સમરથ ચુપ, અકળ ગત્ય મીલ્યા જોગી,
કહે સો પરમાનંદ, બ્રહ્મ રસાયણ ભોગી. ૪૮
બ્રહ્મ રસાયણ વીરલા પીવે, પીવે તો દુઃખ જાય,
શબ્દ સ્નેહી આત્મા, દેખેતો સુખ થાય;
દેખેતો સુખ થાય. શેજે શુનમાં ગાજે,
કહે સો પરમાનંદ, આપો આપ બીરાજે. ૪૯
આપ અખંડીત આત્મા, ખંડીત બુદ્ધી ખોય,
ભવ ત્રીવીધી તાપમાં, પીછા કણુ ન જોય;

પીછા કછુ ન જોય, મૂર્ખ ભયા હે અંધા,
પરમાનંદ નીસ્તાર, જુગતમાં જાણે બંદા. ૫૦
બંદા બાજી દેખલે, સુપન ભયા સંસાર,
પંડીત પાપી જાણે નહિ, મૂરખવત આકાર,
મૂરખવત આકાર, ખીલાંની બહોત ખીલાએ,
કહે સો પરમાનંદ, અનુભવ કોકજ પાએ. ૫૧
અનુભવીકી બાતમે, જાણે વીરલા સંત,
કાજી કીતાબ જાણે નહિ, ન જાણે જોગી જંત;
ન જાણે જોગી જંત, અકળ ગત સબસે ન્યારી,
કહે સો પરમાનંદ, જુગમે વસ્તુ બીચારી. ૫૨
બઠ કછકું પકડ જાણે, જો જાણે નીરધાર,
ઉલટ ગંગા બહે રહી, જીણી દ્વાર મકર તાર;
જીણીદ્વાર મકાર તાર, ઉનમુની અલેક લખાવે,
પરમાનંદ નીસ્તાર, જુગમે ફેર નહિ આવે. ૫૩

इती श्री स्वामी परमानंद कृत रेकता समाप्तः

---

## પરમાનંદ કૃત ખટ સંપતી વિચાર.

સમ સાધન, દમ સાધન, ઉપહરતી, તીતીક્ષા, શ્રધા, સમાદાન, એ ખટ સંપતી કહેતેહે. એ ખટ સંપતીકો ભલી પ્રકાર પ્રાકત કહેતેહે, સો મુમુક્ષુ તું સાવધ હોકે સુણલે. તત્વકો ભેદહે, ગીતાકો જીવહે, નીજ સરોદાકી સાંનહે, વેદકો મર્મહે, સો તુજકું બતાઈ દેતાહું.

જો પહેલા સમસાધન કહ્યા સો સુણ લે. પદ્મ આસન લગાય કે, શુદ્ધ ઉગમણા બેઠકે આપણા આસનમાં અથવા સોરહેનેકા મુખકું બંધ કરકે, નૈત્રકુ બંધ કરકે, નાભી નાસીકા નેણ લગાકે, સમ સાધનસે દેહકી, મનકી, વાસના સમતી હે. અબ દમ સાધન કહેતેહે, બાહેર વર્તીકું જાને ન દેવે એકાસુર કરે હલાર, તો દમ સાધનસે ત્ર ીઆંકો વહેવાર સ્થીર હોતાહે, તાકાનામ દમસાધન, અબ ઉપહરતી સાધન કહેતેહે, જો પ્રાણકા દમ ચલતા હે સો દેખે, નાસીકાકા દમ ચલતા હે સો પણ દેખે, ઇંગલા ઉઠે પીંગલા બેઠે. અબ ચંદ્ર સુર સુખમણા ઘાટકુ દેખે, તાકું ઉપહરતી સાધન કહેતેહે, અબ તીતીક્ષા સાધન સુણલે, વાચકું અવાચ લહે, આતમ વાચક અડોલ રહે,

એસા એકાગ્રુર ભજન કરે પુરણ પુરૂષોતમકો. આત્માકો સુખ દુખ મેટતાહે. જો જાણુ તદ્‌લીનસો તીતીક્ષા સાધન સમજલે, અબ શ્રધા સાધન કહેતેહે નવસેં નવાણું પવના, બોહોતેર કોઠા, છતીસ રંગજાળકા, તીનસેં સાઠ નાડી, ઇતને સુખમણાસે ચલતાહે, અહોનીસ જબ સુરતી અગર ધ્યાનમેં અડગ રહેતી હે, એ શ્રધા સાધન, અબ સમાધાન સમજ લે. એક શ્વાસમે પંચશ્વાસ લેતેહે. તરવેણીકે ઘાટપર બેઠકે, ઓર ધ્રુતખ્તપર બેઠકે. માહા બીલમેં સમાતેહે. શેજ પુરૂષકો માહાશુનપાર વાસોહે, જેસા શુશુપ્તી સમતાહે, એસા માહાબીલમે સમતાહે, તાકું સમાધાન કહેતાહે, ગુરૂ કીરપાસે પરમાનંદ સ્વામીને ખટ સંપતી કહી. ગુરૂ મીલે તો એ સાધન હોતાહે, બીનસમજે જો સાધન કરે ગાંડા હોજાતાહે એ સાધનહી કીરપા સાધન હે, સો સદગુરૂ મીલે તો પરીપુરણ સાધન હોતાહે તામે સંદેહ નાંહી.

ઇતી ખટ સંપતી સમાપ્ત.

---

# કેવળપુરી ઉમરેઠવાળા કૃત.

## બ્રહ્મ વિચાર ત્રીપુટી.

વૈરાટ દેહ સાત્વીક ગુણી હે. હીરણ્ય ગર્ભ દેહ રજોગુણી હે. અવ્યાકૃત દેહ તમોગુણીહે. વૈરાટ દેહકી સ્થીતી અવસ્તા વિશ્વાનર અભીમાની. હીરણ્ય ગર્ભ દેહકી ઉત્પતી અવસ્તા સુત્રાત્મા અભીમાની. અવ્યાકૃત દેહની પરલે અવસ્તા રૂદ્ર અભીમાની. ઇતી ઇસ્વર ત્રીપુટી કહી અબ જીવકી ત્રીપુટી કહેતે હે. સ્થુળ દેહ સાત્વીક ગુણી હે, સુક્ષમ દેહ રજોગુણી હે, કારણ દેહ તમોગુણી હે. સ્થુળ દેહકી જાગ્રત અવસ્તા વિશ્વા અભીમાની. સુક્ષમ દેહકી સ્વપ્ન અવસ્તા તૈજસ અભીમાની, કારણ દેહકી શુશુપ્તી અવસ્તા પ્રાજ્ઞ અભીમાની.

અબ સમષ્ટી વિચાર કહેતે હે, તમોગુણસે પાંચ તત્વ ઓર પંચ તન માત્રા ભઇહે. વાકાનામ. આકાસ, વાયુ, તેજ. જળ. પૃથ્વી એ પાંચ તત્વ. અબ પંચ તન માત્રાકા નામ. શબ્દ, સંપરસ. રૂપ. રસ. ગંધ. અબ રજોગુણસે દસ ઇંદ્રી ભઇહે તાકા વિસ્તાર કરતે હે. શ્રવણ. ત્વચા. ચક્ષુ, જીભ્યા નાસીકા એ પંચ જ્ઞાન ઇંદ્રી ઓર. વાકય, કર, ચરણ. ઉપસ્થ. ગુદા એ પંચ કર્મઇંદ્રી. સાત્વીક ગુણસે ચાર અંતઃકરણ ભયાહે તાકાનામ, મન, બુદ્ધી, ચિત, અહંકાર એ સમષ્ટી વિચાર હુવા. અબ વ્યષ્ટી વિચાર કહેતે હે, આકાસ, વાયુ. તેજ, જળ પૃથ્વી. અબ પૃથ્વી તીનગુણી, જળ

તીન ગુણી, તેજ તીનગુણી, વાયુ તીન ગુણી, આકાસ તીન ગુણી, એ પાંચ તત્વમાં સાત્વીક ગુણ રહ્યો હે, એ પાંચ તત્વમાં રજોગુણ રહ્યો હે, એ પાંચ તત્વમાં તમોગુણ રહ્યો હે. આકાસકા રજો અંશસે સામાન વાયુ ભયા, વાયુકા રજો અંશસે ઉદાન વાયુ ભયા, તેજકા રજો અંશસે વ્યાનવાયુ ભયા, જલકા રજો અંશસે અપાન વાયુ ભયા પૃથ્વીકા રજો અંશસે પ્રાણ વાયુભયા; એ પંચ વાયુ પ્રાણાદીક રજોગુણસે ભયા સો રજોગુણી કહ્યા હે. આકાસકા શાત્વીક અંશથી શ્રવણ ઇંદ્રી ભઇ, વાયુકા સાત્વીક અંશથી ત્વચા ઇંદ્રી ભઇ, તેજકા સાત્વીક અંશથી ચક્ષુ ઇંદ્રી ભઇ, જળકા સાત્વીક અંશથી જીભ્યા ઇંદ્રી ભઇ, પૃથ્વીકા સાત્વીક અંશથી નાસીકા ઇંદ્રી ભઈ, એ પંચજ્ઞાન ઇંદ્રી સાત્વીક અંશથી ભઇહે સો પંચ જ્ઞાન ઇંદ્રી સાત્વીક ગુણી કહે હે. આકાસકા તમો અંશકી વાક્ય ઇંદ્રી ભઇ, વાયુકા તમો અંશકી કર ઇંદ્રી ભઇ, તેજકા તમો અંશકી ચરણ ઇંદ્રી ભઇ, જળકા તમો અંશકી ઉપસ્થ ઇંદ્રીભઇ, પૃથ્વીકા તમો અંશકી ગુદા ઇંદ્રી ભઇ હે, ઉસકેલીએ કર્મઇંદ્રી તમોગુણી કહી હે, એ વ્યષ્ટી ભાગ ભયા. અબ પંદર તત્વકા સ્થુળ દેહકી ત્રીપુટીકા વિસ્તાર કરેહે. શ્રવણ ઇંદ્રી દીર્ગદેવતા વિષય શબ્દ, એ તીન ત્રીપુટીમાં તીન વ્રતી ઔાર તીન ચેતન, ઔાર તીન ગુણ રહ્યા હે સો કહેતેહે. શ્રવણ અધ્યાત્મ તાપ. દીર્ગ અધિ દેવ તાપ, અને વિષય અધી ભુત તાપ. તે તીન તાપકી ત્રીપુટીમે વ્રતી રહે હે સો કહેતા હું. શ્રવણ ઇંદ્રીકી કરતા વ્રતી. ઔાર દીર્ગરાય દેવતા કારીય વ્રતી, વિષય કર્મ વ્રતી, એ વ્રતીમાં તીન ચેતન મીલે તબ ચૈતન હોય સો ચેતન કહેતે હે, શ્રવણ ઇંદ્રીકી વ્રતીમાં જ્ઞાતા ચૈતન મીલ્યા ઔાર સાત્વીક ગુણ મીલ્યા તબ કરતા વ્રતી ચેતન ભઇ. અબ દીર્ગરાય દેવકી કારીય વ્રતીમે જ્ઞાન મીલા ઔાર રજોગુણ મીલ્યા તબ કારીય વ્રતી ચેતન ભઇ. અબ શબ્દ વિષયકી કર્મવ્રતીમાં જ્ઞેય ચૈતન મીલ્યુ ઔાર તમોગુણ મીલ્યો તબ કર્મવ્રતી ચૈતન ભઇ, એ શ્રવણ ઇંદ્રીકા વીસ્તાર કહ્યા. તેજ રીતે સમજનાકે ચૌદ ઇંદ્રી ચૌદ દેવતા, ચૌદ વિષય. એ ચૌદતરી બેતાલીસમાં એ રીતે વ્રતીઆ મીલી હે. ઔાર તીન ચેતન મીલ્યા હે, તીન ગુણ મીલ્યા હે એ સર્વ ત્રીપુટીઆ બ્રહ્માંડના ભોગ લેઇને ભોગની ભરેલી કંઠકે વીશે સંકોલાઇને સમી તબ સ્થુળ વેપાર મીટયા. ઔાર વ્રતીઆકી સુક્ષમ દેહકી સ્વપ્ન અવસ્તા ઔાર તૈજસ અભીમાંની, તે સુપ્નાકો વેપાર કરે હે. સ્થુળ દેહકા વેપાર, સુક્ષમ દેહકા વેપાર દોઇકો મનકો કારીય સર્વ કારણ દેહમાં લીન હોવે તબ શુષુપ્તી અવસ્તા હોવે, તબ તુરીયા અવસ્તાકો આનંદ આવે. તુરીયામાં માયા એવું અજ્ઞાનરૂપ અંકુર રહ્યું છે, માટે જાગૃતકો સાક્ષી આત્મા, સુપ્નાકો સાક્ષી આત્મા શુષુપ્તીકો સાક્ષી આત્મા; ઔારતુરીયા અવસ્તાકો સાક્ષી પણ હેસો આત્મા

है. सो आत्माकी सतासे देखता है. सता सो कया है सता कुनकुं कहेता है ? सदचीद आनंदकु सत्ता कहेते है. सद सो वस्तु है, चिद सो चैतन है, आनंदते प्रकास है. सत है वां असत भास्या सो असत है. ओर चैतन वां जड भास्या माटे जडही है. ओर आनंद त्यां शोक भास्या माटे वां शोकही है. अब अस्ती भाती प्रीय ए तीनका नाम अध्यष्ट कहेते है अब असतमां आनंद माने ते अस्ती, जड भास्या ताकु पकड रह्या सो भाती, ओर शोकमां करम क्रीडा करे सो प्रीय. माटे नाम ते अस्ती रूप ते भाती ओर गुण ते प्रीय ते माटे तीनुं जड पदारथ है. ओ स्वजाती विजाती स्वगत भेद है. ए तीनु चेतनको आभास है. अब अंतःकरणकी ध्याना अवस्ता त्रीपुटी कहेते है. अंतःकरणमे तीन व्रतीआ है, ओर तीन चेतन रह्या है, ओर तीन गुण रह्या है. सो कुन व्रती कुन चैतन कुन गुण रह्या है सो कहेते है. हुवे ध्याता व्रती ओर प्रमाता चैतन, ओर तमो गुण. ध्याता व्रतीमां प्रमाता चैतन मील्या ओर तमोगुण मील्या ध्याता व्रती चैतन भइ. जे ध्यान करवा उठे ते ध्याता व्रती, ओर ध्यान व्रतीमां प्रमाण चैतन मील्यु ओर रजोगुण मील्या तब ध्यानव्रती चैतन भइ. ओर दीपकनी शेग अडोल रहे ते. ओर ध्यान व्रती. ओर धेय व्रतीमां प्रमीती चैतन मील्युं. ओर सतोगुण मील्या तब धेयव्रती चैतनभइ. सरूपमां सरूप मळ्युं. तेवी व्रतीए त्रीपुटीओना साक्षी त्रीपुटीओने जाणे ओर त्रीपुटीओ साक्षीकु जाणे नहि ते माटे तुरीआतीत साक्षी आत्मा है. ओर अध्यात्म अधीदेव अधीभुतको साक्षी आत्मा. संचीत क्रीयामण प्रारब्धको साक्षी आत्मा. इच्छा अन्यइच्छा प्रइच्छा को साक्षी आत्मा, ओर भुत भविष्य वर्तमानको साक्षी आत्मा. ओर स्थुळ सुक्षम कारणको साक्षी आत्मा. कर्ता क्रिया कर्म को साक्षी आत्मा. तमोगुण रजोगुण सत्वगुणको साक्षी आत्मा. ज्ञाता ज्ञान ओर ज्ञेयको साक्षी आत्मा. ध्याता ध्यान धेयको साक्षी आत्मा, प्रमाता, प्रमाण, प्रमीतीको साक्षी आत्मा, सदचीद आनदको साक्षी आत्मा. असत जड शोकको साक्षी आत्मा, अस्तीभाती प्रीयको साक्षी आत्मा. नामरूप गुणको साक्षी आत्मा. पांच तत्व चौद इंद्री चौद देवताको ओर चौद विषयको साक्षी आत्मा है. जीव इस्वरको साक्षी आत्मा पुरूप प्रकरतीको साक्षी आत्मा. ए सबनकु आत्मा जाणेहे. ओर ए सब आत्माकु नहि जाणते; माटे आत्मा सत ओर साक्षी है. अब पृथ्वी जीसका नाम है पृथ्वी जीसका रूप है पृथ्वीनी अंते रहेता है पृथ्वीका नाम करे है पृथ्वी जीसकु जाणती नहि, पृथ्वी ताके विशे शुक्ति रजत्व भासती है. अबजल जीसका नाम है जल जीसका रूप है जलकी अंते रहे जलका नाम करे है, जल जीसकु जाणता नहि,

ઓર જળ તાકે વિશે શુક્તિ રજત્વ ભાસતા હે. તેજ જીસકા નામ હે તેજ જીસકા રૂપ હે તેજકી અંતે રહેતા હે તેજકા નાંમ કરે હે. તેજ ઉસ્કુ જાણતા નહિ, સો તેજ તાકે વિશે શુક્તિ રજત્વ ભાસતા હે.

વાયુ જાકા નામ હે વાયુ જાકા રૂપ હે વાયુકી અંતે રહેતા હે વાયુકા નામ કરે હે વાયુ તાકુ જાણતા નહિ તાકે વિશે વાયુ શુકિત રજત્વ ભાસતા હે. આકાસ જાકા નામ હે આકાસ જીસકા રૂપ હે આકાસકી અંતે રહે હે. આકાસકા નામ કરે હે. આકાસ જાકુ જાણતા નહિ તાકે વિશે આકાસ શુકિત રજત્વ ભાસતા હે. તમો જાકા નામ હે. તમો જેવું રૂપ હે, તમોકી અંતે રહેતા હે. તમોકા નામ કરે હે. તમો જેને વિશે જાણતા નહિ, ઓર તમો જાકે વિશે શુકિત રજત્વ ભાસતા હે. રજો જેનું નામહે. રજો જેનું રૂપ હે, રજોની અંતે રહે છે રજોનું નામ કરે છે રજો જેને જાણતો નથી, રજો તાકે વિશે શુકતી રજત્વ ભાસતા હે. સતો જીસકા નામ હે. સાત્વીક જીસકા રૂપ હે. સાત્વીકકી અંતે રહેતા હે, સાત્વીકકા નામ કરતા હે, સાત્વીક જેને વિશે જાણતા નહિ. સાત્વીક તાકે વિશે શુકિત રજત્વ ભાસતા હે. એ સર્વકા સાક્ષી આત્મા હે, એ આત્મા સર્વકા અધીષ્ઠાન હે. ઓર નાંમ રૂપ ગુણ અસ્તી ભાતી ઓર પ્રીએ એ અધ્યષ્ટ હે. જબ અધ્યષ્ટકા અજ્ઞાન ટળે તબ આત્માકા પ્રકાસ આપોઆપ ભયા એ સો માહાવાયકમાં કહ્યા હે ઓર વેદાંતમે પણ કહા હે. અબ તીનું શરીરકા સ્થાનકા વરણન કરતા હે. સ્થુળ શરીરકી જાગ્રુત અવસ્તા, નેત્રવાસ, અકાર અક્ષર ઓર સ્થુળ શબ્દાદી ભોગ, ઓર વિશ્વા અભીમાની ભોગતા, વિશ્વાનરફળ પ્રદાતા, સાત્વીક ગુણ ૧. સુક્ષમ શરીરકી સુપ્ન અવસ્તા. કંઠે વાસો ઓર ઉકાર અક્ષર વાસ્નામય ભોગ, અવિદ્યા ફ્રુતમય, તૈજસ અભીમાંની ભોકતા. ઓર હીરણ્યગર્ભ ફળ પ્રદાતા, રજોગુણ. ૨. કારણ શરીરકી શુષુપ્તી અવસ્તા હૃદયે વાસ આનંદમય ભોગ, પ્રાજ્ઞ અભીમાની ભોગતા અવિદ્યા પ્રતી મકાર અક્ષર ઇશ્વર ફળપ્રદાતા. તમોગુણ. ૩.

---

## સાખી.

ઘર સબી હે ગામમે. ગામ કુન ઘરમાંહી;
ભવમાં એસો બ્રહ્મહે. સબ ઘટમાં રહ્યો સમાઇ. ૧
પરમેશ્વર સબમે બસે. સબ પરમેશ્વર માંહી;
શિષ્ય સુનાઈ યું કહે. નર પરમેશ્વર નાંહી. ૨
બીજ વ્રક્ષ એકી બસે. દેખત ભાસે દોય;
લક્ષ મન જગ બ્રહ્મ લહે. કળે તે બીરલા કોય. ૩

લક્ષ ભજનમાં ભેદ લહે, દલમાં હેવે દાશ;
ભેદ જન તુંહી બ્રહ્મ હે, સમસ્યા શ્વાસ ઉશ્વાસ. ૪

સમસ્યા એહી સંતકી, જપે કુનકો જાપ;
જપે શ્વાસોશ્વાસ શેજમાં, આતમ આપોઆપ. ૫

અગમ અગોચર આતમા, નીરાલંબ નીરધાર;
નીરંજન અંજન નહિ, પ્રેમ અપરમપાર. ૬

પાર કોઉ પાવે નહિ, પહોચે સો ઉતરેપાર;
અખંડ એક બીજ આતમા, સર્વે સારકો સાર. ૭

ચિદાભાસ ખાંણી ચારમે. અનેક ભયે એણુ એક;
ભેદ પાત્ર બહુ ભાત્યકો. વસ્તુ અરક વિવેક. ૮

કુંભારે બહુ ઘાટ કીયા. આકાસ ઘટમાં આએ;
બાહેર ભીતર સમ બરાબર. મન તન નાંહી માએ. ૯

નીરખ્યામાં આવે નહિ. આપે રૂપ અરૂપ;
અછેદ વસ્તુ આતમા. સોહી શેહેજ સરૂપ. ૧૦

જાગ્રત સમાઈ સ્વપનમાં સ્વપન શુષુપ્તી માંય;
શુષુપ્તી તુરીઆમે સમે. એહી અસીપદ આય. ૧૧

સેહેજ સમાઇ સેહેજમાં, સહેજ તે વસ્તુ સાર;
કહેવા માત્ર કેવલા. નામ રૂપ નરનાર. ૧૨

જન્મ મરણ નહિ જીવકું, શીવ નહિ સંસાર;
આપુ નહિ મન આપદા, કહિએ તે બાદચાકાર. ૧૩

હરિહર અજ પહેલી હતી, શકિત પહેલા શ્યામ;
એહી સરૂપ નીજ આતમા, રહ્યા સોહી આતમરામ. ૧૪

જન જન પ્રતે જુજવા, અંતરમાંહી એક;
સદગુરૂ બતાવે શેહેજનાં, વસ્તુ શુદ્ધ વિવેક. ૧૫

શેહેજ પુરી ગુરૂ શ્યામહે, સરવે નીરંતર હોય;
કેવળપર કીરપાકીની, રૂદે પરગટ હોય. ૧૬.

इतिश्री त्रीपुटी ब्रह्मविचार समपूर्ण.

## કેવળપુરી કૃત બ્રહ્મ નીરૂપણ.

પ્રથમ બ્રહ્મ, બ્રહ્મ થકી પુરૂષ, પુરૂષથકી પ્રકરતી પ્રકરતીથી માહાતત્વ, મહાતત્વથી અહંકાર, અહંકારથી ત્રણ ગુણ, તીન ગુણ થકી વૈરાટાદેહ બાંધ્યો. હવે ગુણ ઉતપી કહું છું. તમો ગુણથી પંચતત્વ ને પંચ તનમાત્રા એ દશ તેના નામ પૃથ્વી. જળ, તેજ, વાયુ, આકાસ એ પંચ તત્વ હુવાં. હવે પંચ તન માત્રા કહું છું શબ્દ સપરસ. રૂપ રસ. ગંધ. એ પંચ વિષય કહ્યા. હવે રજોગુણથી દસ ઇંદ્રી થઈ તેના નામ કહું છું. શ્રવણ, ત્વચા. ચક્ષુ, જીભ્યા, નાશીકા એ પંચ જ્ઞાન ઇંદ્રી. ચર્ણ, ગુદા, ઉપસ્થ. કર. વાકય. એ પંચ કર્મ ઇંદ્રી ભઈ. સાત્વીક ગુણના ચાર અંતઃકરણ થયાં તેના નામ, મન, બુદ્ધી ચિત્ત, અહંકાર, એ ચાર અંતઃકરણ સહીત ચોવીસ તત્વ અને ત્રણ ગુણ, પુરૂષ પ્રકરતી, એ ઓગણત્રીસકો અભ્યાસ કરે એ વીસ નવ વેદાંતમાં કહ્યાં છે. હવે ત્રીપુટીનો વિચાર કહું છું. શ્રવણ ઇંદ્રી દીર્ગ દેવતા શબ્દ વિષય એ ત્રણથી આત્મા ન્યારો છે. ત્વચા ઇંદ્રી વાયુ દેવતા સપરસ વિષય એ ત્રણથી આત્મા અળગો છે. ચક્ષુ ઇંદ્રી સુરીય દેવતા રૂપ વિષય એ ત્રણથી આત્મા ન્યારો છે. જીભ્યા ઇંદ્રી વરૂણ દેવતા રસ વિષય એ ત્રણથી આત્મા જુદો છે. નાશીકા ઇંદ્રી અશ્વની કુમાર દેવતા ગંધ વિષય એ ત્રણથી આત્મા ન્યારો છે. એ પાંચ જ્ઞાન ઇંદ્રીના પંચ દેવતા પંચ વિષય એ પંદરથી આત્મા અળગો છે, સાક્ષી છે. હવે કર્મ ઇંદ્રી કહેતા હું. ગુદા ઇંદ્રી યમ દેવ મળ વિષય એ ત્રણથી આત્મા ન્યારો છે. ઉપસ્થ ઇંદ્રી બ્રહ્મા દેવતા મૈથુન વિષય એ ત્રણથી આત્મા ન્યારો છે. ચર્ણ ઇંદ્રી વીસ્નુ દેવતા ગમન વિષય એ ત્રણથી આત્મા ન્યારો છે. કર ઇંદ્રી ઇંદ્ર દેવતા કારીય વિષય, એ ત્રણથી આત્મા ન્યારો. વાકય ઇંદ્રી અગ્ની દેવતા વાંણી વિષય એ ત્રણથી આત્મા ન્યારો છે. પંચ કર્મ ઇંદ્રી, પંચ વિષય, પંચ દેવતા. એ પંદરથી આત્મા અળગો છે, તેનો સાક્ષી છે.

હવે ચાર અંતઃકરણની ત્રીપુટી કહે છે. મન ઇંદ્રી ચંદ્ર દેવતા સંકલ્પ વિષય એ ત્રણથી આત્મા અળગો છે, બુદ્ધી ઇંદ્રી બ્રહ્મા દેવતા નીસ્ચયે વિષય એ ત્રણથી આત્મા ન્યારો છે, ચિત ઇંદ્રી ચેતન દેવતા ચીતવન વિષય એ ત્રણથી આત્મા અળગો છે. અહંકાર ઇંદ્રી દેવતા શેષ વિષય વીષ અજ્ઞાનરૂપી એ ત્રણથી આત્મા ન્યારો છે. ચૌદ ઇંદ્રી ચૌદ દેવતા ચૌદ વિષય, એ ચૌદતરી બેતાલીસ અને પાંચ તત્વ, ત્રણ ગુણ પુરૂષ પ્રકરતી એ બાવન અક્ષરનો અક્ષરા તીત આત્મા સાક્ષી છે. હવે જીવ ઇશ્વરની ત્રીપુટી ત્રીધા ભાગે કહું છું. અધ્યાત્મ આંખ અધિદેવ સુરીય અધીભુત રૂપ એ ત્રીપુટીમાં મીશ્રીત સાક્ષી આત્મા, ચક્ષુ સાત્વીકગુણી, સુરીય રજોગુણી પદાર્થ

તમોગુણી, એ ત્રીપુટી મીશ્રીત સાક્ષી આત્મા છે. કર્તા સાત્વીક ગુણી, ક્રિયા રજોગુણી કર્મ તમોગુણી, એ ત્રીપુટીમાં મીશ્રીત સાક્ષી આત્મા છે. સ્થુળદેહ જાગ્રત અવસ્તા વિશ્વા અભીમાની, એ ત્રણનો સાક્ષી તુરીયાતીત. સુક્ષમદેહ સ્વપન અવસ્તા તૈજસ અભીમાની. એ ત્રણનો સાક્ષી તુરીયાતીત, હવે કારણ દેહ શુષુપ્તી અવસ્તા. પ્રાજ્ઞ અભીમાની એ ત્રણનો સાક્ષી તુરીયાતીત, એ ત્રણ દેહની જીવની ત્રીપુટી કહી. હવે ઇશ્વરની ત્રીપુટી કહે છે. વૈરાટ દેહ ઉત્પતી અવસ્તા, વિશ્વાનર અભીમાની, એ ત્રણનો સાક્ષી તુરીયાતીત, હીરણ્ય ગ્રભ દેહ, સ્થીતી અવસ્તા સુત્રાત્મા અભીમાની એ ત્રણનો સાક્ષી તુરીયાતીત. અવ્યાકૃત દેહ પ્રલે અવસ્તા રૂદ્ર અભીમાની એ ત્રણનો સાક્ષી તુરીયાતીત માહા કારણદેહ તુરીયા અવસ્તા શુદ્ધ ચૈતન અભીમાંની એ ત્રણનો સાક્ષી તુરીયાતીત. સ્થુળદેહ તમોગુણી છે, સુક્ષમદેહ રજોગુણી છે કારણદેહ સાત્વીક ગુણી છે. એ ત્રણનો સાક્ષી આત્મા છે. વૈરાટ દેહ તમોગુણી હીરણ્ય ગ્રભદેહ રજોગુણી. અવ્યાકૃત દેહ સત્વગુણી એ ત્રણનો સાક્ષી આત્મા છે.

---

## સાખી.

એ ત્રણ દેહની જો ત્રીપુટી, તીન અવસ્તા ત્યાગ;
તીન વાણીકું તોડકે, જીવ અનુભવ જાગ. ૧

ત્વંપદ તતપદ ત્યાગકે, અસીપદમાં આય;
એ ચીદ વસ્તુ આત્મા, ન્યાત જાતમાં નાંય. ૨

નાભી કમળ જો નામથી, નામ પદારથ નેહ;
નામરૂપ ગુણથી ન્યારો, વસ્તુ દેહ વિદેહ. ૩

અજન્મા નીજ આત્મા, સર્વે નીરંતર સોય;
કીજે બંદગી કેવળા, હરીગુરૂ એકજ હોય. ૪

દયાળ કીરપાળ સીધેશ્વર, શબ્દાતીત સરૂપ;
કેવળ વસ્તુ કેવળા, ભયો સકળકો ભુપ. ૫

॥ ઇતી બ્રહ્મ નીરૂપણ સમ્પુર્ણ. ॥

## શ્રી કેવળપુરી મહાજનની ભજન.

પદ ૧.

દેશી આવોરે ઉન દેશકા હોહોજી, બુજુ મારા મરમકી બાત,
શીવતો સદાએ અજુન રહ્યા હોહોજી, જીવ હે કુનકી જાત. ટેક.
માયા જોતાં નહિ મુળમાં હોહોજી, નહિ શીવકે સંસાર,
નરનારી તો દીસે નહિ હોહોજી, પોતે અપરંપાર. દેશી આવો. ૧
તત્વ નહિરે ગુણ તેહને હોહોજી, નહિ રૂપ કીરીયા નામ,
જન્મ મરણ નહિ તેહને હોહોજી, રહ્યા આતમરામ. દેશી આવો. ૨
ધરમ કરમ નહિ ધારણા હોહોજી, નહિ ધે ધાતા કે ધ્યાંન,
કરતા કારજ કીરીયા નાંહી હોહોજી, નહિ માન અપમાન. દેશી આવો. ૩
ઉરમાં નહિ ખટ આપદા હોહોજી, નહિ આઠુ અંગ,
સમાધી નહિ નહિ સાધના હોહોજી, નંહિ રૂપ પાંચુ રંગ. દેશી આવો. ૪
ક્ષર અક્ષરને ખોજતાં હોહોજી, અક્ષરાતીત અતીત,
કેવળ ચેલા સત ઉનકા હોહોજી, સો પુરણ પરતીજ. દેશી આવો. ૫

પદ ૨.

ભાવેરે ભેટોરે સંતો અનુભવી હોહોજી, જેથી ભવ દૂખ જાય,
અખંડ આનંદ વસે ઉરમાં હોહોજી, ગુરૂગમ અગમ સો ગાય. ટેક.
જીવ ઇશ્વર કેરી કરો એકતા હોહોજી, ભાગે મનડાની ભ્રાન્ત,
આપ બતાવે ગુરૂ આપમાં હોહોજી, જેથી ઉપજે સ્વાંત. ભાવેરે. ૧
કિંચીત નહિ મન કામના હોહોજી; નહિ અજપદ કેરી આશ,
તરણાવત ધારે ત્રણ લોકકું હોહોજી, નીરલેપદ અવીનાશ. ભાવેરે. ૨
કરમકાંડ કીરીયા નહિ હોહોજી, ન લહે ઉપાસીક નામ,
જ્ઞાન કાંડકુ ગાંઠે નહિ હોહોજી, પોતે પુરણ સ્યામ. ભાવેરે. ૩
નામ જાપ તો જપે નહિ હોહોજી, તીરથ ફરે નહિ તન,
સંસારનીરે સંસય નહિ હોહોજી, જેસો ગરજે ગગન. ભાવેરે. ૪
નરણાં અહંપદ દેખે નહિ હોહોજી, અખંડ અદ્વૈત ઉર,
કેવળ ચેલા સત ઉનકા હોહોજી, નુરમાં મળી ગયું નુર. ભાવેરે. ૫

પદ ૩.

મળીએરે સંત સોહામણા હેહેજી, મુળા તુળા નહિ માપ,
ભાવે દ્વૈત તો ભાસે નહિ હેહેજી, અદ્વૈત આપોઆપ. ટેક.

મમતા રહીત મન ઉનમના હેહેજી, લાલચ નહિરે લગાર,
તનમાં દેખે સરવે આત્મા હેહેજી, સત્ય સરૂપી સંસાર. મળીઅરે. ૧
કાળા અકળ તે કુણ કહે હેહેજી, પોતે અપરંપાર,
નીંદા સ્તુતી તેને નહિ હેહેજી, ભવનો નહિ જેને ભાર. મળીઅરે. ૨
પદારથ ઉપર પ્રીતી નહિ હેહેજી, મણી હીરા અમુલ્ય,
ક્ષમા લોભી ભારે ખમ્યા હેહેજી. મોઘાં થાય જેનાં મુલ. મળીઅરે. ૩
ત્રસ્ના નહિરે મન તેહને હેહેજી, લોક કુલ નહિ લાજ,
નાત વરણ તેને નહિ હેહેજી, કર્મ નહિ કાંઇ કાજ. મળીઅરે. ૪
સંત સાહીદે ખેલે રેજમાં હેહેજી, શબ્દાતીત સરૂપ,
કેવળ ચેલા સત ઉનકા હેહેજી, પોતે રૂપ અરૂપ. મળીઅરૂ. ૫

પદ ૪.

સતગુરૂ મળીઆરે રેજમાં હેહેજી. ભાસ્યો હક સાહી બ્રંહ્મ.
ગ્રંથી તીનું છુટી ગઇ હેહેજી. મહા વાયકના મરમ. ટેક.
શુદ્ધ ચૈતન સદા રહે હેહેજી, નીરમળ વરસે નુર,
કાળાશ હોય તો ઉજવળ કરે હેહેજી, બ્રહ્મ રહ્યો ભરપુર. સતગુરૂ. ૧
સાક્ષી દીસે માયા સંગથી હેહેજી, કુટસ્થ બ્રંહ્મ કહેવાય,
ઇશ્વર કારણ નામ એહનું હેહેજી, એ મહા શુનમાં સમાય. સતગુરૂ. ૨
સ્થુલ ચીદાભાસથી જીવ થયો હેહેજી. માયા અવિદ્યા માંય,
કહેવા માત્ર નામ કાંઇ નહી હેહેજી, સાક્ષી રહ્યો છે સાહી. સતગુરૂ. ૩
તીક્ષણુ તીનુમાં એક નહિ હેહેજી. વીસય નહિ વહેવાર,
પરપંચ નહિ ઉપાસના હેહેજી. નીરાલંબ અવીનાસ. સતગુરૂ. ૪
આદ મધ્ય અંત આત્મા હેહેજી, ઠાલો અણુ નહિ ઠામ,
નામ કેવળ તો દીસે નહિ હેહેજી, સચરાચરમાં સ્યામ. સતગુરૂ. ૫

પદ ૧.

આજે આનંદ પધાર્યા ગુરૂ મારા આંગણું, હું તો દલ ભરી આદર દેશ,
ગુરૂજી આવ્યા આંગણું. ટેક.
ધન્ય મુસ્તક જઇ ચરણુ ધરૂં, લગ્ન કરીને ચરણામૃત લેશ. ગુરૂજી. ૧
મહારાજ મોતીડે વધાવીયા, રૂદે પહોંચી મને હરી કેરી હામ. ગુરૂજી. ૨
મેં તો પલંગ બીછાવ્યો મારા પ્રેમનો, સત ઉપર બીરાજે મારા સ્યામ. ગુરૂજી. ૩
મને પ્રેમ કરીને ગુરૂએ પુછીયું, ગામ ઠામનો કેવો છે ઠાઠ. ગુરૂજી. ૪

દુખ સુખ કેવું છે તારી દેહને, પુરૂ કહે ભણી મુખપાઠ. ગુરૂજી. ૫
મને પુછયું એરે કહ્યું મુખથી, થીર મન ચરણાં માંહી થાય. ગુરૂજી. ૬
ઘણા દુખ હતાં તે મટી ગયાં, મને તમે દીધો દેદાર. ગુરૂજી. ૭
હું તો મગન થઇ જો મારા મનમાં, મન હરખ ન માય મનમાંય. ગુરૂજી. ૮
થીર બુધીરે આવી તારી કયાં થકી, સેવ્યો સતગુરૂ કેરો સાથ. ગુરૂજી. ૯
કરણી રહેણી વીના તે સાધન કરે, વેદ પરસન થયા ભગવાન. ગુરૂજી.૧૦
કેવળદાસ ઉપર કીરપા કરી, પામ્યા ભવસાગર કેરો પાર. ગુરૂજી.૧૧

પદ ૨.

હું તો પરપંચ પાંચ જો પરહરૂ, જોગે જાગે તપે જો જંજાળ,
પ્રીતમ મળે પ્રેમશું. ટેક.
નવ દુર કરે શું આ નીપજે, પ્રગટ પાસે વસે પ્રતીપાળ. પ્રીતમ. ૧
મંત્ર જંત્ર જપે એ માયા જાણવી, સાચો અખંડ એલે એકરામ. પ્રીતમ. ૨
સત શબ્દ વિચારી ગુરૂ શેવજો, હરદે રૂપ રહે પહોંચે હાંમ. પ્રીતમ. ૩
ઉરમી ખટ ટાળીને રહેજો અકલારે, ચીદાનંદ ચરણુ રાખો ચીત. પ્રીતમ. ૪
રેરંકાર સુરત ધુની રાખજો, વરસે અનહદ તેજા નુર. પ્રીતમ. ૫
પ્રેમ આનંદ પરકાસ્યો તેના પંડમાં, શશી કોટી કોટી ઉગ્યા સુર. પ્રીતમ. ૬
કહ્યા માંહી ન આવે તેને શું કહીએ, મન વાણી પહોચે ન ત્યાં મર્મ. પ્રીતમ. ૭
રહેણી કરણી બુદ્ધીમાં થાકી રહી, આપે અખંડ એલો અપરમ. પ્રીતમ. ૮
નામ રૂપ ટાળીને રહેજો એકલા, નીંદા હું તુંની કરજો નાશ. પ્રીતમ. ૯
કેવળદાસ ઉપર કીરપા કરો, વાસો ચરણ કમળ મોઝાર. પ્રીતમ. ૧૦

પદ ૩.

પાણી થકી મોતીરે જોને નીપજ્યું, ઠર્યું મોતી પાણી કેમ થાય,
વીચારો સંતો વીનંતી. ટેક.
તાતો તાપ કરી જો તપાવીએ, જુઓ રૂપ મોતીનું જાય. વીચારો. ૧
મોતી ભાગે તેતોરે ધુળમાં ભળે, મોતી તણોરે ગયો ત્યાંથી માટ. વીચારો. ૨
જીવ જન્મ ધર્યો તેવો જાણજે, ન મળે રૂપ કે ગુણ નામ. વીચારો. ૩
એવા અનેક ઉપાય કરી ધારજો, ગળે નહિ મોતીતણું રૂપ. વીચારો. ૪
સંત હંસ અહોનીસ સેવીએ, ખોજી હંસ મોતી તે ખાય. વીચારો. ૫
મોતી જેવું અમુલ્ય માનવી, ચતુર વચને તે જુઓ અહીયાંય. વીચારો. ૬
કેવળ સંત સમાગમ કીજીએ, મોતી ગળી હોસે નીરમળ નીર. વીચારો. ૭

## રાગ સરવડાનો.

પદ ૧.

પરગટ હીરો મારગમાં રે પડીયો, જડરે બુદ્ધી ગોવાળીને જડીયો,
અજ્જાની કોટે બાંધીને આથડીયો તો, પારખુ નહિ એના પંડમાંરે. ટેક.
એક પુરૂષ વિવેકીરે આવ્યો, દેહ રહીત સરૂપમાં ડાહ્યો,
અજ્જાનરે ઓળખતાં હીરો ઓળખાવ્યો તો. નાણું ભર્યું નવ ખંડમાંરે. ૧
અરીકર વસ્તુ પરીકર અજ્જા. લઇ જઇએ ઘેર તો પામીએ લજ્જા,
મણી આવ્યો હાથ હવે કરી લે મજાતો, ભજ્યા સોહી શુદ્ધ ભાવસુરે. ૨
ભાવ અખંડ સોહી બ્રંહ્મ શુદ્ધ ભાસે, અરૂપ મુરતી જુઓને આકાશે,
કળા અકળ ગુરૂ સોહં પ્રકાસે તો, લટકાં કરે બ્રંહ્મ લાભનાંરે. ૩
આપે ને માપે શોભી રહ્યા આપ. કેને થાપે ને કેને ઉથાપે,
અદ્વૈત રૂપ અભેદ અમાપે તો, ભાવાતીત સભર ભર્યોરે. ૪
વનરે વસ્તીમાં વસી રહ્યા વહાલો, ઠામ એ વીના આણુ નહિ ઠાલો,
કેવળદાસ હવે કાં થાયે કાલો તો, કહાંને સાધન તે કેના કરીએરે. ૫

પદ ૨.

કાચનુ મંદીર સ્વાન આવ્યું માંહી, સનમુખ દીઠી પોતાની છાંઇ,
જો ભ્રાન્તી ભસી ભસી જીવ જાય તો, જગત એવો તું જાણજેરે. ટેક.
એરે મંદીરમાં પુરૂષ એક આવ્યો, લક્ષ કરીને આ પ્રેમ કળાયો,
પોતાનુ સ્વરૂપ યથારથ પાયો તો, મહા આણંદ ઉર માણજેરે. ૧
અમુલ્ય હીરો ધર્યો પશુ આગે, લેવે નહિ મણી તેને ખડ મીઠું લાગે.
મુરખ જીવ એમ ભીખજ માગે તો, ત્યાગે નહિ ભાવ તનનોરે. ૨
લક્ષ વૈરાગ મણી જેણુ લીધો, સરવે કારજ સ્વારથ સીધ્યો,
કાયા ધારણ ફરી નવ કીધો. મોહ ટળયો તન મનનોરે. ૩
એક વૃક્ષપર વાંદર આવી ચડીયો, ચેતન પુરૂષ ઉપર તે ચડીયો,
નરસીંહ આવી દોનુકો નડીયો તો, પકડ છાયા તે વાંદર પડયોરે. ૪
નર એક કહે છાયામેં નાહી, એક અખંડ અદ્વૈત રૂપ આહી,
કહેવામાં શબ્દ ન આવે કોઈ તો, જો એ કેવળને આનંદ જડયોરે. ૫

---

## રાગ લાવણી.

( રેવા ભારથીનાં પદનો રાગ. )

પદ ૧.

ગુરૂ સમજાવે સુણ મન જ્ઞાની, તન પીંજરમેં તોતાહે,
આતમરામ રહ્યો તન ઓળે, જડ ચૈતન કયા જોતા હે. ટેક.

પેટી લોહાકી માંહે ધર્યા પારસ, પેટી હેમ કયું નહિ હોતાહે.
કપટ કાટ રહ્યો કાયામે, ખળવરતી ભણી ઓતાહે. ગુરૂ સમજાવે. ૧
કપટ કાટ ગુરૂ કારીગર કહાડે, ધોબી કપડા જલ ધોતાહે,
રંગહી પર ચડે બહુ રંગી, સોવરણ લોહ એમ હોતાહે. ગુરૂ સમજાવે. ૨
કાયા ખેત મલ્યા તન કાજું, વિષય આવળ બીજ ઓતાહે.
પાપી આંબફળ કહાંસેરે પાવે, ઘનરસ નહિ જન ગોતાહે. ગુરૂ સમજાવે. ૩
શબ્દાતીત સમરલે સોહી, રામ જાણ્યા બીન રોતાહે,
દાતા કેવળકું અભેદ દાખવ્યો, મોહન ચરણ મન મોહતાહે. ગુરૂ સમજાવે. ૪

પદ ૨.

જીવ સુવોરે તમે સુખ સજ્યામે, દૂખ ન દેવે જમડા દાણી.
શશોપતી આનંદ આપ સરૂપા, વરતી નહિ જ્યાં મન વાંણી. ટેક.
પાયા ભેદ વેદ ચાર પાયા, ઇસિ અગમ સુરતા આણી,
અરથ ઉપલે આનંદ એહી, વહાણ ભર્યાં ખાંણી વાણી. જીવ. ૧
તત્વ પાંચકા કીયા તલાલા, તીન ગુણ કસની તાંણી,
પ્રેમ ચાદરકા કીયા પાથરણાં, પોઢા ઉપર સારંગ પ્રાણી. જીવ. ૨
અનુભવ શીરોખ ઓઢી ઓઢણે, મોક્ષ ઓસીકું તમે લ્યો તાણી.
સોહં પીયાકી શેજ સોડમાં, રમે સુખમણા સંગ રાણી. જીવ. ૩
ચોદ દેવ લોક મલ્યા ચોકીએ, હજુર સંગ ન કરે હાણી.
અનેક ભુત જો આપે ઓળખે, જાગ્રત અરીની જુગતી જાણી. જીવ. ૪
બ્રહ્મસાગર માંહી મન ભળીયા મહા સુખ ગત્ય પરમાણી.
નીરગુણ નાથ અકળ અવનાસી, વસ્તુ કેવળ કહેવાંણી. જીવ. ૫

---

## રાગ દેશી બીજી.

પદ ૧.

તુંતો કુમતી શુદ્ધ મન કરરે, દીલમાં કાંઇક હરી થકી ડરરે,
જીવારે જીવારે, તુંતો કુમતીથી શુદ્ધ મન કરરે. ટેક.
મન સ્થુળ ભોગ લગાયા મીઠા, પરપંચમાં વરતી સંગ પેઠા.
બુદ્ધી માંહી નીચ હોઇ બેઠા, હુંની વરતી તીનું પરહરરે. જીવારે જીવારે. ૧
શ્રોત્ર શબ્દ સુણાયા બહુ સારા, નીંદા સ્તુતી મીશ્રીત ન્યારા,
ચિત ખાંણી વાંણી વેદ ચારા, થયું તોય નહિ મન થરરે. જીવારે જીવારે. ૨

સારાં ફુલાંકી શેજ બીછાઇ. ગાત્ર તેલ ફુલેલ લગાઇ.
કોમળ કઠોર નહિ ત્યાં કોઇ, મન પરસપર મેરો તું મરરે. જીવારે જીવારે. ૩
રૂપ નેત્ર દેખે પંચ રંગા, નીચ ઉંચ પહેર્યા કોઇ તંગા.
સર્વે નામ રૂપ ગુણ સંગા, તોય ત્રપ્ત ન થયાં નેત્રરે. જીવારે જીવારે. ૪
રસ કટુક મધુર માંહે રાજી, લગ્ન અનેક મેવા પર લાગી,
મુખે મીઠુ લાગે લેવે માગી, કરે જીભ્યા સ્વાદ ન ફરરે. જીવારે જીવારે. ૫
નાના ગંધ લેવે બાહુ નાસા, બુદ્ધી સુગંધમાં કરેરે બાસા.
ઓર અતર ફુલનકેરી વાસા, ચિત દશુ દીશામાં વીચરરે. જીવારે જીવારે. ૬
પંચ તજી રહેવે નર પુરા સર્વે વિષય જીતે સંત સુરા.
એક અદ્વૈત આનંદ ઉરા. ધ્યાન અખંડ કેવળ ઉર ધરરે. જીવારે જીવારે. ૭

પદ ૨.

તું તો ધ્યાન અખંડ શુદ્ધ ધરરે. જોતાં તેરો સરૂપ અજરરે.
મનારે મનારે, તું તો ધ્યાન અખંડ શુદ્ધ ધરરે. ટેક.
મન કલ્પી ઉભી કરી માયા. જીવ સીવ દોનું સુત જાયા.
ભુત પરપંચ પાંચ ઉપાયા. કૃત્ય માયા તણું દુર કરરે. મનારે. ૧
વેદ કલ્પી કહે ચાર વાંણી, ખટ શાસ્ત્ર કહે ચાર ખાંણી.
રૂપ કલ્પના અઢાર પુરાંણી, હત્યા હું મારૂ પર હરરે. મનારે. ૨
નામ ઘટ ધર્યા સો નાંહી, માંહી મરતીકા એક સમાઇ.
સચરાચર વ્યાપી સાંઇ, માયા રહીત તું તો અમરરે. મનારે. ૩
જળાકાસ અભ્રાકાસ જેહી, વસ્તુ લક્ષારથ આપ વિદેહી.
અવિદ્યા માયા દોનું તે આહી, તેથી દૂર પળાય તીમરરે. મનારે. ૪
ખેલ અખંડીત તે મન ખેલો, માયાકૃત અજ્ઞાનને મેલો,
કેવળ અખંડ ખેલહે અકેલો, સદાનંદ સોહં સ્વામી શરરે. મનારે. ૫

પદ ૩.

મેતો ધણીરે ધાર્યો ગીરધારી. ચિત ચૈતન સકળ બ્રહ્મચારી.
મૈયારે મૈયારે, મેં તો ધણીરે ધાર્યો ગીરધારી. ટેક.
વેદ ચાર ઉચ્ચારત વાંણી, મુલા તુલા માયા જેને માણી,
જડ ચૈતન જુગતી જાણી, નીગમ કહેસો પુરૂષકી હું નારી. મૈયારે. ૧
જડ નામ રૂપ ગુણ જીતી, ભુતપંચ મહાભુત ભાતી.
વસ્તુ રહી છે જાતી વીજાતી, લક્ષ લગ્યો અખંડ વીલાસી. મૈયારે. ૨

વેદ ચારમાં બંસરી બજાવે, ચૈતન વરતીકુ નાચ નચાવે,
મન સંગે ત્યાં તાન મીલાવો, રાસ અખંડ ખેલતહે મોરારી. મૈયારે. ૩
બ્રહ્મા શેષ મહેશ સૂરમુની, સ્યામ બંશી ટેરીએસી સુની.
દ્વૈત નાશ ભયો સુણી ધુની, હરી વીષય રહીત વીહારી. મૈયારે. ૪
આનંદ ખોજંતા હુંરે ખોવાઇ. સચરાચરમાં રહીરે સમાઇ,
આપે આપ અમાપમાં આઇ, વસ્તુ કેવળ રહ્યો સીંધુ વારી. મૈયારે. ૫

પદ ૪.

લોક ચૌદ દેખ બ્રહ્મ લહેરી, ઠામ સીંધુ આનંદઘન ઠેરી.
લીલારે લીલારે, લોક ચૌદ દેખ બ્રહ્મ લહેરી. ટેક.
ગુણાતીનું તે મધે તોરંગા, રચના પંચભુત પચરંગા,
સરવે નામ રૂપ ગુણ સંગા, માયા નામ રૂપ મરદ મેરી. લીલારે. ૧
પરપંચ કોસપર પરપોટા, માંહી મલી રહ્યા છોટા ને મોટા,
ક્ષણમાં ઉપજે ને થાયરે ખોટા, ગાજે ગગનાકાર ધુન ઘેરી. લીલારે. ૨
વર્ણ ચાર તે દેખ વહેવારા, ચિત તે માંહી આશ્રમ ચારા,
નરનારી ભાસત ન્યારા ન્યારા. વસ્તુ માંહી વહાલો નહિ વેરી. લીલારે. ૩
નીરગુણ એક સરૂપ ગુણ નામી. પુરણ આનંદ તે વર પામી,
સદાનંદ અખંડ ગુરૂ સ્વામી, નીરાકાર કેવળ વસ્તુ નેટી. લીલારે. ૪

પદ ૫.

તુંતો લક્ષ સરૂપ લગારે, જીવ નીંદ્રા થકી તું જગારે,
મનારે મનારે, તુંતો લક્ષ સરૂપે લગારે. ટેક.
શુળી ઉપર શેજ બીછાવી, ઉન ઉપર નીંદ કયું આઇ,
ખોજી આંખ કાગ રસખાઇ, સોહી સંસાર કીયો તેં સગારે. મનારે. ૧
ભાવે માત પીતા સુત ભાઇ, લોક વહાલું કુટુંબ લોગાઇ,
સારી કુળવંતી મળીરે સગાઇ, અંતે દેશે તુને જો દગારે. મનારે. ૨
રાજપાટ હુકમ તેરો રહેશે, કરમતણી માર કોને કહેશે,
સારા સુખ દુખ તનતો વહેશે, વહાલુ કોઇ નહિ ત્યાં વગારે. મનારે. ૩
સતગુરૂકુ સેવે સંત સામા, કહ્યું માને તો સુધરેગા કામા,
નીશા કેવળ લેવે નીજ નામા, ભય તો જન્મ મરણકા ભગારે. મનારે. ૪

પદ ૬.

તુંતો મનથી દૂર કર મરના, ધ્યાન અખંડ દેહ નહિ ધરના.
જુનારે જુનારે, તુંતો મનથી દૂર કર મરના. ટેક.

બ્રંહ્માકાર વરતી શુદ્ધ ભાસે, નામ રૂપ ગુણનો થયો નાશ,
એક અખંડ અમલ જયુ આકાસ, તન ધરે સોહી નહિ ધરતા. જીનારે. ૧
મન મોહાકાર રૂપ માયા, કોટી કીટ પતંગ ધરી કાયા,
વાસ્ના લીંગ વિષયમાં વવાયા, ફેરા લક્ષ ચોરાસીમાં ફરના. જીનારે. ૨
સાગર મધે તોરંગ ઉઠે સોહી, ઉદધી લહેર જ્યાં ત્યાં નહિ કોઇ,
હરિ મધે મન એમ હોઇ, કીરપા કરી અખંડ શુધ કરના. જીનારે. ૩
મન ચૌદ લોક કરી માન્યા, તન તીરથ વ્રુત પર તાંણ્યુા,
ન દેવે અહું બ્રહ્મ કરી દાના, પંચકોસ તે દૂખમે પડના. જીનારે. ૪
શ્રીફળ શાકર કેરા ચારા, નહિ કરવાનું તેમાંથી ન્યારા.
પૂર્ણાનંદ તે અપરંપારા. સદાનંદ કેવળ સત સારા. જીનારે. ૫

---

## રાગ ગરબી.

### પદ ૧.

અનુભવી સંત આવો, લક્ષમાં અલક્ષ લાવો.
પ્રેમ રસ શેજે પાવોરે. આનંદરૂપી અનુભવી. ટેક.
કર્મ ના કરાવો કાંઇ, નામને ઉપાસી નાંહી,
ગુણાતીત ગુણ ગાઇએરે, આનંદરૂપી અનુભવી. ૧
ત્વંપદ રહો ત્યાગી, જોયું તદપદ જાગી,
લક્ષ તો અસીપદ લાગીરે, આનંદરૂપી અનુભવી. ૨
વેદ ચાર શબ્દ વાંણી, નામ રૂપની ભ્રાન્તી નાંણી.
જોતાં વસ્તુ પાસે જાંણીરે, આનંદરૂપી અનુભવી. ૩
જપોને અજંપા જાપ, ત્રીવીધીના ટાળો ટાપ,
આપમાં સમાવો આપરે, આનંદરૂપી અનુભવી. ૪
વસ્તુ કેવળ તાણો વાણો, મહાપદ શેજે માણો,
જીવ ઇશ્વર બ્રહ્મ જાણોરે, આનંદરૂપી અનુભવી. ૫

---

## રાગ હોરી.

### પદ ૧.

હરીકે સંગ ખેલુમે હોરી, પ્રભુકે સંગ ખેલુમે હોરી. ટેક.
લક્ષ લગાકે ચરણ રજ લેની, કીની અવિદ્યા અકોરી;
અરક પ્રકાસ હુવો મેરે ઉરમે, તીનું તાપકું દોરી;
ચિત મેરો લીનો ચોરી હરિકે સંગ ખેલુમે હોરી. ૧

રોમ રોમ તે વ્યાપીક અરૂપા, જગત રૂપ માયા જોરી;
માયાકે સંગ ખેલે મનમોહન, ભઇ ચેતન સંગ ભોરી;
દેખ હરદમ પ્રાણ દોરી, હરિકે સંગ ખેલુ મેં હોરી. ૨
પ્રાણ પ્રાજ્ઞ ચિદાભાસ પોતે, કુટસ્ત આદ્ય અકોરી;
પ્રોક્ષ મેટ અપરોક્ષ પદ પાયો, અરસપરસ ગત ઓહી;
નીગમ કહે સોહી સંત નોરી, હરિકે સંગ ખેલુ મેં હોરી. ૩
વિધીનીષેદ રહીત એક વસ્તુ, મહા આનંદ ગત્ય મોરી;
અખંડ કેવળ રહ્યો શુદ્ધ આતમ, ગગનકાર ધુન ગોરી;
દ્વૈત મેલ દીનો ધોઇ, હરિકે સંગ ખેલુમેં હોરી. ૪

પદ ૨.

ગત ગુરૂગમ ખેલત જ્ઞાની, ગત ગુરૂગમ ખેલત જ્ઞાની. ટેક.

ઇશ્વર જીવ દોનુ ખેલન આયે, માયા અવિદ્યા માની;
સાકાર ભાસત ભુતકે સંગે, ખેલત નામ રૂપ ખાંણી;
વેદ ચાર કહતહે બાની, ગત્ય ગુરૂગમ ખેલત જ્ઞાની. ૧
વેદ ભેદ મીલી બાગ બનાયો, થાવર જંગમ થપાણી;
વ્યષ્ટી સમષ્ટી ભઇ બંદરાબન, ગોપ ગોવાલન ગવાણી;
જાણનહારા સોહી સત જાંણી, ગત્ય ગુરૂગમ ખેલત જ્ઞાની. ૨
જાણનહારા સો અંતર જામી, પ્રણવ અક્ષર પુરાની;
એમાંથી અક્ષર બાવન બનીયા, ધરત અગોચર ધ્યાંની;
પરખે સોઇ અગમ નીસાની, ગત્ય ગુરૂગમ ખેલત જ્ઞાની. ૩
ખેલત દ્વૈત તીન ગુણ ખેલે, કળા ભઇક કહાની;
અખેલ ખેલ અનુભવ આયો, દાતા કેવળ ગુરૂ જ્ઞાની;
સદગુરૂ ચરણમાં સમાની, ગત્ય ગુરૂગમ ખેલત જ્ઞાની. ૪

પદ ૩.

ગુરૂગમ અગમ જ્ઞાન, શાન કોઇ સમજન પુરા. ટેક.

જુગમે તે સુરા જુગવરતી ઝીલે, માન નહિ ઉપમાને;
અખંડ આનંદઘન ઉરમે, ભયો અનુભવ ભાંણ. સાન કોઇ. ૧
રવી ઉગ્યો જબ રહે નહિ રાત્રી, પ્રકાસ સ્વસ્ત પરમાંણી;
પ્રકાસ કેરો તું આપ પ્રકાસી, અખંડ આનંદ ગતી આણી. સાન કોઇ. ૨

સાન એક ઘાટ બહુ શાભે, નામ સોના નીરખાની;
નામ રૂપ આર કીરીયારે નાંહી, જાનનહારા તુહી જાંન. સાન કાઈ. ૩
તે વડે તો જગત સરવે જાંણી, તે વડે જ્ઞાન અજ્ઞાન;
કેવળ અનુભવ ઉર પ્રકાસ્યો, પાયો બ્રંહ્મ પયપાન. સાન કોઈ. ૪

પદ ૪.

જોતાં તેગે સરૂપ અજીત. ધ્યાન તું કીસકો ધરેગો. ટેક.
જાગ્રત કેરો તું સાક્ષી જાણુ, પુરણાનંદ પરતીજે;
વીસ્વા અભીમાની ત્રીકુટી વરતે. નિત્યમાં નહિ અનિત્ય. ધ્યાન તું. ૧
સુક્ષમ દેહી સુપના કેરી છાયા, વપુમાં નહિ કોઇ વીત;
તેજસ અભીમાની સાક્ષી તુંહી. ભ્રાન્તી ભાસે ત્યાં તો ભીન. ધ્યાન તું. ૨
કારણ શરીરાપતી તીસરી કાયા, રસ એક કુટસ્ત રીતે;
પ્રાજ્ઞા અભીમાની જાકુ પેને. દ્વૈત તજી અદ્વૈત. ધ્યાન તું. ૩
અખંડાનંદ અગોચર આયે, મહાપદ જો તું અમરીતે;
દીલમાં કેવળ સોહી બ્રહ્મ દરસે, તુરીયાતીત અતીત. ધ્યાન તું. ૪

---

## આરતી.

( રાગ ધોળ. )

૧

થીર મન ચરણુમાંહી જો થાય, પ્રેમપદ પાયો આતમ રામની આરતી. ટેક.
આહંગ રૂપ તું આગ્ર વાણી. સોહં રૂપ તું સાધ્યરે ભાઈ;
શુન શકતી જ્યાં કરે સેવારે, શેહેજે શેહેજે તે થાય સમાદ. આતમ. ૧
મળ્યું લુણ જેમ નીરમાં. એમ આપુ મટી થયું એકરે;
જોતાં ન દીસે દો જુજવાંરે. જેમ મળી રહ્યું એકમ એક. આતમ. ૨
કહે કપુરની પુતળી, જેને અગની લાગી અંગરે;
નામ રૂપ ગુણ દીસે નહિરે, આપે અરૂપ થઇ છે અભંગ. આતમ. ૩
નીરગુણ તો ભાગે નહિ ને, ભાગે સરવે ભુતરે;
આવરણ નહિ કાંઇ અહનેરે, આપે અખંડાનંદ અબધુત. આતમ. ૪
આરતી આતમ દેહની, અને ગુરૂ ગમસે ગાયરે;
સત કેવળ શુદ્ધ સેવતાંરે, જીવ શીવ ભેદ દૂર થાય. આતમ. ૫

## રાગ ચાલતી.

પદ ૧.

થીર મન રાખો તો સુખ થાય, તેરો જનમ મરણ મીટ જાય. ટેક.
અસંખ્ય જુગથી ચાલ ચાલતો, પાછો વળે તો ગમ ખાય;
ચૌદ લોકમાં હુકમ ચલાવે, ગુણે ગુણાતીત ગાય. તેરો જનમ. ૧
ગુણાતીત અગમ સુધ ગાતાં, મનાતીતમાં સમાય;
પંડ બ્રહ્માંડમાં સાક્ષી પોતે, સરવાતીત રહ્યો છાય. તેરો જનમ. ૨
ગુરૂગમ જ્ઞાન અગમ સુખ સાગર, લહેર નીર એક મીલાય;
ચીદાનંદ ચરાચર ચૈતન, ધામ દુજો નહિ ધાય. તેરો જનમ. ૩
ચૌદ લોક સાકરકો નાળીએર, કહાડતાં સું કડાય;
કુચો કાચલી ન મળે કેવળ, ખોજી હંસગમ ખાય. તેરો જનમ. ૪

પદ ૨.

હરિજન ખેલવા કહાડોને કોઇ હડી, કે ચૈતન દડી રમત હાથ ચડી. ટેક.
ત્રણ ગુણની દડી ગુંથાણી, પાંચ તત્વ રંગ જડી,
નાડી ભેદ સું બાંધી રૂંધી, અગમ ચોતરે અડી. ચૈતન દડી. ૧
જેજેકાર સુરત હાથ ગેડી, ભેરૂ જીવ સીવ ભડી,
જન્મ મરણકી દોપટ મેલી, જીત્યાની ગમ જડી. ચૈતન દડી. ૨
અજીત હોઇ અગમ ઘેર આયો, વિવેક વિચાર સુધ વડી,
તન મન વીખીઆરાં દાણ ચુકાવ્યાં, ગગન નોબત જાશે ગડી. ચૈતન દડી. ૩
રમત રમી નર હુવા નચીંતા, મહા શુન પર મઢી,
સત કેવળ બ્રંહ્મ માંહી સમાણા, ફેર રમત ન હોય ખડી. ચૈતન દડી. ૪

પદ ૩.

સચ્ચા સદગુરૂ મલીયા સોય, હરદે હરિ સરૂપ સત્ય હોય. ટેક.
પારસકુ જબ લોહા પરસે, કંચન કહે સબ કોય,
ભાવ કરી સદગુરૂજીકું પુજો તો, જીવ મટી બ્રંહ્મ જોય. સચ્ચા. ૧
કીટકુ જબ ભમરી ચટકાવે, નામ રૂપ ગુણ ન હોય,
લક્ષ લગે તો આપું પલટે, ખલવરતી મન ખોય. સચ્ચા. ૨
નૃપકુ જઇ નીચ મલે તો, આપ બરાબર હોય,
સદગુરૂકું જઇ શીષ્ય મલે તો, ચિત મેલ દીનો ધોય. સચ્ચા. ૩
અખંડ સરૂપી હુવા નર આપે, તેજ બ્રંહ્મઘન જોય,
સત કેવળ બ્રંહ્મ માંહી સમાણા, દેખે ને જીવ સીવ દોય. સચ્ચા. ૪

પદ ૪.

ત્રીવીધીનો નહિ જ્યાં તાપ, એતો આપો આપ અમાપ. ટેક.

વ્યષ્ટી સમષ્ટી નહિ જ્યાં વાણી, થાપ નહી જો ઉથાપ,
જીવ સીવ જગત જામે નાંહી, કુનકો જપે હુવે જાપ. એતો. ૧

ઈંદ્રી દસ નહી અષ્ટ અંગ, માન ઉપમાન નહિ માપ.
તત્વ પાંચ ગુણ તીનુરે નાંહી, ક્ષર અક્ષર નહિ ખાપ. એતો. ૨

માત તાત માયા નહી, બેટા નહિ કોઇ બાપ,
કુલ વરણને કાયા નહી, પુન્ય નહિ કોઈ પાપ. એતો. ૩

આદ્ય અંત મધ્ય બ્રંહ્મજ ભાસે, સંસય નહિ સંતાપ,
કેવળ બ્રંહ્મ અગોચર કહીએ, વસ્તુ નીરંતર વ્યાપે. એતો. ૪

---

## રાગ બંદાનો.

પદ ૧.

જીવતાં ઘર જુવો બંદા, જીવતાં ઘર જુવોજી,
મુવા પછે મોક્ષ માગે, (૨) કાળાબ્રહનો કુવો. બંદા જીવતાં ટેક.

જાગ્રત દેહીનાં આચરણ જાણી, ખોટી વાસ્ના ખુવોજી,
નાશવંતકું કેસા નીરખો, રૂપ જોઇ કયા રૂવો. બંદા જીવતાં. ૧

રસીક સ્વપ્નમાં અનેક રચના, મોહ ભ્રાન્તીમાં મુવોજી,
અનેક સુખ દૂખ માની આપદા, ભુત ભવીશ થાય ભુવો. બંદા જીવતાં. ૨

કાર્રીય કારણ લીન કરકર, શશોપતીમાં સુવોજી,
આવરણ ઉરસેં દુર કરો પછી, હરી રૂપ તું હુવો. બંદા જીવતાં. ૩

ત્રીકુટીનો બાદ ત્યાગી, નામ રૂપ ગુણ નુવોજી,
આપે અનુભવ આપોઆપ, દ્વૈતકુ કયા જુવો. બંદા જીવતાં. ૪

ગુણ નહિ નીરગુણ ગોવીંદ, પુરણ આનંદ પુરોજી,
સત કેવળ શુદ્ધ સોહીએ, બીજકુ કયા બુવો. બંદા જીવતાં. ૫

પદ ૨.

એકકે ઘર આવ્યો બંદા, એકકે ઘર આયોજી,
દેખ એક ઘર છોડી દે તો, અનેકમાં ભટકાયો. બંદા એકકે. ટેક.

એક અખંડ અજર અમર, લક્ષ કુટસ્ત બ્રહ્મ લાવ્યો,
અનેક જીવ ઇસ માયા આવરણ, ગુણ ઉભા કરી ગાયો. બંદા એકકે. ૧

ગુણ તજી નીરગુણ ગોવીંદ, પુરણદ નીજ પાયોજી,
જગત જોઇ આપ ખોઇ, મન સંસય સમાવ્યો. બંદા એકકે. ૨

સુવરણ કેરા ઘાટ સરવે, સ્વપનામાં ડેરાયોજી,
સોવરણ રસ એક આપ સોહી, થયો નહીં કોઈ થાયો. બંદા એકકે. ૩
મરતીકાના ઘાટ સરવે, ઘાટ હવેલી ચણાવેજી.
નામ રૂપ ગુણ કીરીયા નાહી, ભોવન અખંડીત ભાયો. બંદા એકકે. ૪
કર શ્રીફળ સાકર જેસા, ખાવે એજસો ખાયોજી.
કેવળ કહે અધ્યાસ કરતાં, જીવ બ્રંહ્મ મીલ જાયો. બંદા એકકે. ૫

પદ ૩.

સમજકે ઘેર સમો બંદા, સમજકે ઘેર સમોજી.
કારણ દોપકું દુર કરકે, રમત અખંડ રમો. બંદા સમજ. ટેક.
સરૂપ અખંડ આપ સોહી. દેહ નહી કયા દમોજી,
નામ રૂપ ગુણ કીયા નાંહી, ભ્રાન્તીમાં કયું ભમો. બંદા સમજ. ૧
ભ્રાન્તી તો ચોદ લોક ભાસે. નહિ ત્યાં કાંઇ તમોજી,
અમર અજર આતમ ઓહી. ત્રીગુણાતીતમાં ગમો. બંદા સમજ. ૨
નીરવીકારી નાથ નીરગુણ, નહી હું મારૂ હમોજી,
સર્વની માંહી આપ સરીખા. જોત અવીચળ જમો. બંદા સમજ. ૩
જોત સ્વપ્રકાસ ભાસે. તેજ નહી કયા તમોજી.
માયા કેરી આડ મોટી, પરા પારકું પામો. બંદા સમજ. ૪
કરતા અકરતા આપ સોહી, આંટ ખાટ નહી ખમોજી,
ગુરૂ પરતાપે કેવળ ગાવે. ઠીક ચરાચર ઠમો. બંદા સમજ. ૫

પદ ૪.

જીવન મુકતને જાણ, બંદા જીવન મુકતને જાણજી,
દેહ છતાં વિદેહ મુકતી. મહા વાયક પરમાણ. બંદા જીવન. ટેક.
ચીદાભાસ રૂપ જીવન ચૈતન, વાસ્ના લીંગ નીરવાણજી,
અવિદ્યાનું કારણ એહી. મનનો સાક્ષી તું માન. બંદા જીવન. ૧
ઇંદ્રી દ્વારે બુદ્ધી જો આવે, વિષય શબ્દાદીક વાંણજી,
ત્રીકુટી કેરો સુદ્ધ સાક્ષી તુંહી, ખોજી કરે ઓળખાણ. બંદા જીવન. ૨
અક્રીય અજ આત્મા, તેતો કરે કીરીયા પ્રાણજી,
તે સરવનો ચૈતન તુંહી, અખંડ અનુભવ આણ. બંદા જીવન. ૩
જાગ્રત સ્વપન શસોપતી જીવ, ત્રીકુટીએ જડ માણજી,
અસત ઇંદ્રીને અશુદ્ધ દેહી, ભયો તું ચૈતન ભાંણ. બંદા જીવન. ૪
નામ રૂપ ગુણ તીનું નાંહી, હરખ શોક નહિ હાંણજી,
કેવળ નહિ સો કરતા અકરતા, વેદ પહોંચે નહિ વાંણ. બંદ જીવન. ૫

## દીન સાહેબની વાણી છે–જાતે મુસલમાન લવાર હતા.

રાગ લાવણી. ૧

આવોરે સજ્જન તુમ સુણો શ્રીભાગવત, ધારણ સોહી દીલમાં ધારો.
સીરગુણ રૂપ નામ સતમાંહી. નહિ નીરગુણ તુમકો ન્યારો. ટેક.
સંત સંગત દુરલભ નર દેહી, દુરલભ સદગુરૂ સચીઆરો,
આતમ જ્ઞાન જાણવોરે દુરલભ, દુરલભ દુસ્તર નીશતારો. આવોરે. ૧
થીર નહી કાયા થીર નહી માયા. થીર નહી નર ઘર ગ્રહસ્થારો.
હરહર કર હરીજનકી તું સંગત, થીર સાહેબ સરજનહારો. આવોરે. ૨
આપારે ત્યાંતો બહોત આપદા, આપે મનસે મનમારો.
મન માર્યા પીછે મરનારે નાંહી. નહી અવતરના સંસારો. આવોરે. ૩
ખટ શાસ્ત્રી પુરાંણ અઢારા, આદ્ય શબ્દ એક ઓંકારો.
અજંપા જાપ જપે અવનાસી. સુખરાસી અનુભવ હારો. આવોરે. ૪
શ્રી ભાગવતયું ભાંખેરે સજ્જનો, ભજન વીના કયું ભવહારો.
દીન કહેરે ભજ ચીદાનંદને, અરસપરસ ઘટ ઉજીયાળો. આવોરે. ૫

લાવણી ૨.

કર કર ભજન સજ્જન સાહેબકા. દીલ સાબુત કયા ડરતાહે.
લોક લાજ કુલ કામ લાગકે, તું કયું ભુલા ફીરતાહે. ટેક.
સમજી સંત સાહેબકુંરે પ્યારે. પરમારથ પરવરતાહે,
દેખ હંસકુ કાગ કરતાહે, મન મુરખ જલ મરતાહે. કરકર. ૧
ભગત જગતકુ વેર સદાહી, નીંદીક નીંદા કરતાહે,
હરિજન વંદીક હરકુરે પાવે, નીંદીક કાજ બીગડતાહે. કરકર. ૨
નીંદીક અપના જુગ જુગ જીવો, તનકા મેલ ઉતરતાહે,
તજ ગુણ અવગુણ ગ્રહે જો ગાફલ, સાહેબસે દુર ફીરતાહે. કરકર. ૩
ખબરદાર હુસીયાર હરીજન, દવેશ ન કીસકા કરતાહે,
જીનકા દરશન જુગમે દુરલભ, સરજનહાર સમરતાહે. કરકર. ૪
જીનકા ભાવ ફલેગા જીનકુ, તું હરિ ભજન નીરવરતાહે,
દીન કહે મહાસુખ ભજનમે, આશક અઝરા ઝરતાહે. કરકર. ૫

લાવણી ૩.

નમો નમો શ્રીમન નારાયણ, નારાયણ ગુરૂ ગોવીંદ,
હરહર કર નારાયણ, નારાયણ સચ્ચિદા નંદા. ટેક.

• ઘટ ઘટમાં પરગટ પરમેશ્વર, પરમેશ્વર પરમાનંદા.
કરમ ભરમસે ન્યારા સોહી, મરમ માર જેને સમરંદા. નમો નમો. ૧
સીરગુણ તુંહી ને નીરગુણ તુહી, તુંહી તીનગુણ તદરંદા.
સ્થાવર જંગમ કીટ પતંગા. તું સચરાચર રમરંદા. નમો નમો. ૨
પરીબ્રહ્મ પરમાત્મા તુંહી. આતમ અનુભવ આનંદા.
જ્યાં દેખું ત્યાં તેસારે તુંહી, તુંહી તુંહી મન આનંદા. નમો નમો. ૩
વેદ કીતાબ પુરાણ કુરાનાં. જીસ ગાવે દસમસ્કંદા,
જીના રૂદે સુદ્ધ બુદ્ધ મોહ ન. રામ રહીમ એક જાનંદા. નમો નમો. ૪
દીન કહેરે ગુરૂ બ્રહ્મ જ્ઞાનસે, બ્રહ્મ દલંદા બાજંદા,
અપરંપાર અલક અવીનાસી. ગગન મંડળ ઘર ગાજંદા. નમો નમો. ૫

લાવણી ૪.

ઝનનન ઝનનન બાજે ઝરંકાર, રેણુંકાર સત પીછાની;
ગગનકી બાતાં લાવોરે સજ્જન મોહે. તો માનુ સત નીસાની. ટેક.
અનેક ભાતકી બાચા ઉકલી, તીનમે કુનસી બખાની;
પરા પસયંતી મધમા વૈખરી. તત્વહે અનભે વાંણી. ઝનનન. ૧
પંચ તત્વ ઉપરકી બાતાં. તીન ગુણ સબ સામાની;
પ્રકરતી પચ્ચીસ પ્રકરતી. નીરવરતીકી જુવાની. ઝનનન. ૨
તેત્રીસુંકા તંત છાંડકે, લીયા નીસાની અસમાની;
શુન શીખરગઢ સ્થાન આપણા, આદ્ય અંતહે સ્વસ્થાની. ઝનનન. ૩
અખંડ શબ્દકી જ્યોતી પ્રગટી. માર્યા કુટીલ મકરાણી;
નખસીખ તનમે નુર પીછાણ્યા. સોહી નીરંજનહે જ્ઞાની. ઝનનન. ૪
પંડીત પીર મુલ્લાં કાજી, સબ અપને ઘરકુ તાણી;
ઉલટા ખેલ અકલગત ન્યારી, જો ખેલે તેને જાણી. ઝનનન. ૫
માયા ભગની સબ જુગ ઠગની, લાલચમે સબ લપટાની;
શેજ સરૂપે સતગુરૂ મલીયા, બ્રહ્મ જ્ઞાનસુ અટકાની. ઝનનન. ૬
દીન દીવાના અલમસ્ત દીવાના, કહેતા ઉશ ઘરકી જોડી;
તખત બેઠકર દીયારે ડંકા, સબ ડરકી ફાંસી તોડી. ઝનનન. ૭

---

રાગ દાદરા.

ધન્ય ધન્ય એ ભાગ્ય જીનકા, સતસંગ ચીત લગા;
ગત ગતકી બાતાં લાવતા, જાકે દીલમે નહી દગા. ટેક.

મન નીજ મેને મીલાયકે, બુબદલ બગા;
તબ ઝલલલ ઝલકે, કર દેખ બનગા. ધન્ય. ૧

તબ ખલલલ ખલકે, જાકે ઘટમે હે ગંગા;
તબ ભલલલ ભલકે, અનભે સુર જગા. ધન્ય. ૨

ઓહં સોહં લગન લગકે, જીન જાલીચે જગા;
દરવેશ દીન દરશન કરી, ખુસી રહેવે સદા. ધન્ય. ૩

દાદરો ૨.

આશક આયા માશકસે, જબ આશકી લગી;
અલમસ્ત મગન મીલતેરે. જબી ત્રસ્ના હુજી. ટેક.

ધીરજ ધરત ધરતાં, શેજે સુર જગી;
જબ નરત કરત હુર કહે, હરદમ બંદગી. આશક. ૧

સુદ્ધ બુદ્ધ બીચારી સોહી, ઓહી અગમકી;
મન બુદ્ધ બીચારી ધારે, બાતાં બેહદકી. આશક. ૨

મન મીલત મીલત મીલતાં, પલ ખુલ દર્દ પગી;
જબ દીન દીન પાયા, તબ ભરમના ભગી. આશક. ૩

દાદરો ૩.

સુનતાહે હોશ અપના, જુગ સ્વપન હે નીધાન;
મુસકલ મુસીગત હોયગા. કહ્યા માન માન માન. ટેક.

મુરસદકે સુકન શુનકે, તન મન ભજનમે આણ્ય;
તજ અવગુણ ભજ નીરગુણ, ધરતાની કયુ નીદાન. સુનતાહે. ૧

માયાકા જોરહે એસા, જેસે આભેક હેવાન;
જો કરેગો એક પલમે, પસતાયગો નીધાન. સુનતાહે. ૨

તુજે ગમ નહી બે ગમકી, કરતા નીગમ નીશાન;
અગમ અગાધ અવીગત્ય, કરમા ન કર પીછાંન. સુનતાહે. ૩

કરે કારજ કર હુસીસે, અજરા જરે જુવાન;
તબ દીન દીન રબહે, અલમસ્ત રહો સુજાન. સુનતાહે. ૪

ગરબી.

આપ આપકા દીલ સમજાના, કયા મતલબહે કોઇ સેરે. ટેક.
બેર બીબાદ કીસીસે નહિ કરના, લગન લગાનાજી ઓઇસેરે. આપઆપકા. ૧
નીરગુણ સીરગુણ સબી એક હે, દોસ્તી રખના દોઇસેરે. આપઆપકા. ૨
ભલી બુરી સબકી સુન લેના, રહેનાજી રંગમાં સોહીસેરે. આપઆપકા. ૩
દીન દીવાના અલમસ્ત દીવાના, તાર લગાજી તુંહી તુંહીસેરે. આપઆપકા. ૪

# દીન સાહેબની ચેતામણી.

## સાખી.

૧

નમો નમો ગુરૂ પીરકું, ગુરૂસેં પાયા જ્ઞાન;
દીન કહે ગુરૂ દેવકા, બાંચુ કયા બખાન. ૧
દીન કહે કર જોડકે, શુણો સરજનહાર;
અવીચળ વાણી દીજીએ, કહું ચેતામણી સાર. ૨
દીન દુનીકે જીવકુ, એહ બડો ઉપદેશ;
ભવસાગર શેજે તરે, સેવે સંત સુરેશ. ૩
ભજન કીએ ભાવટ મીટે, કટે પ્રાયશ્ચીત કરોડ;
દીન ભજન લવલીનહે, સુરત સીર સંગ જોડ. ૪

---

ભલાજી ભેદ પુછા ખુબ, કહુ અબ શબ્દ શુનમે ખુબ;
જો હોવે દીનુંકા તું દાપ, દીલમાં રાખીએ ન રોશ.
સબીકા એકહે અલ્લા, ભલે મન હોયગા ભલા;
જ્ઞાન ગંભીર સો ગંભીર, આદુ પીર અમર ફકીર.
જીનસે જીકર નાં કીજે, દુવા દરવેશકી લીજે;
ઓહું શબ્દકુ પહેચાન, આદુ અગમકી ઓળખાણ.
આયા કહાંસે ભાઇ, ઉતપતી આદ બતલાઇ;
સંતો ધરો ધારણુ સંત, પરસંત પાર બ્રહ્મ પરસંત.
નહિ થા નામ નહિ થા નુર, નહિ થા ચંદ્ર નહિ થા સૂર;
નહિ થા બીસ્નુ ઓર મહેશ, નહિ થા શકતી બ્રહ્મા શેષ.
નહિ થા પાંચ તીન પચીસ, નહિ થા ખટ દરશન એ કીસ;
નહિ થા છતીસુંકા સાન, નહિ થા ચોરાસી લખ ખાંણ.
નહિ થા મેરૂ શાતો સાર, નહિ થા બનભાર અઢાર;
નહિ થા ધરણુ જલ આકાસ, નહિ થા પવન શબ્દ પ્રકાસ.
નહિ થા જ્ઞાન ધ્યાન બૈરાગ, નહિ થા જોગ ભોગ જુગરાગ;
આદુ અખંડ બ્રહ્મ અરૂપ, સરજનહાર શુન સરૂપ.

નીરગુણ આદહે નીરમાન, ધાર્યા ધરણુકા ઉનમાન;
પ્રકટી આપહીશે નુર, મનસા ખડી આવ હજુર.
ગેબી શબ્દકી પરમાણ, કીજે શ્રષ્ટીકા મંડાણ;
ઉપાયુ ઇંડ ઉડાચીત. પરગટ ભયે પાંચુ તંત.
પાણી ધરણુને આકાસ, અંતર પવન શબ્દ પ્રકાસ;
રચીયા આપ રૂપ વૈરાટ, બાંધુ પંડ બ્રહ્માંડ ઘાટ.
દેવતા તીનહી શીરબાટ, બ્રહ્મા વીસ્નુ શંકર ઠાઠ;
પુરણ બ્રહ્મ પોતે પાટ, નીરમલ નુર નીગમ નીરાટ.
એસા કીયા કેતીકબાર. બાની લીજીએ બીચાર;
બીજ બીજ કીયા કે બાસન, ખેલ આપ સબી આસન.
રવીચંદ્ર નેણ કરે નીરધાર, કરોડ તેતીસ સેવે સંસાર;
જ્ઞાન ધ્યાન જોગ બેરાગ. તીરથ વરત ધંધે લાગ.
દાનવ દેત નીસ્તાર. શેજ ભાતકા બીસ્તાર;
ધાર્યા ધરણુકા ઉનમાન, પંખી ચાર ચોપદ જાણ.
જલકા જીવહે જલમાંહી, તરૂવર માંહી સુત કહેવાય;
નીરબે નીરાધારી ઇંડ, તાપર સાત દીપ નવખંડ.
ચૌદ તબક ચારૂ ખાણ, તીનું લોક તતબે જાણ;
મુરતી ચાહી મનમે સેવ, જુના એક અનઘડ દેવ.
આદુ એક ઓર ઉપાદ, કુણહે શીષ કુણહે સાધ;
માયા રૂપ આવાગમન, ચાર એકવીસ આસ નરમણ.
આપા ખોજ એ ભાઈ, નીરગુણ નાંખ બતલાઈ;
તુજે મે બોલતાહે કુણ, ઓહી અખંડ બ્રહ્મ અજુન.
સદગુરૂ શેજેહી પાયા, પરાકરમ પોતે પરખાયા;
પહેલે શાધ મંતર મલ, ઓહી શબ્દકા સ્થુલ.
ત્રીપુટી તીરહે હંસા. ગેબી ગરજના કેસા;
ચટીઆ ખટ ચક્ર છેદા, જ્યાં જરા મરણ ભે છેદા.
કાયમ કુદરતકી કાયા, નીશાના સંત કોઇ પાયા;
પાંચુ અરસકી બુરજા, છુટેગી ગેબકી ગુરજા.
માર્યા કામ કરોધકુંઢંગ, જીત્યા મોહસેં રણજંગ;
માર્યા લોભ ગર્વ ગુમાન, લાલચ મારદ્દા અભીમાન.

મા્ર્યા કપટ કાફૂર તુરત, જાણે પાયે નહિ સ્વારથ;
રેણી પાયે નહિ મોહવશ, જુઠી સેવના પડપંચ.
કીલ્લા કબુદ્ધીકા હઠાયા, મીટ ગઇ તીમરકી છાયા;
નહિ અબ આવના જાના, જમાયા આપકા થાણાં.
દેખા દામની ચમકે, ઘનનન ઘુઘર ઘમકે;
ઠનનન ઠમલા ઠમકે, જનન જાલરાં જમકે.
સુખમણ ઝાંઝરી ઝમકે, મહાજન મોરીયા ઠમકે;
એસી અગોચર અગરાજ, નીરભે નીરંજનકા રાજ.
હરિગુણ હેતસે ગાયા, આતમ અલક ઓળખાયા;
હીરા હાથ જખી આયા, સોહી સમજ પરખાયા.
સ્વામી બાળ કીરપા કીન, પાયા દીનકા ઘર દીન.

## ચેતામણી ૧ પાયે સમપુર્ણ

૨

ભજ મન આદી ઓંમકાર. સોહી સકલ સરજનહાર;
સબ નીજ ધામકા બીસ્તાર, બોજા સકલહી બ્રહ્માંડ.
દરશન છયોકા એક પંડ, ભયે જબ છતીસું પાખંડ;
જીનસે ભયે જુજવે મત, જામે ભુલ રહી જગત.
સાહેબ એક ભેખ બીગત, કોઇ તો રામકું ધાવત;
કોઇ તો કીસનકુ ગાવે, કોઇ મહાદેવ મન ભાવે.
કોઇ નીજ ભજતહી ભગવંત, કોઇ ગોવીંદગોકુલનંદ;
કોઇ રૂગનાથહી પરસંન, કોઇ તો ભજત આબુધાર.
કોઇ તો પુજતા ગીરનાર, કોઇ તો કાસી હરદ્વાર;
કોઇ તો જગન્નાથ દરબાર, કોઇ તો બદ્રીકેદાર.
કોઇ દ્વારકાં દરબાર, કોઇ તો શ્વેતબીદુ રામેસ;
કોઇ ગંગા જુમના ઉપદેશ, કોઇ તો માનધાતા શેષ.
કે કોઇ ભજતહે શીવ શકતી, કે કોઇ ભજતહે મનમુકતી;
કે કોઇ ભજતહે પારસ જુગતી, કે કોઇ દલ રીખવદેવરી જાત.
કોઇ દલ તીરથંકર કીતાપ, કોઇ તો ગોતરીકા માતા;
કોઇ હીંગલાજ હરદાતા, કોઇ અંબાય ગુણ ગાતા.

કોઇ હનુમાનહી જતી, કોઈ ગણેશ ગણપતી;
ભજે કોઇ બીધાતા બસતી, ભજે કોઇ ભેરવા ભોપાળ.
કોઇ તો ખડા અંતર પાળ, કોઇ તો મનબેરહી બૈતાલ;
ભજે કોઈ ચામુંડા કાળી, કોઇ તો બહુચર બરદાળી.
સાધે સુરત મતવાલી, ભજે કોઇ મંત્ર ઓર મુઠી;
ભજે કોઇ ખાખ ઓર બુટી, ના સાંધે સરગકી ટુટી.
ભજે કોઇ ભુત ઓર ડંકણી, કોઇ તો હીંગજ શંખણી;
કે કોઈ ઉડત ભંખણી, કરે કોઇ ખુદાકી બંદગી.
અલાહી યાદકર જીંદગી, કોઇ તો ઓલીયાં ઉનગી;
કોઇ ચીત ધરે ચાઓ પીરા, કોઇ મુસ્તફા કોઇ દસ્તગીર.
કોઇ દીલ બજદુકી તીર, કોઇ દીલ નબીકી હુકાદ;
કોઇ દીલમાં વેકલ સલબાત, કોઇ દીલ કહે સુલેમાન.
કોઈ દીલ મેમદા સુલતાન. કોઇ ચીત આતશાપર ધ્યાન;
કોઇ ચીત દૈત દાનવ નાગ, ધરે કોઇ પવન જલ અનુરાગ.
કોઇ તો ફીરે સબસે ત્યાગ, તેરા નામહે નીરધાર;
અનભે અલખકા બીસ્તાર, આપોઆહે કીરતાર.
અવઘટ અટલ જુગત અપાર, બીરલા લેએ બીચાર;
શેજ પરસ્યા સ્વામી બાળ, શેજ પરસ્યા સ્વામી બાલ.

ચેતામણી ૨ પાયા સમપુર્ણ.

૩

પાયા લાલહી લાલ, ચરણાજદી કંથકે તાકે,
દીલમે કબુધ નહિ રાખ, હરફ હંવ સાચ શું ભાખ.
ઇસ જુગમે જશાહી લેના, બડા એક દરસેં રહેના,
બંદાકા હીસાબહી કહેના, ખબરકુ રેસકર ભાઇ.
શુન મન શેજ સમજાઇ, હક હીસાબ હરપાઇ,
ગર્વ દેવ તીનું કેગારે, કંઇકકું પાર ઉતારે.
કબુધ બેતાલસુ મારે, સમજ બેદીલ તું મેરા,
દુનીમે કુણુહે તેરા, અલકકી આયદ વન ફેરા.
અરે મન દેહકા રાજા, નગારા નામકા બાજા,
કરો કુચ કામ તુમ તાજા, ધર્યા અવતારકા ફલ એહ.

હમેશાં આદસે લગરહે, સદા લગન શબદસે લગરહે.
જબાંસે અરથ કુચ ના કહે, સચ્ચે દરબેસકી ગતએહ.
મુલ્લાંહે મન તન કાજી, અદલપર આપહે રાજી,
વીશંભર હાથહે બાજી, દીલાંબી વીનંતી કીજે.
અપને ઇમાનસેં રીજે, બડાઈ બડેકુ દીજે,
નેકીકા કામહે ભારી, હુવે જબ આપકી ધારી.
શાંઇકે નામપર વારી. ગુનેગાર હું તેરા,
ગુના તું માફ કર મેરા. મુજે તો આશરા તેરા.
જોરાવર જુલમ કરતાહે, સકલ સીર જોર ફરતાહે.
કીસીસે નહિ ડરતાહે. સાંઇ બીન કુણહે ભલા.
કફરકુ જેર કર અલ્લા, કલા મુલાકી રસુ લીલા.
ખુદાકે હોંફસે ડરના, બુરા કીસીકા નહિ કરના.
સકલકુ શાંઇકા શરણા. રૂવાં સબ એકકર જાણ્યાં.
દીલાં બીચ કંથકા થાણાં, તંબુ અશમાનકા તાણ્યા.
સબરકર જબર હોઇ રહેના, ભલેકુ બુરા નહિ કહેના.
બલકા પ્રેમકા પેના, ગલે બીચ ગમતકી શેલી.
ગગને સુરતકુ મેલી. શાંઇ તુમ હકકા બેલી,
ખોદાકે નામકા દરવેશ. દીયા મુજે અપના ઉપદેશ.
રસુલલીલા કબી નાંબે, તેરી ગતી કોઇ ન પાયા.
બનીહે બુંદકી કાયા, ખરેખર ખબર કર લાયા.
સંતોસે પ્રીત કર લેવે, મુગતી પરવાનગી દેવે.
શાંઇકે ચરણ જા રહેવે, કરો તુમ કંથકી ચરચા.
મીલેગા પ્રેમસે પરચા, હુબા હીસાબકા ફરચા,
શુનો શાંઇ દીનકી બાની, સાહેબ સકળકા દાણી.

## ચેતામણી ૩ પાયા સમપુર્ણ.

૪

સચ્ચા દરવેશ કર જાણી, સાંઇયાં આપહે ઉસ્તાદ.
નીશ્ચે નામ કર લ્યો યાદ, પીયા પ્રેમકા સ્વાદ.
શાહી સુરતસું પીયા, ફકીરી હાલ જબ લીયા.
શીકકા શાંઇને દીયા, ટોપી તીન ગુન નારી.

કીલંગી છતર પર ઝારી, શેલી સમજી કર ધારી.
ખલકા બેરક સીયા, ફરૂઆ દરફદકા લીયા.
કકન કનક મન કીયા, તોડી રેકહી જમજુત,
તસબી નામકી મજબુત, ખેલે સકલમેં અબધુત.
ચકર આદહે હુલમસ્ત, ખોજી મીલે જામા વસ્ત.
નીશે શાંઇ જાણ્યા પીર, ધર મન એક ધારણ ધીર.
આસન સદાસુ કીશીર, રહેવ જગતસેં ન્યારા,
સોહી સકળકુ પ્યારા, દોનુ ઘર એક કર ધાર.
હોવે કોઇ હમ શાથી, છોડ કબુતકી કાતી.
નીસ્ચે નામકા નાતી. કરે નીજ ઘટબીચ નીવાજા.
છોડા સકલહી ઉતપાત. કરલો સાંઇ અપને હાથ.
પઢલો પ્રેમ શીશલબાત, આતન દેહ રામરીજીત.
જેસી આપકી પરતીજ. પરખો અમર આદી અતીત.
મુસલમાન સોહી માન. હીંન્દુ હકીકત પરમાણ.
હમતો દોનુકે મેમાન, પાયા અગમ અરથ અપાર.
ખોજ્યા શબ્દ સંત બીચાર. નીરખ્યા નુર નીરાકાર.
ખેલે ગગનમેં ખેલા. સદા મોહબુબસેં મેલા.
હોયગા અલખસેં ભેળા. હુચ ઉન દેશકે બાસી.
છોડી સકલહી ફાંસી, પરખ્યા તંત તમને સીત,
પુજે પહાડકે પથરા, નીરખે કાસીકા ખતરા.
શાયર શેજહી ઉતરા, નહી હમ મરદ નહી મેરી,
ના કોઇ શેન ના બેરી. કફની કુદરતકી પેરી.
ચલે જબ ગગનકી શેરી, મદારી સુખમણા મેરી,
સુરતા શીખરપર ઠેરી, અદપકા પેરલે ચરણા.
સીર દરબારમેં ફીરના, નાડા રેસકા કરના,
જામા જાતહે જગદીશ, બંધન તાગ તુ તેતીસ.
હજરત આપકું આશીષ, પલકર પામરી પીઠ,
ખંજર મુખહી લટકા, સદગુરૂ સ્યામસુ રટકા.
સમરણ બડોદે શીર પેચ, તુ રાખી મતકા હદ બેસ,
લપેટા લાલહે દર બેસ, શજ્યો સણગારહી સારો.

સમજી સમશેર કર ધારે. દીગંબર શેશ હથીઆરે,
કરણી કીજીએ કમાન, રેણી રીજીએ સુજાન.
જરણા ઢાલહે પરવાન, ઘોડે જ્ઞાનકે ચડીએ.
ફોજો સાચ સું લડીએ, ભુલા કબુ ના પડીએ.
તોપાં ભેદહે હુશીયાર, બંકા જુપહે બીચાર.
સુરતા રૂપહે સુચીયાર. લશકર નામકા મોટા.
નહી સામાનકા ટોટા, ભર્યા ભરપુરહે કોઠા,
અનહદ નોબતું આરબાંન. નેજા સતહે નીશાન.
ઉલટા આપકા ગમશાન. અગુવા પ્રેમ બેરખદાર.
પકડયા દેહકા સરદાર, આલમ જગતકા આધાર.
હુલા કરત કછા જોડ. કીલ્લા કબુધકા તોડ,
લશકર મોહ પીછા મોડ. જીત્યા શબ્દ જશ દીવાન.
માર્યા ગર્વ જટ અભીમાન, સબઘટ એક આતમ જાણુ,
કીશીકુ પરબકી બાતાં. કીસીકુ દુખહી માતા.
કોઈ ગુણ અલકકે ગાતાં. સાંધ્યા અનેક આધાર્યા.
ન પાવતે મેરા પારા, ભુલા ફીરતાહે સંસારા.
સદાહી જીતાહે જનકી. તપાસે આપકે તનકી.
લગની પાર પર સંતકી. તેરી મહેરજો સાચી.
ફીરેનાં હુડીયાં પાછી, મકા મન પરસલે કાસી,
લગન જબ આપસે લાગી, કબુધ જબ તનસે તાગી.
ફકીરી હાલકા ડંડા, જોળી જુગતકા ઝંડા,
હમેરા પંથહે ન્યારા, અનભે ખડગ ચોધારા.
પાવે પાવને હારા, નવોહી ખંડમે ચાવા,
તીનું લોક નર દાવા, આશન ઠોરહી ઠાવા.
કીતાબાં વેદહે શાખા, બાજા ચોદેશકા વાગ્યા.
ઓળખે અલકકી ભાષા, ધારણ ધ્યાનસેં ધરણા.
કીસીસે બાદ નહી કરના, જોગી જીવતાં મરનાં,
ખુલે જબ અગમકા તાલા, ગેબી જ્ઞાન અજુવાલા.
માલા અબધુત મતવાર્યા, તુહી ત્રીલોકકા તારણ,
તેં રચના રચી તુજ કારણ, વીશ્વંભર વીપતકા વારણ.

ન કલંગ તું અનાથોના નાથ, અકલરૂપ અગમ અગાધ,
અમર અખંડ અલક અજાત, સુભરા ભર્યા હે ભરપુર.
નીરંતર નીરંજનકા નુર, તેં રચના રચી અકરૂર,
નીરભે વાસ નીત્ય આનંદ, ખાજી ગુરૂકા પરસન.
દરશન દીન સચ્ચીદાનંદ, દરશન દીન સચ્ચીદાનંદ.

## ચેતામણી ૪ પાયા સમપુર્ણ.

૫

ખલલલ પ્રેમરસ ખલકે, ભલલબ રૂપહી ભલકે;
જલલલ જોત અંત જલકે, એ ધણી સબ જગતકા આધાર.
બાવન માંહી ખેલે બાર, પરચા પાર બ્રહ્મ અપાર;
જેને કીરતારકુ જત જોટ, ચેતન શાહ હે કે ચાર.
કોઈ ઉજલમ કોઇ અંધે, તુ આલમકા કીરતાર;
અખંડી નુરહે ફીરના, રહેગા શાહી નાહી મરના.
જુના તું અલખ જોગી, બેદુ બ્રંહ્મકા ભોગી;
બીગત ગુણુના લે ચાગી, અનભે જ્ઞાનસે અટકયા.
બીશંભર પંથહે બંકા, દીયા નીજ જીતકા ડંકા;
જ્ઞાની ગગનમે ગડકે, ભજનસે ભર્મના ભડકે.
આસન જીતના અટકે, જીનુકા દેશહે એસા;
કામન કનક ઉર પેશા, પરસત પીકકે જેશા.
આપહી જોગ આપહી જાપ, આપહી અલખ ખલકહી આપ;
અક્ષરા તમકી ઓલખાંણ, શાતુ શાહી કરકે માન.
પહેલે મુલ કમલ બીચાર, જીનકી પાખંડીહે ચાર;
ગુનપત દેવકી હે ગુજ, પાવે છસો માલપુજ.
જીસકી સંગતહે રીધ સીધ, લાલમ રંગ ભાલમેં લીધ;
દુજો લીંગ કમલ બીચાર, ચોવીસ પાખંડી દોય ચાર.
પીલો વરણ બ્રંહ્મા દેવ, શકતી સાવત્રી કેરે સેવ;
જુગતીસે છહુરકી પુજા, આતમ જ્ઞાનશે સુજ્યા.
ત્રીજો નાભીકમળ બીચાર, દસદલ પાંખડી દસતાર;
લીલો વરણ વીસ્નુ દેવ, લક્ષ્મી શકતી કરે શેવ.

જુગતીસે છ હજાર માળા જાપ, આત્મજ્ઞાનકો અનુશાપ;
ચોથા રૂદય કમલ શુ ચેત, દવાદસ પાંખડી પર દેવ.
ધુમર વરણ શંકર શામ, ઉમીયા શકતી દેવી નામ;
છ હજાર જાપ શોચમ, જ્ઞાની ગોતલો ગુરૂગમ.
પાંચમા કંઠ કમલ પસાર, સોળ પાખંડી સંભાળ;
હીંગલ વરણ જીવ જગાત, શકતી સરસ્વતી સમાદ.
એક હજાર માલા લેત, શોહી શબ્દ સંગ સમેત;
છઠા ત્રીકુટી કમલ તીત, જીનકી પાખંડી દો દીઠ.
રકત વર્ણ જ્યાં કીજે, પરમ આતમ દેવતા રીજે;
માયા શકતી અરધંગા. એક હજાર શીવસંગા.
આકાસ કમલ આખંડીયાં, જીનકી સહસ્ત્ર પાંખડીયાં;
અનંત ભાત બરણામ, દેવતા પરમહંસ પરમાણ.
જાઠી સંગહે વિજ્ઞાન, એક હજાર માલ જાંણ;
ઓહી બ્રહ્મ જ્ઞાનકો ઉપદેશ, પાવે સોહી સંત સુરેશ.
જાણી જુગત મીલીયા મરમ, જીત્યા મન ભાગ્યા મર્મ;
હું તું મીટગયા સબી બહાર, હરખને શોક જીતનહાર.
જાત ન ભાત પંથ પરવાર, મુસલમાન નહી હીન્દુ;
સબેમે કીનકુ નંદુ, શબ્દારૂપ હું સરભંગ.
મુરસદ મીલ્યા અલખ અભંગ, શેજે પરસ્યા સ્વામી બાળ;
મીટયા સબહી જંજાળ, આપો આપહે પ્રતીપાળ.
કહે હું દીન દેખુ ઠાઠ, ઇંગલા પીંગલાકે ઘાટ;
સુખમણા ચડયા સીધી વાટ, ઉધર્યા સંત અનંત અપાર.
સદગુરૂ દીન સરજનહાર, સદગુરૂ દીન સરજનહાર.

---

## રેવાભારથીની વાણી રેવાભારથી ગાંભુ ગામમાં થઇ ગયા.

( રાગ લાવણી. )

૧

ઘાટ ઓળંગી ચડી ગગન પર, પ્રેમ ઘરમાંરે સુરતા પેઠી,
ખોળીરે લીધા ખબર કરીને, સુખમણા શેજે શુધ બેઠી. ટેક.
કહ્યા ન માને કોઇ હમેરા, જીસ કારણ ફીરૂ ઉદાસી,
સત્ય શબ્દકા બેઉ ગુણ બુજે, સો સતગુરૂકી મે દાસી. ઘાટ ઓળંગી. ૧

દોનુંરે દોરા એક અગરમે, આગે તો અનહદ ગાજે,
છત્રીસ વાજાં હુવા શરૂ જ્યાં, ધુન નોબત ધુનસી ગાજે. ઘાટ. ૨
ચેતન ટાઙ્ગીઆ ચડ્યોરે શીખરપર, ચોર પંખી સરવે ભાગે,
અમર પેઉસે મોરી આશક લાગી, શુન ધુનકે સંત બાસી. ઘાટ. ૩
નુરત સુરત પર નીજતંત નીરખ્યા, પ્રેમ જોત માંહી પરકાસી,
પ્રેમ શુન પાર પેઉજીકુ પરખ્યા, આદ્ય ગુરૂ મેરે અવનાસી. ઘાટ. ૪
રૂપ અરૂપસે આહી ધુન લાગી. નીરગુણ એસે માંહી નીરાસી,
ભારથી રેવા રહે બ્રહ્મ મોહોલમાં, આઠ પોહોર જ્યાં બાર માસી. ઘાટ. ૫

૨

વચન ગુરૂજીકા વહોરીને વેચાણા, જેની ભુલ ભે બ્રાન્ત ભર્મનારે ભાગી.
સચ્ચારે સદગુરૂ મનોહર મળીયા. જળહળ જ્યોત જાહેર જાગી. ટેક.
વિવેક વિચારની વીધીઓ વહોરીને. સત્ય ધર્મ શીલના સંગ કીધા,
શબ્દ ભેદ શાન સુરતારે લેઇને. અમરત રસ ઉલટા પીધા. વચન. ૧
અમરત પીતાં આતમ જાગ્યો, દેવ છક થઇ જ્ઞાન ઘેલી,
ગાજ બીજ ઘોર અજના ગગનમે, અમરતની વરસે હેલી. વચન. ૨
ઉલટી કલા મઠ ચડી આકાસે, અણી અગરપર જઈ ઠેરી,
જ્યાં દેખું ત્યાંરે દરીયા ભરીયા, સુખ સાગર સ્વાંતો લહેરી. વચન. ૩
ભમર પલંગની ભીન ભીન રચના, બારીક ગતીમાં કોઇક સંત બુજ્યા.
અમર પેઉસે મોરી આશક લાગી, કુદરતી ખેલકા દલ સુજ્યા. વચન. ૪
દારૂ અગ્નીના દેશહીરે વાતો, જીવના શીવ એ કરનારા,
ભારથી રેવો રહે બ્રહ્મ મોહોલમે. ધારણા ધીરપ ધુન ધરનારા. વચન. ૫

૩

રૂમઝુમ કરતી ચડી ગગનપર, નુર તખત નીરખત ન્યાળી,
પડદારે ખોલ પેઉજીકુ દેખા, અરસપરસ અજબ ભાળી. ટેક.
નીરખત નુરીજન મગન ભયારે, કોઈ મસ્તાના કોઇ મતવાલા,
નીરધારની નેસાંરે સાધો, અજબ ગોખમે અસ્તાના. રૂમઝુમ. ૧
બેહદ ઉપર બેઠીરે સુરતા, પ્રેમ રસની બહુ પ્યાસી,
વેદ કુરાન છે કાલની વાતો, અસંખ્ય જુગાની હું દાસી. રૂમઝુમ. ૨
બારૂ બાંધી બેઠા અબધુત, સુન ધુન લાગી તાળી,
ફાટેલ વરતી ને ફેર સંભાળી, એક ઘેર એસી વાળી. રૂમઝુમ. ૩

ઇંગલા પીંગલા સુખમણ શીલતા, તરવેણીએ જઇ તાર મેલ્યા,
અવઘટ આંટી અવંક રસ્તા, ભમર ગુફામાં ભલ મેલ્યા. રૂમઝુમ. ૪
બેહદ બંગલે બેઠારે નુરીજન, સોહં શબ્દકા હે દાતા,
ભારથીરેવો રહે બ્રહ્મ મોહોલમાં, જ્ઞાનછક ઘેલા મદમાતા. રૂમઝુમ. ૫

---

## લાવણી.

( રાગ રેકારનો છે પણ રેકાર વગર ગાઇ શકાય છે. )

૧

સાહેર ઉલટા શુનમાંરે સંતો, દીલ સાગર દેખોને દરીઆરે,
અલંચન લાંચે એક દોરાવા, બ્રહ્મ સાગર ભરપુર ભરીઆરે. ટેક.
અગર જ્ઞાનકા એસારે મારગ, પ્રેમ ગલીમાં કોઇ સંત ગળીઆરે,
અધર તખતપર આસન કરીઆ, ઠીક ઠેકાણું જઇ ઠરીઆરે. સાહેર ૧
પાંચ પચીસકુ પકડી મંગાવો, મારવી જીનુકા મન મરીઆરે,
શીશ સોંપીને સુરા સનમુખ ઉભા, અગર જ્ઞાન એસા ગળીઆરે. સાહેર. ૨
નામ અગ્નીએ નામલીંગ જવાલ્યાં, પરવરતીના ભય સરવે પરીઆરે,
નામ નાવપર નેજા ધારી ઉભા, અમર વર એસા વરીઆરે. સાહેર. ૩
માન સરોપર મોંઘાંરે મોતી, કોઇ નુરીજન હંસ ચુગીઆરે,
આપ સરીખા આપે હોઇ રહ્યા, કોણ કરે ત્યાં કુડી કીરીઆરે સાહેર. ૪
સદગુરૂજીના સાચા ને સુરા, પુરા ફંદમાં નવ ફરીઆરે,
ભારથીરેવો રહે બ્રહ્મ મોહોલમે, પેઉજીકા હેરા ત્યાં મે હેરીઆરે. સાહેર. ૫

૨

ગગન મંડળમાં ઘર હેરે જીનુકા, અખેરે ધુનમાંરે અબધુતારે,
જરા જમ કાળ માયા ત્યાં ન પહોંચે, તે દેશમાં જઇ સુતારે. ટેક.
સઘળે સતંતર સાહેબ મેરા, ચિતમાં નવ રહી કાંઇ સંખ્યારે,
મન વાંછીત કામ કરે મહારાજા, કારજ નથી હવે કોઇ તનકારે. ગગન. ૧
પશુ સરીખા સબજુગ પેખ્યા, જેસે જંતુ રાનુંકારે,
સદગુરૂનીરે સાન નહિ સમજ્યા, દેખત અંધા ઉસ દીનકારે. ગગન. ૨
સીંહને પલોટે એવા સદગુરૂ બાવા, મોડ કાઢે મનકા બંકારે,
આપ સરીખા આપે હોઇ રહ્યા, જોર નહી ચાલે કોઇ રાહ રંકારે. ગગન. ૩

સારીરે કીધી તમે સદગુરૂ આવા, તાપ મીટાયા સબી તનકારે,
બ્રહ્મ મોહોલમાં ભજન કરે છે, ભેદુ થયા છે ભીન ભીનકારે. ગગન. ૪
આતમ ગાળી જેને અમીરસ પીધા, મુનીવર છકેલ ઓહી મધકારે,
ભારથીરેવા તો રહે બ્રહ્મ મોહોલમે, જોગ બન્યાહે જ્યાં જીનકારે. ગગન. ૫

૩

ગુરૂગમ ફોજોરે ગેબી ગમસાણા. દીયા ગગનપર જઇ ડેરારે,
શુન શહેરકારે સરદાર પકડયા, અનભે ઉદે થયાહે તારારે. ટેક.
કાયર પીયુની કરટી કબાનો, દીયા ગગનપર જઇ ડેરારે,
મન મેવાસીકુ માર હટાયા. આદ્ય ગુરૂકા મે ચેલારે. ગુરૂગમ. ૧
નવ તીન પાંચ પચીસ પરકરતી. હોઇ ગઇ ધુળ ખાખકાહેરારે,
બ્રહ્મ અગ્નીમાં સબકુ હોમી. અબ કહુ મેં બ્રહ્માતેરારે. ગુરૂગમ. ૨
ઉદક અંબુ સરીતારે સીંધુ, બ્રહ્મ સાગરમાં થયા ભેળારે,
તમારા હશે તે તમનેરે માને. તમને ભજે તે તેવારે. ગુરૂગમ. ૩
દવાદસ ઉપર દરીઆરે ભરીઆ, સનમુખ પકડયા ઓહી શેહેરારે,
અધર નીરાધાર આરંપારા. સોહી સદગુરૂ સાહેબ મેરારે. ગુરૂગમ. ૪
એસીરે કીધી તમે અસલ હેવજી, ફેર ન ફરૂં હવે કંઇ ફેરારે.
ભારથી રેવા રહે બ્રહ્મ મોહોલમે, મેં હેરાણા હરિકુછ હેર્યારે. ગુરૂગમ. ૫

૪

નીરાકારમાં નીરાટ બેલે, નીરાધારમાં ડેરાણીરે,
અનભેરે ઘરની નીરભેરે વાણી. નોબત ધોર ત્યાં નીશાનીરે. ટેક.
શબ્દ વાગ્યોરે સબ ભય ભાગ્યા, જ્ઞાન વિચારમાં ઘેરાંણીરે,
મનસું ઝુઝ્યા સોહી સંત બુઝ્યા, એ વાતો તો વીરલે જાણીરે. નીરાકારમાં. ૧
તરગટ તોડયાને ગગના ફોડયા, સુરા સંતે સનમુખ તાંણીરે.
સુખમણ સોયા મન ત્યાં મોહ્યા, રૂપમાં જઇને ત્યાં રેળાણીરે. નીરાકારમાં. ૨
રણુકારમાં રમે સોહાગણ, સ્વરૂપમાં જઈ હેરાંણીરે,
અમર પીયાલારે નુર રસ રેલ્યા, જ્ઞાન ઘુંટીને ફેરી ઘાંણીરે. નીરાકારમાં. ૩
સુરાપુરા પહોંચે કોઇ શુનનીરે શેજે, તેની સુરતી શબ્દમાં સમાણીરે,
ભારથી રેવા કહે બ્રહ્માંડ ફુર્યા, ઉભનાળનાં ઉલટ્યાં પાણીરે. નીરાકારમાં. ૪

૫

સત શબ્દની સીડીરે પકડી શેજપર ચડગઇ અસમાનારે,
લગી શબ્દકી ચોટ મેરે સદગુરૂસે, સો કેમ અટકે બ્રહ્મ જ્ઞાનીરે. ટેક.

ઝરીઆરે મારા ને ઝબકયારે તારા, અંતર ભરીને ઉલજાંણીરે,
મટીયારે ડોળા ભીતર બોલ્યા, હાંરે નીકસી હીરાખાંણીરે. સતશબ્દની. ૧
ટુટયા ધાગા ઉગડયા નીરાટા, ફુટયા ભટ ફેલ્યા પાણીરે,
ઉલટા સીંધુ શભર ભરાણા, એક દ્રષ્ટી ત્યાં બેસી જામીરે. સતશબ્દની. ૨
અબ નહી ડરૂ મેં સબમાંરે બોલું, રૂમઝુમ કરતી જાઉ મેં ઠામીરે.
મીટ ગઇ સંખ્યા હરિતો મે નીરખ્યા, મેરી પતીજ ઉનસે જામીરે. સતશબ્દની. ૩
અધર તખતપર અસલીરે જાવે, આદ્ય અંતકા ઘર જાણ્યારે,
રેવારામ કહે હું દાણુ ન આપુ. હે। ગઇ બાદશાહી પરમાનારે. સતશબ્દની. ૪

૬

આતમ જ્ઞાની અગમ પીયાંની, ચોદસની લીલા છાણીરે.
પલપલ પરગટ દેખુરે પેઉને. જોગ કલા ગત્ય જોઇ જાણીરે. ટેક.
જોગ જુગતે જેરે નુરીજન, પરગટ કલા પીછાંણીરે,
સૂરજ ઉગ્યા શીરપર સંતો. અગમ મલ્યાની હેલાંણીરે. આતમજ્ઞાની. ૧
પુરવના વચને મલ્યારે પેઉજી, પરગટ શાહુકાર શાહેલાંણીરે.
બેહદ બાવન બહારનીરે વાતો, એ ખુબીઓ હરીજને માણીરે. આતમજ્ઞાની. ૨
મરજીવાના દેખો મજાગરા, સુરવીરે એ સમશેરો તાણીરે,
અજીત જીત્યારે અનભે જ્ઞાની, જેની અધર વરતી ઠેરાણીરે. આતમજ્ઞાની. ૩
ચકવે જ્ઞાની ચોદેસ ચાલે, વીગતે વાતો વેચાણીરે.
પ્રેમ શુનમાંરે પાદણુ કીધાં, નીરધારકી નીશાનીરે. આતમજ્ઞાની. ૪
સેવક સુરા સદગુરૂ પુરા, દેવગોરે દીલમાં દયા આણીરે.
ભારથી રેવા કહે ભલો જોગ મળીઓ, પ્રેમ ગુરૂની થઇ પટરાણીરે. આતમજ્ઞાની. ૫

---

## જીવણરામની ચતુરીઓ.

### ચાતુરી ૧.

સકલ શીરોમણી સદગુરૂ દેવજી, નમી નમી ચરણકમળમાં કરીએ સેવજી,
હુંપદ મેલીને માયાને તજીએજી, સદગુરૂ દેવને ભાવથી ભજીએજી.

ઉથલો.

ભજીએ તે સદગુરૂ દેવ સ્વામી, તમે કરપા કરોને ભાવે કરી,
જન્મ મરણનું દુખ ટાળી, દેખાડો પાસે હરી. ૧

તે હરી મને રૂદીયામાં ઓળખાવો, હું ભગ્તી ભજન નીરભે કરૂં,
કરમ ભરમ સરવે મટે કલપના, ગુરૂ ચરણુ ચીત લેઈ ધરૂ. ૨

ગુરૂવાચક.

ભાઇ ધરે ધીરજ રાખ્ય મનમાં, અને ગુરૂ ગોવીંદ ભાવે ભજે,
વિશ્વાસ રાખી કરે સેવા, મોહ માયા મમતા તજે. ૩
ભાઇ તજે ત્રસ્ના વીષય વાસ્ના, મૂળ અવિદ્યાનું બળે.
પછે ઉપજે દ્રઢ વૈરાગ મનમાં, દેહ અહંકાર સરવે ટળે. ૪
પછે ટળે તે ભવ સંસારનું દુખ, તેને શેજે સંતોષ ઘેર આવશે,
ગરવ અહંકાર સરવે ટળી જાશે, પરમાનંદ સુખ પામશે. ૫
પછે દશા આવે ને દયા ઉપજે, નીત્ય કરે સત સંગજી,
સુપના સરખુ જુઠુ ભાસે, લાધે હરીશું રંગજી. ૬
રંગ લાગ્યો ને હેત હરીશું, અને બીજું કંઇ ન ગમે,
હરી ભજનમુ રાખે દ્રઢતા, કારીય વીના કયાંઈ નવ ભમે. ૭
હવે મટી ભરમના નીરભે થયુ મન, રહ્યા સદગુરૂ ચરણામાં ચીત કરી,
દાસ જીવન સમજી સુખ પામ્યા, એવી હરીની ચાતુરી. ૮

ચાતુરી ૨.

ચતુર જનતે સંત સુજાણજી, વચન અમરત રસ બોલ્યા વાણજી.
સાંભળો કીરપાનાથ વીનંતી અમારીજી, જે પુછુ તે તમો કહો વીસ્તારીજી.

ઉથલો.

કહો વીસ્તારી ગુરૂદેવ સ્વામી, છો ભગ્ત વત્છલ પ્રતિપાળજી,
હું શિષ્ય તમારો કરૂ વીનંતી, તમો છો દીન દયાળજી. ૧
તે દયા જાણી દુખ હરો સરવે, અને ટાળો ત્રિવીધીના તાપને.
કરી ઉપદેશ શુભ મારગ દેખાડો, તજાવો મોહ સંતાપને. ૨
તે મારગ દેખાડો દેવ સ્વામી, ટળે મોહ માયા હરિ કેમ મળે.
કરૂં વિચાર પણ સુજ પડે નહિ, દેહ અહંકાર તે કેમ ટળે. ૩

ગુરૂવાચક.

સાંભળ વીરા કહુ તુજને, દેહ પંચ ભુતાત્મક જાણજે,
રોમ હાડ માંસ ત્વચા નાડી, એકલ સરૂપ તું ધારજે. ૪
એ જડ પદારથ જરજરી ભુત છે, મળ મુત્ર દુખ રૂપ છે,
અ સત્ય દેહને કલપીત કાયા, તેમાં તું સત રૂપ છે. ૫

એવા દેહથી તુ ભીન્ન જાણુ, અને ઓળખજે અંતરજામી,
માંહી પ્રકાસ છે પરીબ્રહ્મ કેરો, વસ્તુ વિચારી કરજે ખરી. ૬
ભાઇ ફરી જોતાંને ખોળજ કરતાં, એ તારૂ રૂપ છે તુજમાં,
સોહં રામ રમે છે ઘટ ભીતર, રહ્યા છે સુખ આનંદમાં. ૭
એ આનંદ છે આત્મા તણો, અને હું ને મારૂ સરવે મુકજે,
જીવણરામ મળે ઘેર બેઠાં, રામ રૂદીઆમાં તું ભાળજે. ૮

ચાતુરી ૩.

રામ રૂદીઆમાં કેમ કરી ભાસેજી, સ્વામી સમજાવો તો કરૂં અભ્યાસજી.
જુગ્તી વિના કેમ જડશે નાથજી, સદગુરૂ કુંચી આપોને હવે હાથજી.

ઉથલો.

સ્વામી સદગુરૂ કુંચી કળા દેખાડો, થાય હંસ સરૂપ હરીજનજી;
તમો પુરણ બ્રહ્મ કીરપા કરો તો, મટે કલપા મનજી. ૧
એ ચંચળ મન નીશ્ચલ કેમ થાય, સ્વામી ચોદેશે ફરતું ફરે;
જેમ ધજા ફરકે પવન વેગે, ચંચળ ચિત મન કેમ ઠરે. ૨

ગુરૂવાચક.

બોલ્યા સદગુરૂ સાંભળ ભાઇ, એ જોતાં જો તારા મનમાં વસે;
જોગ જુગ્તી ધારણ કરી જાણે તો. ઉનમુની મન તારૂ થશે. ૩
જેમ સમુદ્ર વીશે બહુ તોરંગ ઉઠે, તે સાગરથી કાંઇ ભીન્ન નથી;
એમ આત્મરામ રમે બહુ રૂપે, મન લહેર ઉઠે છે માંહીથી. ૪
એ જાણે તો સુખ રૂપ થઇને, નીજ આનંદમાં રહે છકી;
જો ઉપજે યથારથ જ્ઞાન તો, સદા રહેજે મનમાં સુખી. ૫
ભાઇ સુખીઆ થઇને સમજી રહેજે, બકવા સઘળો મુકજે;
વિચારીને વાત કરજે, ધીરજ રાખીને તું ધારજે. ૬
હું તે કોણ ને કયાંથીરે આવ્યો, એમ કરજે આ મન વીચાર તું;
ત્યારે તારૂ રૂપ જડશે, વિચારે મટશેજ હુંજ. ૭
હું ટળતામાં જોગ ટળશે, માંહી જીવનરામ મલે હરી;
એ સરવેના માંહીને સૌથી અળગો, એવી હરીની છે ચાતુરી. ૮

ચાતુરી ૪.

ચરીત્ર એહનાં છે અપરંપારજી, વાંણી કહેતાં ન આવે નીરધારજી;
જેને પુછું તે સ્વામી કહીએજી, કીરપા કરી કહો તેમ લહીએજી.

ઉથલો.

હવે કીરપા કરીને કહો કીરપા નાથ, સમજાવો વિવીધ કરી;
ઘટ ઘટમાં રામ રમે છે સૌમાં, ત્યારે અવતાર કોણ લેછે ફરી. ૧
એ જન્મ જરાનો ભય જાણી, કરમ કીરીયા સરવે કરે;
નરક સ્વર્ગની બીક જાણી, પુન્ય દાન તીરથ કરે. ૨
કથા પુરાણ સાંભળી બોમી સુવે, ભણે મંત્ર તંત્ર જપ સાધના;
એક અપરાધી દીન હીણા થઇને, કરે તે દેવ આરાધના. ૩

ગુરૂવાચક.

હવે બોલ્યા સદગુરૂ સાંભળ ભાઇ, એ જીવ દશા તું જાણજે;
ઘણા દિવસનું દરપણ મેલું તે, મુખનાં દીસે નીરવાણ તે. ૪
તેમ મન મેલું ને અંતઃકરણ અવળું, તેણે કરી વણસી ગયો;
છે નાના પ્રકારની વાસના, તે કામા થકી કુસમલ થયો. ૫
તેને સંત સકળીગર ગુરૂ મળે, મન ઉજવળ થાય પ્રકાસજી;
તેને બ્રહ્મ વૈરાગ ભાસે સઘળે, આવે દ્રઢ વિશ્વાસજી. ૬
પછે ગર થકી દેહ ભાવ ટળી જાય, સોહં સુખ જાણે સહી;
બ્રહ્મા કીટ પરીયંત સુધી, રામ રૂદીયામાં રહે અહી. ૭
તેને ગ્રહવું તજવું સરવે ટળી ગયું, છે ઉતપતી પરલે જંતને;
દાસ જીવન કહે યથારથ, સેવો સતગુરૂ સંતને. ૮

ચાતુરી ૫.

સંત સદા છે પરમ કરપાળજી, ભ્રાન્તી ગળે દૂખ જંજાળજી;
ઉપજે યથારથ કેમ કરી મનજી, ઉતપતી પરલે કહોને સ્વામીજી.

ઉથલો.

ઉતપતી પરલય કહો કીરપાનાથ, અને જન્મ જરા દૂખ થાય છે;
ભુગતા ભુગતી સુખ ઉપજાવે, ત્યારે મુવા પછે કયાં જાય છે. ૧

ગુરૂવાચક.

ત્યારે બોલ્યા સદગુરૂ સાંભળ ભાઇ, નથી વિચાર તેમાં કશો;
પરપંચમાં મન પડ્યું અવળું તે, માયામાં આવી ફસ્યો. ૨
છે નીત્ય નીમીત્ય પ્રકરતી પરલે, અને વસ્તુ વીશે તો કાંઇ નથી;
ઉપજે દેહ પણ દેહનાં દીસે, તે ભાસે છે ભ્રમ વિચારથી. ૩
ભાઇ નીરગુણને જન્મ ન મળે, પંચ ભુત થકી આ પંડ થયો;
પૃથ્વી અપ તેજ વાયુ આકાસ, પોત પોતામાં મળી ગયો. ૪

છે અજર અમર નાથ અવિગત્ય, ઉતપતી પરલે નહિ હાંણજી;
જ્યોત અખંડમાં જ્યોત મલી ત્યાં, કાંઇ ના દીસે એધાંણજી. ૫
ભાઇ સપનામાં ભરમ સરવે દીસે છે, અને જાગ્યા પુંઠે કોઇ નથી;
આળસ માંડીને ઉઠીએ તો, ખોટામાં ખોટું સહી. ૬
હરખ શોકને જન્મ જરા, દેહ અન્થી તું મુકજે;
પરકાસ છે આ દેહ ઇન્દ્રીનો, જ્ઞાન જરૂખે તું જાણજે. ૭
એ સરવેના માંહી તે સૌથી અળગો, કુટસ્થ બ્રંહ્મ સરૂપજી;
જીવનરામને ઓળખો તો, જન થાય તદરૂપજી. ૮

ચાતુરી ૬.

તદરૂપ થઇને સમજી રહીએજી, વસ્તુ વિચારે સુખરૂપ થઇએજી;
પુછુ પ્રસન એક નીરધારજી, સ્વામી પુરણ પદ કેમ હોય પસારજી.

ઉથલો.

પુરણ પદ તે કેમ કરી હોવે, સ્વામી સમજ્યા વિના દુખ કેમ ટળે;
ત્રીપુટી ત્રણ ગુણમાં સૌ વીંટાણું, ત્યારે ઓળખ્યા વિના મન કેમ ગળે. ૧

ગુરૂવાયક.

ભાઇ પુછયું તે પરમાણ નીસ્ચે, અને કહુ જો તુજને પ્રીત કરી;
ત્રીગુણાતીત જાણ્યા પછે, જન રહે છે નીરભે હરી. ૨
છે ત્વંપદ જીવને તદપદ ઇશ્વર, અને બ્રંહ્મ અસીપદ જાણજે;
તેનો અરથ કહું તુજને, તે ધારીને ચિતમાં તું જાણજે. ૩
મન બુદ્ધી ચિત આહંકાર મલીયા, એ તંપદ જીવ કહેવાય છે;
તદપદ માયા સમલીત ચૈતન, ઇશ્વર નામ ગવાય છે. ૪
એ માયા વિકાર રહીત ચૈતન, બ્રંહ્મ અસીપદ છે સહી;
જો તંપદ તદપદનો લક્ષ લહે તો, કહેવામાં આવે નહિ. ૫
એ દીસે તો સોહં રામ સગલે, જાણજે પરમાત્મા;
હરિ હરિ જાણી હેત રાખે, ભુલો ના પડે આ ભાત્યમાં. ૬
પછે ભાવે તો ભજે નાથ નીરગુણ, અને ગમે તો ગોવીંદ ભજે;
શેજ તણા ઘરમાં સુખ વસે, ભાવ બીજો નહિ ઉપજે. ૭
ભાવ ન ઉપજે અભીલાષ કેને, રહે બ્રંહ્માનંદ સુખમાં ભળી;
અણચવ્યું પદ દાસ જીવનને, તે નીરભેપદની ચાતુરી. ૮

ચાતુરી ૭.

ચૈતન ચીદઘન સઘળે રામજી, નીરખે વસ્તુ હોય વીસરામજી;
ત્રીગુણાતીત સમજીને રહીએજી, સારૂ નરતુ કેને ન કહીએજી.

ઉથલો.

સારૂ નરતુ કેને નાં કહીએ. જો નીરભય મન આપણું થયું;
ગુણના કારણ ગુણ સાથે, સુખ દૂખ સરવે ગયું. ૧
સ્વામી ગુણ છે ત્રણ ધરમ તણા, વીધ વીધના રંગ કરે;
સાતવીક ક્યારે ને રાજસી તો, તામસી થઇને અનુસરે. ૨

ગુરૂવાયક.

ત્યારે બોલા સદગુરૂ સાંભળ ભાઇ, છે સાતવીક ગુણ વીસ્નુ તણા;
બ્રહ્મા થકી રજોગુણ ઉપન્યો, તામસ ગુણ રૂદ્ર તણા. ૩
ભાઇ સાતવીક ગુણ કરે સંત સમાગમ, અને ભગ્તી ભજન પર મન ધરે;
રાજસી આવે ને લોભ વાધે, ત્રસ્નામાં ફરતો ફરે. ૪
તામસી ગુણ તો હોય કબુદ્ધી, અને સમજાવ્યો સમજે નહિ;
કોઇ પ્રીત કરી બોલાવે તો. ભડકી ઉઠે મારવા સહી. ૫
એ ત્રણ ગુણનાં સરૂપ જાણી. કરી વિચાર લે તું ઓળખી;
જ્યાંથી ઉપન્યો ત્યાં સમાણા, હલણ ચલણ ચિત થકી. ૬
અંતરથી ગુણ લહેર ઉઠે છે. પરા પસ્યંતી મધમા વૈખરી વીસે;
ચરિત્ર ચૈતન કેરી લટકી, કોઇ શબ્દાતીતકું ઓળખે. ૭
છે ત્રીગુણાતીત સોહં સઘળે. બ્રંહ્માનંદ સુખમાં રમે;
દાસ જીવન વસ્તુ વિચારી. સમજીને પોતે સમે. ૮

ચાતુરી ૮.

સમજણ મોટી કેમ કરી થાયજી, અનુભવ ઉપજે તો સુખ દૂખ જાયજી;
પડ્યા વિચારમાં કાંઇ ન સુજેજી, હર્ષ શોક પાપ પુન્ય કેને ત્યાં ઉપજેજી.

ઉથલો.

સ્વામી હર્ષ શોક તે કેમ કરી ઉપજે, તે સમજાવો મુજને સહી;
હું જાણું તે હરી સઘળે સરખો, અદકુ ઓછુ આ કાંઇ નહી. ૧

ગુરૂવાયક.

સાંભળ વીરા કહુ તુજને, જાણજે નીસચય કરી;
ખટ ઉરમી છે રહીત નીરગુણ, રહ્યો છે સભર ભરી. ૨

સંકલ્પ વિકલ્પ હરખ શોકને, એ મન તણા ધર્મ જાણજે;
ક્ષુધા પીપાસા પ્રાણને વીશે, તે ધારીને ચિતમાં તું આણજે. ૩
ઉપને સીત જન્મ જરા, દેહા તણા છે ધરમજી;
નીરાલંબ પરમાત્મામાં કરે, પોત પોતાના કરમજી. ૪
એ જન્મ જરા મૃત્યુ તેને ન મળે, અજનમાઓ તે સદા;
થાય એટલાં નામ રૂપ સરવે, પાણી નવ પામે કદા. ૫
છે આદ્ય અંત મઘ પુરણ, સચરાચર વ્યાપી રહ્યો;
નીગમ નેતી કરતાં ભુલ્યા, નીશ્ચે કોઇથી નવ થયો. ૬
ભાઇ કહેવામાં કાંઇ આવે નહિ, અનુમાને ઓળખાય છે,
જેમ સરીતા પૂર વરસાદ જણાય, તેમ વસ્તુ વીચારી સુખ થાય છે. ૭
એમ સત સરૂપને ઓળખો તો, ભાસે બ્રહ્મ સઘળે હરી;
કહે જીવનરામ સઘળે સરખા, છે નીરગુણ બ્રહ્મની ચાતુરી. ૮

ચાતુરી ૯.

નીરગુણ બ્રહ્મ એક છે સત્યજી, ત્યારે સૌના જુજવા કેમ છે મતજી;
ના હું સમજુ સ્વામી કહીએજી. ખટપટ ઉપજે છે મન માંહીજી.

ઉથલો.

સ્વામી ખટ ધર્મના મત ઘણા છે, સમજ્યા વિના મન કેમ ઠરે;
કોઇ વૈશનવ થઇને માળા ઘાલે, કોઇ ઉદાસી થઇને ફરે. ૧
કોઈ કાન ફડાવી મુંદરા ઘાલે, કોઈ ઉદાસી થઇને ફરે;
કોઇ સીવ દરસન ભસમ ચોળે, કોઇ શુન વાદી થઇ મૌન ગ્રહે. ૩
કોઈ જોગી જંગમ સેવડા થઇને હીંડે, કોઇ બ્રહ્મચારી થઇને દૂધ પીવે;
કોઇ વૈરાગ રાખી ખાય ફળ ફુલ, કોઇ ધીક ધીક સંસાર કહી રૂવે. ૩
એવા વીકલ્પ જોઈ હું ગોંગા થયો, મને સુજ ન પડે મન માંહીજી;
છે નીરગુણ બ્રહ્મને મારગ જુજવા, સમજાવી કહો મુજને. ૪

ગુરૂવાચક.

બોલ્યા સદગુરૂ સાંભળ ભાઇ, જેને ગુરૂ જેવા મલ્યા;
તેને તેવો બોધ કીધો, સાંભળીને મતમાં ભળયા. ૫
એ કર્મ શાસ્ત્ર ભણી મારગે દેખાડે, કરે વખાણ ડાહ્યા થઈ;
પોત પોતાને, મારગ માની, ઝઘડો કરે સનમુખ રહી. ૬
એ સંસયમાં સૌ કલેશ પામે, તેને તે શું કહીએ હવે;
એક રામ સ્વતંત્ર સઘળે સરખા, સમજયા વિના દૂખ ભોગવે. ૭

ભાઇ શાસ્ત્ર પુરાણ સરવે વાણી વીલાસછે, અજ્ઞાને અંધા થઇ રહ્યા;
ભણ્યા ગણ્યા પણ ભેદ ન પામે. ભરમનામાં ભુલી ગયા. ૮
કોઈ સંત વિવેકી મલે તેહને, પરીબ્રહ્મ પોતામાં જડે;
ટળે મદ હંકાર મનનો, દીવ્ય જ્ઞાન ચક્ષુ ઉઘડે. ૯
તે કરે વિચાર પંચ ભૂતનો, તેનુ નામ ટાળીને જુવે;
તે પંડ બ્રહ્માંડમાં પરીબ્રહ્મ દેખે, પોતાપણુ સરવે ખુવે. ૧૦
આગે જીવ થઇને ઉવેખતો, પછે હરી હરી જાણી હેત કરે;
કહે જીવનરામ જાણજે યથારથ, નીરભે પદમાં તે ઠરે. ૧૧

## ચાતુરી ૧૦.

નીરભે પદ તે કેમ હોય સ્વામીજી, ઘટઘટ વાપીક અંતર જામીજી;
જીવન મુકતનાં લક્ષણ કહીએજી, સ્વામી સમજાવો તો સમજી રહીએજી.

### ઉથલો.

સ્વામી સમજાવો જુગતે કરી. બીજો ભાવ કશો ન ઉપજે;
તે કેમ હીંડે કેમ બોલે ચાલે. શું રાખે શું તજે. ૧

### ગુરૂવાયક.

તે રાખે અખંડ સ્વતંતર દ્રષ્ટી, કોઈ પુંજો નંદો તેહને;
છે મહા દશા અબધુત કેરી, પ્રેમ ખડગ છે જેહને. ૨
તે ન રાખે અહંભાવ બુદ્ધી, તેને માન અપમાન સરવે ગયાં;
તેને ઝરે અમૃત વાણી મુખથી, શેજમાં સુખરૂપ થયા. ૩
જેમ રહે નીરલેપ વાયુ દ્રષ્ટી, કરતા અકરતા થઇ રહે;
તે અણબોલ્યા સરખું બોલે, અણચીન્તવ્યુ સુખ કોણ કહે. ૪
તે ન કરે નિંદા આપ વખાણ, અને પરમારથ પગલાં ભરે;
છે સૌમાં પોતે પોતામાં સૌ, અરે દયા જાણીને દૂખ હરે. ૫
તે રાખે સઘળે કરૂણા દ્રષ્ટી, ઉપેક્ષા કોઇની નવ કરે;
તે દેખે ચોરાસી લક્ષ વ્યાપી, વસ્તુ જાણી ચીત તે ઠરે. ૬
એવો અનુભવ સાગર જ્ઞાન પામ્યા, સમજીને સુખરૂપ થયા;
ભાઈ જીવન મુકતની દશા એવી, જીવતે મરતક થઇ રહ્યા. ૭
પછે ગમે તો કથે જ્ઞાન વિદ્યા, અને ગમે તો કહે હરી હરી;
કહે જીવનરામ એના સરખી, ન મળે બીજી ચાતુરી. ૮

## ચાતુરી ૧૧.

ન મળે બીજી એક અદ્વૈતજી, ગુરૂ કીરપાથી હોય વિવેકજી;
દેહ વતીરેક તે કેમ બોલાયજી, પરમારથ જ્ઞાન તે કેમ લેવાયજી.

ઉથલો.

પરમારથ જ્ઞાન તે કેમ કરી ઉપજે, અને બોલે તો બીજું થાય છે;
આત્મા અખંડ અનીરવચની, દેહ અળગો કહેવાય છે. ૧

ગુરૂવાયક.

ત્યારે બોલ્યા સદગુરૂ સાંભળ ભાઈ, ધન ધન તારી બુદ્ધીને;
એ રૂડુ પ્રસ્ન પુછયુ મુજને, સમજાવી કહું તુજને. ૨
એ દેહી તે નહિ આત્મા, છે પંચ ભૂતનો તે સહી;
પ્રાણ વાયુ તે નહિ આત્મા, મીથ્યા અહંકાર ભાસે સહી. ૩
નહી મન બુદ્ધી ચીત અહંકાર, કરમ કીયા નહિ સદા;
ત્રીપુટી રહીત પરમાત્મા છે, ધે ધ્યાતા નહિ સર્વદા. ૪
નહિ સંત શિષ્ય પોતે નહિ, ધીરજને તો કોઈ ધરે;
નહિ સ્થુલ સુક્ષમ કારીય કારણ, ન મળે લીંગ શરીરજી. ૫
સોહં છે કરમ થકી અળગો, તેને વીતરાગ કેરો જાણજે;
નામ રૂપ સરવે બ્રહ્મ કરી, મહાવાયક મન જાણજે. ૬
એ ઘટ ભાગી મઠમાં ભળી ગયો, મહાકાસમાં આકાસ ભળ્યું;
ભાઇ જ્યાંથી ઉપન્યો ત્યાં સમાણો, જેમ હતો તેમ થઇ મળ્યો. ૭
એ છતા થકી અણછતો માને, નર રહ્યો નીરભે સહી;
પ્રપંચ પાર પરમાત્મા છે, ત્યાં કરે કરાવે કોઇ નહિ. ૮
એ વસ્તુ અજર છે જડી તુજને, બ્રહ્મ સાચી બુદ્ધી લહે ખરી;
કહે જીવનરામ સમજી રહીએ, સોહં રામની ચાતુરી. ૯

## ચાતુરી ૧૨.

સોહં સુખમાં સરવે ગળીયુંજી, હવે મારૂ નામ રૂપ ટળીયુંજી;
અનુભવ વિદ્યા પામ્યો જ્ઞાનજી, વિવેક વિચારે ગયું અભીમાનજી.

ઉથલો.

ગયું અભીમાન સરવે ટળી કલપના, અને જ્ઞાન દીપક પરગટ થયો;
ટળ્યું અજ્ઞાન થયું નીજ મન મારૂં, શેજમાં સખરૂપ થયો. ૧

હવે ભાગી ભ્રાન્ત સરવે હું તું ટળી ગયું, ગુરૂ ગોવીંદ કીરપા થઇ;
હું અદ્વૈત બ્રંહ્મ અખંડ પોતે, દ્વૈત ભાવના છે નહી. ૨
ચેતન ચીદઘન સઘળે સરખા. એ થકી અળગો કોઇ નથી;
જેમ કંચનમાં આભુષણ ઘડીયું, કોઇ વિચાર ગુરૂ પરમારથી. ૩
હવે પુછવું ગછવું સરવે ટળી ગયું, એક લવણ પુરૂષ જલ માંહી ગયો;
તેમાં તે રસ રૂપ થઇને, ફરીતે પાછો ન આવીયો. ૪
એમ જીવ ઇશ્વરના વિચાર કરતાં, બ્રંહ્મ સઘળામાં ગયા ભળી;
ગુંગાનો ગોળ ગુંગો જાણે, તે કહેવામાં આવે નહિ. ૫

ગુરૂવાચક.

ત્યારે બોલ્યા સદગુરૂ સાંભળ ભાઇ, હવે કેવળ બુદ્ધી તારી થઇ;
જ્યાં રવી શશીનિ ગમ ના મળે, તે પદ તું પામ્યો સહી. ૬
ત્યાં કાળ કરમ ગતી વેદ ન પહોચે, તેને મુખ વાંણી શું કહી શકે;
ભાઇ જે ગયા તે પાછા ન ફરે, શી દ્રષ્ટી પહોંચે શું લખે. ૭
ભાઇ તુજ સરખા કોઇ સંત ન મળે, એવું તે કોણ મને પુછશે;
તારાં વચન દેવને દુરલભ, તું આવી મુજમાં વસે. ૮
તું સત સરૂપ નીરંજન પોતે, પરીબ્રહ્મ સરૂપ થઇ રહ્યો;
શિષ્ય નામ રૂપ ટળીયું, બ્રંહ્મ હીમાળે તે ગળ્યો. ૯
હવે કહે શું કહું વીરા વાત તુજને, તે વિચાર સરવે લહ્યો;
કહે જીવણરામ રસબસ થઇને, થોડામાં ઘણુંજ કહ્યો. ૧૦
કોઇ સાધુ જન જે ચાતુરી ભણશે, માંહી અનુભવ વિદ્યા છે ખરી;
ટળે અહંકાર સુખ રૂપ થઇને, ભવસાગર જાશે તરી. ૧૧
કોઇ શીખે સાંભળે કરે નીત્ય પાઠ, તેને જન્મ મરણનું દુખ ટળે;
માયા અવિદ્યા સરવે ટળી જાશે, જ્ઞાન સાગરમાં તે ભળે. ૧૨
આ દેહ ધ્રરી તે થઈ સફળતા, સુખરૂપ છે હરીજન;
ગુરૂ પરમહંસની કીરપા થકી, બોલ્યા દાસ જગજીવનજી. ૧૩.

ચાતુરીઓ સમાપ્ત.

---

# સુરતી બાઈના વીવાહ.

દોહા.

સદગુરૂ નીજ સેવતાં, તીમીર ગયો તતકાળ;
ઉગ્યો ભાણ ગુરૂ જ્ઞાનનો, ગાઉં વીવાહ રસાળ.

ઢાળ.

વીવાહ નહી આ જગત કેરો, બ્રંહ્મ જીવની ભેટ જોને;
વિવેકતણી કન્યા છે સૂરતી, સાજન કરવું ઠેઠ જોને.
બુદ્ધી માતા છે કન્યા કેરી, વિવેકતણી છે નાર જોને;
બેઉ મળી વીવાહ માંડયો રૂડો, સૂરતીનું ભાગ્ય અપાર જોને.

દેશી.

ધન્ય ધન્ય આજનો દીનરે, ગુરૂ ચરણે વીંધાણું મારૂં મનરે;
સતગુરૂની સેવા કરતાંરે, મળ્યા આદ્ય નીરંજન દેવારે.
ત્યારે નીરભે નીશાન ત્યાં ગડગડયાંરે. ૧

ધન્ય ધન્ય દેહલપુર ગામરે, કાયા કોટ કેવળ વીસરામરે;
દસ દરવાજા શોભીતા સારારે, વૃષ્ટી થાય અમૃતની ધારારે.
જીવનરામે આવી ઝંડો રોપીયોરે. ૨

ધણી પુરના થઇને માંહી પેઠારે, ગુણ ગાદી નાંખીને માંહી બેઠારે;
સભા શોભે સુરાની સારીરે, વિવેક પ્રધાન આગળ અધિકારીરે.
થયો આત્મા નીરમળ નામશુંરે. ૩

જીવ જોને વખુટો પહેલો પડીયોરે, ઘાટ ચોરાસીમાં જ્યારે ઘડીયોરે;
ફરતાં ફરતાં આવ્યો છે દાવરે, વેગે કરોને વીવાહનો ઠરાવરે.
ફરી અવસર આવો નહિ મળેરે. ૪

સગાઇ ટુટેલી સાંધોને ભાઇરે, કેવળ કન્યા છે સુરતી બાઇરે;
લહાવો લીજીએ મન માણીરે, દાસ રણછોડ ગાઇ કહેવાણીરે.
ટાળો ત્રિવીધીના તાપનેરે. ૫

કડવું ૧ સમાપ્ત.

ચાલ ટુંકડી.

વિવેક વિચારીરે આવ્યા નીરધારીરે, બુદ્ધી પાસે બે મળી આવીયારે. ૧
બોલ્યા વિવેક વાંણીરે, મારા ઘરમાં કન્યા જાણીરે, વીવાહ કરવો છે હવે આપણેરે. ૨
વળતી બુદ્ધી બોલીરે, પડદા પરા ખોલીરે, સુરતી સમોવડ વર શોધજોરે. ૩
ત્રણુ અનુરાગીરે, અંતર ચીન્તા લાગીરે, મનનો સુબો તે આવી ત્યાં મળ્યોરે. ૪
કહે મનસુબા વાણીરે, શોધો દેહલપુર જાણીરે, સમાધી લક્ષે શોધી કહાડજોરે. ૫
વિવેક વિચારરે, જોવા ચાલ્યા બહારરે, આતળ વિતળ નીતળ શોધીયુંરે. ૬
રસાતળ જોયુંરે, તળાતળ શોધ્યુંરે, મહાતળ પાતાળ જોઇ આકાશે ચડયારે. ૭
પશ્ચિમ દીશા જોઇરે, ત્યાં ન મળ્યું કોઇરે, બંકનાળ વીંધીને આગળ ચાલીયારે. ૮
તરવેણીના ઘાટરે જોયા સરવે ઠાઠરે, તેતરીસ કરોડ દેવ જોઇ વળયારે. ૯
વિવેક વિચારરે, ગયા અંડાપારરે, શુન્ય મંડળ શોધી કાઢીયુંરે. ૧૦
ત્યાંથી આઘુ ધામરે, અવિચળ દીઠા ઠામરે, કદાપી કાળે તે નહી ચળેરે. ૧૧
નયણાં ભરી નીરખ્યારે, અંતરમાં જોઇ હરખ્યારે, સુરતી સમો વર ત્યાં મળ્યોરે. ૧૨
મનની કીધી મહોરરે, ચિત નાળીએરરે, મન ચિન્તા મેલીને વીવાહ ત્યાં કર્યોરે. ૧૩
કરૂણા કંકુ કીધુરે, હાથેલીમાં લીધુરે, ચાંદલો કીધો હરીના લેલાટમાંરે. ૧૪

ઉથલો.

વીવાહ મેળવ્યો તે રૂડી રીતસું, થઇ આનંદ લીલા લહેર,
લગન નીરધારી ઘેર આવીયા, કીધી સામગ્રી બહુ પેર. ૧
મંડપ રચ્યો મન મોકળો, જાણી અલક પુરૂષની જાન,
કામ ગણેશ બેસાડીયા, વહેચ્યાં ધાણા ગોળને પાન. ૨

ચાલ ટુકડી.

વિવેક વિચારે, મળ્યા નીરધારરે, કંકોતરી લખી દશો દેશમાંરે. ૧
દેવતાને કહાવ્યુંરે, કામ રૂડું આવ્યુંરે, લગન લીધું છે વહેલા આવજોરે. ૨
સુરતી બાઇના વીવાહરે, થયા કુળમાં દીવારે, અલખનો વર ઘેર આવશેરે. ૩

ઉથલો.

નોતર આવ્યાં તે નીરખી જુવો, હરખ્યા તે હૈડામાંય,
પ્રીત કરીને પધારીયા, મળી મોટા મુની વરરાય.

ધોળ.

આવ્યા આવ્યા બ્રહ્મા વિશ્નુને મહેશરે, ઇંદ્ર ચંદ્ર સુરજને વળી શેષરે,
મોટા મોટા મળીને મુનીવર બહુ આવીઆરે, તેતરીસ કરોડ દેવતણે દલભાવ્યારે.

ઘણા ઘણા જ્ઞાનના ગોળ વહેંચાવ્યારે, મન રૂપી મોતીડે લેઇ વધાવ્યારે,
માંડવીયા થઇ મહાલવા મોટા આવ્યારે, આવી વાતો અનુભવની બહુ લાવ્યારે.
આગળ કામ ઘણું રહ્યું છે બાકીરે, જોવા ભોવન ત્રણ રહ્યાં છે તાકીરે,
હવે વેળા થઇ છે માંડવાનીરે, દાસ રણછોડ વીનવીને કહીરે.

કડવું બીજુ સમાપ્ત.

દોહા.

ધરમના ચાર થાંભલા, રોપ્યા આંગણા માંય,
દયા રૂપી છાયો માંડવો, નવરંગી શોભા થાય. ૧

દેશી.

સ્તંભ વધાવે બુધી રાંણીરે, પાનપાક પીપળ ધર્યું આણીરે,
નરમાઇની નાડા છડી આણીરે, મન મીંઢળ બાંધ્યુ તાણીરે.
ધીરજ રૂપી માણેક સ્તંભ રોપીયોરે. ૧

રાગ ધોળ મોટી ચાલ.

જીરે ચાક વધાવાને ચાલીયા, તેતો મતીરે કીભારીને ઘેર, મળીરે સાહેલડી.
લીધુ અખીયાણુ થીરતા થાળમાં, તેનુ ધર્મ કર્મ અનુસારરે, મળીરે સાહેલડી.
જઈ મતીરે કુભારીને સોંપીયું, આપાપણુ ટાળી જુવો ત્યાંહરે, મળીરે સાહેલડી.
જેવી મતી તેવી ગતી છે વળી, અનુમાને ઓળખજો માંહેરે, મળીરે સાહેલડી.
ચિત ચાકડો ફરે ચોકમાં, ચાર જુગની ચોરી ચીતરાયરે, મળીરે સાહેલડી.
ચાક વધાવી મટકાં લાવીયાં, ગ્રહ પુજાની વેળા થાયરે, મળીરે સાહેલડી.

ચાલવડી.

ગ્રહ પુજાની વેળા થઇરે, લાવો સામગરી સરવે વહીરે,
આધ્યાત્મ ગોર આવી બેઠારે, વેણ બોલે મુખે વળી મીઠાંરે.
ગ્રહ નવ તેડાવ્યા તે આવ્યારે, સ્થાપન કરીને માંહે પધરાવ્યારે,
રવી ચંદ્ર મંગળ બુધ બળીયારે, સોમ શુક્ર શનીશ્વર ભળીયારે.
રાહુ કેતુ સમા થયા આજરે, ત્યા સીધ્યાં ગુરૂથી સરવે કાજરે,
હુપણુ રૂપી હવનપડી લાવોરે, ચિતના ચોખા તે વેરાવોરે.
બ્રમ અગ્ની મુકીને પ્રજાળોરે, અજ્ઞાનનાં ઇધણુ બાળોરે,
ગર્વ તણું તો ઘી હોમાશેરે, ત્યારે આત્મા નીરમળ થાશેરે.

ચાલ ટુંકડી.

શબ્દ સરવો કીધોરે, હાથેલીમાં લીધોરે, જુવાનીના જવ ત્રસ્ના તલ હોમીયારે.
સંસયની સોપારીરે, શોક શ્રીફળ ભારીરે, અગનીમાં લેઇ વધાવીયાંરે.
હાથે હોમી દીધાંરે, કારજ સરવે સીધ્યાંરે, હીણાં હીણાં કરમને કુટી બાળીયાંરે.

વળણ.

અહુ પુજા પુરી થઇ, ગુજર વેળા થાયરે,
દાસરણછોડ કહે વીનંતી, માનુની મંગળ ગાયરે.

કડવું ત્રીજું સમાપ્ત.

ચાલવડી.

હવે ગુજરની વેળા થાયરે, મળી માનુની લેવા જાયરે,
અખીઆણું આપીતું લીધુરે, જઇ મતી કુભારીને દીધુરે.
ગમ તણા ગાત્રીડા કીધોરે, અકકલ વહુએ માથે લીધોરે,
હરખે લેઇને ગાતાં ઘેર આવ્યાંરે, થાળ ભરી મોતીડે વધાવ્યોરે.
તોરણ તળે આવી ઉભાં વહુરે, ત્યાં જોવા મળ્યું છે સહુરે,
ત્યાં આવ્યાં કન્નાની માડીરે, વળતાં બોલ્યાં અકકલ વહુ લાડીરે.
કુંભ હમણાં નહિ ઉતારૂંરે, અમને આપો કાંઇ સારામાં સારૂ છે,
અમે મોઢે માગીને લીજેરે, સંત સેવા સદા તન દીજેરે.
બુધીબાઇ આપ્યું વળી ત્યાંહરે, છેડો સાઇને લાવ્યા ઘર માંહેરે,
જ્ઞાન વરધો પુરણ ભરાંણીરે, ઉકરડી નોતરવી જાણીરે.

દેશી.

આશા રૂપી ઉકરડી જાણીરે, કબુદ્ધીની કુલડી કાંણીરે,
પરનીંદા પૈસા માંહે પુર્યારે. ૧
ચોખાઈ ધરોને છળ સોપારીરે, દુગધા દહી દીધું દાટીરે,
પાપ રૂપી પરણાઇયું ઢાંકીયુરે. ૨
ખાંણ ઉંડી ખોદીને ડાલ્યુરે, કામ ઉકરડીનું પાલ્યુરે,
અધ્યાતમ ગોરે હાથે દાટીયુરે. ૩
લાલચ લાડવો કુલેર બહુ કાઠીરે, કલ્પના કુતરી લેઇને નાઠીરે,
જ્ઞાન ગોટીલે માર પડયો ઘણોરે. ૪

વળણ.

જ્ઞાન ગોટીલે માર પડયો, કલપના કુતરી નાઠી જાય,
દાસ રણછોડ દીલ દેખીયે, હવે જાનની વેળા જાય.

કડવું ચોથું સમાપ્ત.

ધોળ ચાલ મોટી.

અનહદ વાજાં સાંભળ્યાંરે, જુઓ આવી છે જાન, સામૈયુ કરીએ શોભીતુંરે. ૧
આગળ અનુભવીયા આવીયારે, તેણે સર્વ કીધી છે જાણ, સામૈયુ કરીએ. ૨

ભજન સાકર જળ બહુ કર્યા રે, પાવા જાનૈયાને કાજ, સામૈયુ કરીએ. ૩
વિવેક વાણી બોલીયારે, ચાલો જઇએ સરવે સાથ, સામૈયુ કરીએ. ૪
મોટા મળી ત્યાં ચાલીયારે, ભાવે ભેટયા ભરપૂર, સામૈયુ કરીએ. ૫
ખબરો પુછી કુશળ ખેમનીરે, અંતરજામી નથી દૂર, સામૈયુ કરીએ. ૬
અનાદીના મળેલાછો નાથજી, પુરવેના ભરથાર, સામૈયુ કરીએ. ૭

ચાલ એજ.

સામૈયુ કરી તેડીયારે, આપ્યા ઉતારા સાર, હરદા ઘરમાં વળીરે. ૧
પ્રેમે પાથરણાં પાથર્યાં, મળી બેઠા મહારાજ, હરદા ઘરમાં વળીરે. ૨
દીવો દાસા તનનો કર્યો રે, જળહળ જ્યોત અપાર, હરદા ઘરમાં વળીરે. ૩
તૈયારી ચલાવાની થઇરે, માનુની મળીને જાય, હરદા ઘરમાં વળીરે. ૪

દેશી.

રતી મતીને શાન્તીબાઇરે, કરૂણા ઉર દયાને ભલાઇરે,
ભગ્તી મુકતી ચાલે મહાલતાં રે. ૧
કીરીયા કળશ અકકલ વહુને માથેરે, ચાલે શોભીતો સઘળો સાથે,
લેઈ ચલાવો ચોંપે ચાલતાં રે. ૨
બુધીબાઇ વિચાર કીધોરે, મહીમા મોડ માથે લીધોરે,
અવીચળ પુરૂષ કને આવીયાં રે. ૩
સારી સામગરી સરવે કીધીરે, શુધ બુધની સુખડી લીધીરે,
નાથ નીરગુણ આપે આરોગીયારે. ૪
કરી ચલાવુ ચોંપે ચાલ્યાં વહીરે, વરઘોડાની વેળા થઇરે,
વાગી નોબત નીરગુણ નાથનીરે. ૫

ધોળની ચાલ મોટી.

સુંદર શોભા વરઘોડાની શી કહું, મુખે કહેતાં ન આવે પાર,
વરઘોડો સુંદર શોભીતો ટેક.
મન પવનવેગી ઘોડલો, સોહં રામ થયા અસ્વાર. વરઘોડો. ૧
આગળ જાનૈયા અનુભવી મહાલતા,સીલસંતોષ ગુણદાતાર. વરઘોડો. ૨
કીધી વાડી અવિધા અજ્ઞાનની, આશા ત્રસ્ના રચી માંય. વરઘોડો. ૩
કામ કરોધ અવગુણના ગોટા ઘણા, મીથ્યા વાડી લુટાવી છે તાંય. વરઘોડો. ૪
વાજાં અનહદ આગળ ગડગડે, નાદ ઉઠે નાભી ધુન માંહે. વરઘોડો. ૫
દૂખ રૂપી દારૂખાનું ઉડતું, ભજનરૂપી ભડાકા થાય. વરઘોડો. ૬
જુવો પ્રીત પખાજ ભેરી ભુંગળો, મગન મેવડા નાચે માંય. વરઘોડો. ૭
શબ્દ સરણાઇઓ સુંદર સાંભળી, મંગળ વધાવા ચાલ્યા જાય. વરઘોડો. ૮
હોંસરૂપી હાથી સણગારીયો, નીરખે નોબત ઉપર વાગે સાર. વરઘોડો. ૯
દેવી દુંદુભીયો વાગી રહી, દાસ રણછોડ જાય બલીહાર. વરઘોડો. ૧૦

કડવું પાંચ સમપુર્ણ.

ઢાળ.

ગાજતાં વાજતાં માંડવે આવ્યાં, ટેક ટોરણને નાથ જોને.
બુધીબાઇ ત્યાં પોંખવા આવ્યાં, તેડી પોતાનો સાથ જોને.
દવેશ ધુંસળ માયા રવૈયો, દલ સરીયો ત્રસ્ના ત્રાક જોને.
હરખ અકડાઇ ઇંડીપીંડી ઉછાળી, વર નીરખ્યો સાઇ નાકજોને.
હેત કરીને આપે પધાર્યા, મંડપમાં મહારાજ જોને.

ઉથલો.

કર્યું માયરૂ મન મોકળુ, જુવો ચોરી તે લાંગો ચાર,
આપ્યાં આદર બેસણાં, બેઠા અલક તેની વાર.
બેઠા અવીળ આસને, ત્યાં માનુની મંગળ ગાય,
હવે કન્નાને પધરાવીએ, રણછોડ માયરા માંય.

કડવું છઠું સમપુર્ણ.

ચાલવટી.

આમો મરજાદા ઘરમાં ગયારે, કન્ના પાસે જઇ ઉભા રહ્યારે,
પુન્ય પાનેતર પહેરાવ્યુંરે, નંગ નેહતણું વહેરાવ્યુંરે.
આડ અંતરપટ ધરાવીરે, કન્યા માહેરામાં પધરાવીરે,
સુરતીબાઇનાં અંતર છે આછાંરે, હાથ મળ્યા પડદા થયા પાછારે.

રાગ ધોળ.

પેલું પેલું મંગળ વરતાયરે, વાણી તણી વરમાળા રોપાયરે,
મુગતી ચરાચર મંગળ ગાયરે, કામ ક્રોધ નાઠા ત્યાંથી જાયરે.
અભીમાન અહંકાર ખળતારે, બીજે મંગળે તે થયા ટળતારે,
જ્ઞાન અનુભવ વૈરાગ ગણુ હરખ્યારે, અવીચળ નાથ મંડપમાં નીરખ્યારે.
ત્રીજે તનમન શુદ્ધ થયું સારૂરે, દારૂણ દૂખ મટી ગયું મારૂરે,
ચોથે મંગળે તે ચીન્તા ગઇરે, સહીયરોમાં સરમાતી વળી થઇરે.
પ્રેમે પરણી ઉઠયા અવીચળ રાયરે, ભુરસી દક્ષણા કલ્યાણ વહેચાયરે,
જાચક થઇને જાચે તેનુ દુખ જાય, રણછોડ બ્રાહ્મણ ત્યાં માગેરે.
અભયદાન દાસોને દેતા આવ્યારે, કેવળ માંહી તે સંત સમાવ્યારે,
ધન્ય જીવ્યુ દાસ તણુ કહેવાયરે સુરતી જેની અવીચળમાં સમાયરે.
દયા દેજે વધાવા દલ ભાવ્યારે, કરૂણા કલ્લાં કાંબી કન્નાને પહેરાવ્યાંરે,
જ્ઞાન ઘરેણું વિજ્ઞાનની વાળીરે હરખી નીરખી નયણે જોયુ નીહાળીરે.

ત્યાં પાછી પહેરામણી અપાયરે, સભામાં હરખ ઘણેરો ન માયરે,
આપવા કાજ બેઠારે, અવીચળ નાથ માંહી પેઠારે.

વલણ.

અવિચળ નાથ અંતરમાં વસ્યા, દાસ રણછોડ હરખાયરે,
અવીચળ નાથને પેરામણીરે, હવે ત્યાં તે થાયરે.

કડવું સાતમેં સંપુર્ણ.

દેશી.

ધ્યાન ઢાલ ધરી છે કર માંહેરે, પ્રીતે પધરામણી થાય તાંહરે,
બેઠા વિવેક વિચાર આપવારે. ૧
પ્રેમ પીતાંબર તન તરફાળરે, આપ્યાં મન મોડીયાં વીસારરે,
તન મન કીધાં ત્યાં વારણેરે. ૨

ઉથલો.

હાર પહેરાવ્યો રૂડી રીતશું, વળી કડાં કોમળતાનાં સાર,
વહાલ વેઢ વેળીયાં, આપી નમ્યા વિવેક વિચાર.
ધન્ય ભાગ્ય આજ અમતણાં, ઘેર આવ્યા અવિચળ રાય,
પ્રીત પુરવની પાળી ખરી, ફરી ફરીને લાગ્યા પાય.

ધોળની ચાલ મોટી.

અવીચળ પુરૂષ પરણી ચાલીયા, ત્યારે સઉકો વળાવાને જાય,
સુરતી ચાલ્યાં સાસરે. ટેક.
બુધીબાઇ બોલ્યાં સુરતી સાંભળો, તમે રહેજો અવિચળ માંય. સુરતી. ૧
શુન મંડળમાં શોભા ઘણી, દેવળ દેખી મગન મન થાય. સુરતી. ૨
ઝગમગ તેજ ઘણું છે તેમાં, કોટી ભાણ રહ્યા લોભાય. સુરતી. ૩
તેની શોભા મુખે કહું શી ઘણી, તેમાં સુરતી ગઇરે સમાય. સુરતી. ૪
દાસ રણછોડ બ્રાહ્મણ વીવા કહે, ગાયો સુરતીનો મહીમાય. સુરતી. ૫

વલણ.

વીવાહ ગાયો વરણવી, પ્રગટયો અંગ હુલાસ,
ગાય શીખેને સાંભળે, તેનો અલખ પુરૂષમાં વાસ.
સાબરમતીના તીર ઉપર, અગસ્ત પુર છે ગામ,
ત્યાં વસે એક દાસ હરીનો, રણછોડ તેનું નામ.
વિવેક બુદ્ધી વીચારીયું, વીવાહ કર્યો સુરતી ધરી,
દાસ રણછોડ કહે વીવા સાંભળી, બોલો જય જય શ્રીહરી.

કડવું આઠ સંપુર્ણ.

## સુરતી વીવાહ સમાપ્ત.

# રવી સાહેબની વાણી.

પદ ૧.

લગ્યા કલેજામાં શબ્દ ગુરૂકારે, વેદ શું જાણે પ્રેહની વાતોરે. ટેક.
વિવેક વીનારે નર હીંડે વલખતારે, અણ લેખાંની ખાસે એ લાતોરે,
પતીવૃતા ઘેર નાર પદમણી, ગુણકાસે મન કયા મોહતારે. લગ્યા. ૧
ફુટી પડેરે મારે ધરણ આકાસાંરે, સુકાઇ જાય સમુદ્ર સાતુંરે,
તોય ન વીછડી પડું મારા પેઉસેં, નીરભે નેહતણું નાતુંરે. લગ્યા. ૨
પ્રેમ ગલીમાં મારા પીયાજીને પામીરે, ખંડીત નહી દીવસને રાતરે,
પાપને પુન્ય મટી ગયાં હે સખી મારા, ભુલીરે ગઇ સરવે ભ્રાન્તુરે. લગ્યા. ૩
તન મન ધન મારા ગુરૂજીને અરપ્યાંરે, તારમાં તાર મલી ગઇ તાંતુરે,
કહે રવીદાસ સત ભાંણ પરતાપે, મનડું ન દોડે દુજી વાટેરે. લગ્યા. ૪

પદ ૨.

દેખારે દેખી તમે મત કરો ભાઇઓરે, સાંન ગુરૂકી ગમહે ન્યારી. ટેક.
નૃત્ય બીનારે નટ આ ખેલ કરતહે, ચુકત દોર ભોંયપર ડારીરે,
મોજ ન પામી એતો ગઇરે નીરાસી, એક પલકમાં સારી જીગહારી. દેખાદેખી. ૧
જનક વીદેહી પરમાત્મા ચીન્યોરે, રાજ કરંતા દુબધાયો ટાળીરે,
એક હાથ સ્ત્રીનારે ઉર ઉપર, દુજેરે હાથે અગ્ની પ્રજાળીરે. દેખાદેખી. ૨
શ્રીકૃષ્ણજી બાળ બ્રહ્મચારીરે, સોળ સહસ્ત્ર ગોપીની વાલે પ્રેહ જાણીરે,
એસારે દેખી કોઇ પંથ ચલાવે, નરનારી તો દોનું નરકે જાવરે. દેખાદેખી. ૩
સમજ્યા વીના નર સબ માંહી ખાવેરે, ઉદર ભરનકે અધીકારીરે,
જ્ઞાન ન જાણે એતો વીષય રસ માણે, મહા ખપ્પરમાં એકાકારીરે. દેખાદેખી. ૪
એસારે દેખી કોઇ સમ દ્રષ્ટી રહેવેરે, સોહીરે સંતનકું મેં બલીહારીરે,
કહે રવીદાસ દુજા જગમાંરે ધુત્તા, ખેલ કરંતા સબી ખુવારીરે. દેખાદેખી. ૫

પદ ૨.

ચૈતન ચાલ્યો ચાલ્યો માંહી આવેરે, પ્રેમની ભગ્તી કોઇ પુરા નર પાવેરે. ટેક.
અનહદ નાદ ગગનમાં ગાજેરે, અરસપરસ કોઇ લવ લાવેરે,
અણી અગરપર અધર જલેચાં, રમતા રામ મારી નજરે આવેરે. ચૈતન. ૧
જ્ઞાન ગરીબી સંતોનીરે સેવા, તોતો અમરાપર વહેલા જાવેરે,
અંતરમાં એક નીરંતર ન્યારા, સમદ્રષ્ટીએ કોઇ સંત કહાવેરે. ચૈતન. ૨

સુરા સાધુ સનમુખ રહેવેરે, કાયર ભાગ્યાં પહેલાં વન જાવેરે,
જેણે ન માન્યા સદગુરૂજીના શબ્દો, ગાફલ ગોથાં એ બહુ ખાવેરે. ચૈતન. ૩
પાંચ તત્વમાં પરગટ બોલેરે. આપ બોલેને ગુરૂ બોલાવેરે.
આદ હતા સોહી અબહી પાયા, ફેર જગતમાં એ નહિ આવેરે. ચૈતન. ૪
ખેમભાણ રવીરામ રમતારે, અરસપરસ કોઈ એક જાણેરે,
ત્રીકમદાસ સત બેમકે ચરણે, ઠીક કરી સંત ઠેરાવેરે. ચૈતન. ૫

ભજન ૧.

અવઘટ ઘાટ તું ફેરી ફેરી આવ્યો સોહં સીંગી નાદ ગુરાયો,
તરવેણીર ધ્યાન લગાયોરે, સંત ચડીયો સુંગમ છે;
સુગમ છેરે સાચી દલ મજલ બોજોરે, કાયામાં ગુરૂગમ છે,
ખુબ મજલ દલ લખોજોરે, કાયામાં ગુરૂગમ છે. ટેક.
ચાચરી ભુચરી ખેચરી માંહી, વાસ્ના પુતળી રહીરે છુપાઇ,
જાળી અખંડ જ્યારે જોત જગાઇ, ત્યારે ગુરૂજીનો હેરણ છે. ખુબ. ૧
અગોચરી અનહદ ધુન ગાજે, ઉનમુની પુરૂષ ત્યાં અખંડ બીરાજે,
અનંત કોટી કાયામાં સુખ લાધેરે, જ્યારે સુખમણા સુગમ છે. ખુબ. ૨
ભમર ગુફા માંહી બ્રંહ્મ નીસાની, બંકનાળ શેજે વસઆંણી,
ચંદ્ર સુરજ દોનું ઉલટ ફીરાઇરે, જ્યારે અજવાળાં ગુરૂગમ છે. ખુબ. ૩
નાદ ને બુંદ દોનું એક ઘેર આંણી, પુરણ પ્રીત પીયા સંગ માણી,
કહે રવીદાસ જ્યારે મટે જમખાણીરે, ગુરૂ ભાણ કેરાં કદમ છે. ખુબ. ૪

---

## રાગ ગરબી.

પદ ૧.

સખી સાંભળ કહું છું એક વાતડી, દહાડો આજ અનોપમ દીઠોરે,
મારે સતગુરૂએ શબ્દ સુણાવીયો, સાંભળતામાં લાગ્યો મીઠો મીઠોરે. ટેક.
સખી ઉંચું જોઉં તો અગનાસમાં. હેઠીને જોઉં તો હેઠો બેઠોરે,
સખી સુઇને જોઉં તો જલકે શુનમાં. જાગીને જોઉં તો તખતે બેઠોરે. સખી. ૧
સખી પરણી પીયાજીને વીનવે, કુંવારી કંથમાં શું જાણેરે,
એનો રમે ઢીંગલડેને પોથીએ. એનો મરમને નવ માંણેરે. સખી. ૨
સખી આપણા પીયાજીની વારતા, કોઈના આગળ તો નવ કહીએરે.
આપણે રહેવુરે એના દેશમાં. લોચનીયામાં ઓરે ઓરો લહીએરે. સખી. ૩
સખી મરજાદા તો મેલી દઇએરે, છત નવ રહે છાનીરે,
સખી રવીદાસ સત ભાણનો, એતો મરમ નામનો માણેરે. સખી. ૪

પદ ૧.

ગુરૂગમ ગ્નાન લ્યોરે આ ઘટમાંહી, આ ઘટ માંહીરે. (૨) ટેક.
કર સતગુરૂકો સંગ ઓર જુઠી બાજી, દેખ પતંગકો રંગ તાહેસે દુનીયા રાજી.
સત શબ્દ નવ શોધીયોરે, જુઠ જુઠકું ધાઈ,
આપકી તો ખબર ન પડી, તુ કહાંસે આયા કહાં જાઇ. ગુરૂગમ. ૧
દુર દેખનકુ મત જાઓ, પકડ તું સુરતકી દોરી,
કરો શબ્દસેં મેલ, રહે કોઇ દોકર જોડી,
અક્ષર આદી અનાતકોરે, અમર અતીત ઓળખાય,
શબ્દ પારહે સદગુરૂ, તુમ મોહે દો બતલાય. ગુરૂગમ. ૨
શુન શેજકે માંહી, હે પરમહંસકા બાસા,
નીરધાર નીરબાન, કબુ એ ન હોય વીનાસા,
બ્રંહ્મ કર્મકુ ભેદ ગેંદો. કર સદગુરૂકી સેવ,
આપ અવીગત્ય એકલા, એ નીરગુણ નીરંજન દેવ. ગુરૂગમ. ૩
હદ સબ બાજી માંહી, બેહદ કીરતાર કહાવે,
અનહદ આરંપાર, ભાણ બ્રંહ્મ ભેદ બતાવે,
બહાર ભીતર એકતાર હેરે, રમતા રામ કબીર,
ખેમદાસને ખલક દરીયા, સનમુખ શોધ્યાં તીર. ગુરૂગમ. ૪

પદ ૨.

અનુભવ કરીયોરે કરનારા, અનુભવ કરીયોરે કરનારા. ટેક.
કહો અનુભવકો રૂપ, બડે તુમ સંત કહાવો,
આંટી છુટે આ મન તણીરે, ભાગે દીલકી ભ્રાન્ત;
પચ્છમ દેશ પર બેઠકે, અબકયુ સુતા નીરાંત. અનુભવ. ૧
કહો પવનકો મુળ, મન કહો કહાંસે આયા,
કહો ઉનકા અસ્થાન, દોઇ મીલ કહાં સમાયા;
શબ્દ કહાંસે ઉઠતહેરે, ફેર કહાંતે સમાય,
નાદ બીંદકો રૂપ કહો તુમ, મોહે દીયો સમજાય. અનુભવ. ૨
કહો જીવકી જાત, શીવકા સરૂપ કહીજે,
કરો જુજવા અરથ, કરત સીધાંત લહીજે;
જીવ સીવકે પારહેરે, સોહી કહોને અનુમાન,
અગમ વસ્તુ અખંડહે, તુમ પરગટ કરો અમજાન. અનુભવ. ૩

હુમ તુમ ભાગે હોય હુંસ, જબ કહાં જાઇ હલીયા.
પડે પંડ પરગટ, મન તબ કહાં જાઇ મળીયા;
કહે રવીદાસ શુનો અનુભવીરે, અલેક દીયોને ઓળખાઇ,
તબ હમ સતગુરૂ ધારીએ, તુમ સંત દીયોને બતલાઇ. અનુભવ. ૪

પદ ૩.

આત્મા નીરખોરે નીરબાન, આત્મા નીરખોરે નીરબાન. (૨) ટેક.
સત ગુરૂકે પરતાબ, જ્ઞાન અનભે ઉર જાગ્યા.
પપીયેલ મીન મહેન, ખોજકરે ભ્રમ ભે ભાગ્યા;
પરી ઉતર સદગુરૂ કેરેરે, જાકી કળા અનંત,
ભેદ બુદ્ધીએ બુજ લહે, સમજે બીરલા સંત આત્મા નીરખો. ૧
નાભી પવનકો મુળ, મન અષ્ટ કમળ દલમાંહી.
ત્રીપુટી વાકા સ્થાંન, દોઇ મીલ વહાં સમાઇ;
શબ્દ શુનસેં ઉઠત હેરે, ફેર શુનમેં સમાય,
નાદ ભયા જબ બીંદમે, એ બીંદ નીરંતર રાય. આત્મા નીરખો. ૨
પાંચ તત્વકે બીચ, મીલકર જીવ કહાયા,
દેહ ઇંદ્રી મન પ્રાણ, માનસે માંહી બંધાયા;
સોહં બ્રંહ્મ અખંડ હેરે, લીપે છીપે ને સોય.
ઘટ ઘટ પરઘટ રહ્યા. ચીને વીરલા કોય. આત્મા નીરખો. ૩
જીવકી શકતી અજ્ઞાન, શીવકી શકતી માયા.
એ દોનુસે ભીન્ન, અદ્વૈત અખંડ અજાયા;
જીવ સીવ કહેવા નહીરે, હમ તમ નહી કોઇ હામ.
વૈત્રીક પદ પરમાત્મા, નીજાનંદ નીજધામ. આત્મા નીરખો. ૪
હે સતગુરૂકો દેશ, નીગમ નેતી કરી ગાવે,
બ્રંહ્મા વીસ્નુ માહેશ, ખોજકર પાર ન પાવે;
નીજાનંદ હે સુનો અનુભવી, નામ રૂપકી નાસ.
બ્રંહ્મ મગન હોઇ બોલીયા, એ અણછતા રવીદાસ. આત્મા નીરખો. ૫

પદ ૪.

( રાગ ઉપરનો કબીર સાહેબનું છે. )

રામરસ પીજોરે નરનારી, રામરસ પીજોરે નરનારી. ટેક.
જન્મ પદારથ સાર, દેહી તું સુંદર પાયોજી,
કરકર ઓછા કરમ, મુઢમતી જન્મ ગમાયોજી;

સ્વર્ગ લોક ઇચ્છે સદા તે, ધન્ય મનુષ્યા અવતાર.
કાચ મણી કર સેં ગ્રહીને. હીરા તજત ગુમાર. રામરસ પીજોરે. ૧
અન્ય દેવકું ધ્યાવે. કુસળતા કહાંસે પાવે,
કેરે નહી સતગુરૂ સેવ, નુતસા કુટુંબ જમાવે;
માયા ખરચત રામકી તું, આપે લેત બડાઇ.
પરમારથકી ગમ નહી તો, ફેર ચોરાશી આઇ. રામરસ પીજોરે. ૨
તીરથ વ્રત અસ્નાન. કરી કરી બહોત ભુલ્યો,
જોગ યજ્ઞ ઓર દાન દીએ. કછુ રામ ના પાયો,
આતમ બ્રહ્મ ચીન્યા વનારે. તબલગ જુઠી સેવ.
જેજે કરત સોહી ભરમના, એ કહાં તીરથ કહાં દેવ. રામરસ પીજોરે. ૩
જો રામરસ પીયા ચાહો તો, ભેદ સતગુરૂકા લીજે.
બાજે અનહદ નાદ, તાહેસેં ધ્યાન ધરીજે;
કહેત કબીર પરીબ્રહ્મકીરે, જળકત જોત અખંડ.
અરધ ઉરધકે ઘાટ બીચ. તુમ નીશદીન બાજો પંડ. રામરસ પીજોરે. ૪

---

## કબીર સાહેબના ભજન.

( રાગ મંગળ. )

પદ ૧.

આવેરે સંતકું આદર દીજે, ચરણ ધોઈ ચરણામૃત લીજે.
ભાગ્ય બડે જાઘર સંત પધારે. કર સમરણ ભવપાર ઊતારે. ભાગ્ય. ૧
એહી સંતહે પર ઉપકારી, ચરણે આવે વાકું લેત ઉગારી. ભાગ્ય. ૨
સાહેબકા ઘર સંતન માંહી, સાહેબ સંત કછુ અંતર નાંહી. ભાગ્ય. ૩
એહી સંત મેરે દીલ પતીયાએ, સાર શબ્દ નીજદેવ લીખાયે. ભાગ્ય. ૪
કહે કબીર સંત ભલેઉ પધારે. જુગ જુગકે કારજ સારે. ભાગ્ય. ૫

પદ ૨.

ગુરૂ બીના કોણ જગાવે આ જુગમાં. ગુરૂ બીના કોણ જગાવે. ટેક.
કયારે કહું સતગુરૂજીકો મહીમા, નીગમ અગમપદ ગાવે. આ જુગમાં. ૧
વૈદ વેદના કછુ એ ન જાણે, સો કયા વૈદ કહાવે. આ જુગમાં. ૨
દરદ કછુ ઓર બુટી તો કછુ ઓર, કહો રોગ કેસે જાવે. આ જુગમાં. ૩

જોગી જંગમ હુમે દરસન દેખે, કરમ ભ્રમ બતલાએ. આ જુગમેં. ૪
મત દીપક લેઇ કરમાં દીનો, ભીન ભીન ભરમાવે. આ જુગમાં. ૫
સંસયપાર કરેસો સતગુરૂ મેરે, ઓર ગુરૂ કથા કહાવે. આ જુગમાં. ૬
કહે કબીર સોહી સતગુરૂ મેરે, આપાપન બીસરાવે. આ જુગમાં. ૭

પદ ૩.

પાસ રહંદા મોરી નજરે ન આવંદા, હેમેબુબ હુમારા. પાશરહંદા ટેક.
કોઈ એક પીર પેગંબર ધાવે, કોઇ એક રામ બીચારા હો. પાશરહંદા. ૧
જળ બીચ કમલ બીચક લીયાં, એસા સાહેબ હુમારાહો. પાશરહંદા. ૨
હે જો યજ્ઞ ઓર જપતપ તીરથ, સોબી કરકર હાર્યાહો. પાશરહંદા. ૩
નેડાસો દુર દૂરસો નેડા, નહી હલકા નહી ભારીહો. પાશરહંદા. ૪
કહે કબીર ગુરૂસે પાવે, કોઇ એક સંત બીચાર્યાહો. પાશરહંદા. ૫

રાગ ઠલીયા ૧.

ઠલીયા દેખન જાઇવે, દીલદાર મુસાફર. ઠલીયા દેખન જાઇવે. ટેક.
પંચ તતકી બનીહે ઠલીયા, તાપર ભમર ગુંજારવે. દીલદાર. ૧
કામ કરોધસેં ભરીહે ઠલીયાં, આન પડી ભવ માંહીવે. દીલદાર. ૨
દસ ઠલીયાકે દસ દરવાજે, લાલ બતીએ લગાઇવે. દીલદાર. ૩
કહે કબીર સુનો ભાઇ સાધુ. ટેકા અધર લગાઇવે. દીનદાર. ૪

ઠલીયા ૨.

સુખસાગરમેં આયકે, મત જારે પીયાસા. ટેક.
અજહુ ચેત મુઢ નર પ્રાણી, જમરા દે ગલે ફાંસીહો. મતજારે. ૧
મૃગ તૃષ્ણા જળ છાડો બાવરે, કરલે દ્રઢ વિશ્વાસાહો. મતજારે. ૨
નીરમળ નીર ભર્યા ઘટ ભીતર, પીલે શ્વાસોશ્વાસા. મતજારે. ૩
પ્રેમી સંત સદા મતવાલા, એક નામકી આશાહો. મતજારે. ૪
કહે કબીર સુનો ભાઇ સાધુ, ટેકા અધર લગાવીહો. મતજારે. ૫

ઠલીયા ૩.

જુઠા જગત જાણ્યા, કયા દેખ ભુલાના, જુઠા જગત. ટેક.
જલ બીચ કમળ કમળ બીચ કળીયા, તાબીચ ભમર લોભાનાવે. કયાદેખ. ૧
જેસે દીપક દેખી પતંગા, જલમલ ખેહુ ઉડાણાવે. કયાદેખ. ૨
જો આયેસો સબહી જાયગો, કયા રાજાવા કયા રંકાવે. કયાદેખ. ૩
કહે કબીર સુનો ભાઇ સાધુ, થીર ન રહેતની ધ્યાનાવે. કયાદેખ. ૪

હલીયા ૪.

તીરથકું કુલ આલમ ચલીહે. મેરે તીરથ તુંહીવે;
ગુરૂ ભલે મીલે માનું. બોલનકી સુદ્ધ નહીવે. ટેક.
ચંદ્ર ચઢી કુલ આલમ દેખે. મે દેખુ તેરે ત્યાં હીવે. ગુરૂ ભલે મીલે. ૧
અહરા પાદશાહ તખ્તપર બેઠે. સંગત તારણ તું હીવે. ગુરૂ ભલે મીલે. ૨
હાંસુ બાઇકી અરજ ગુસાંઇયાં. હંસ ઉભા રણતું હીવે. ગુરૂ ભલે મીલે. ૩

રાગ ખ્યાલ ૧.

ગોદડીયાં ગુલતાના. સાહેબ મેરા જાને, ગોદડીયા ગુલતાના. ટેક.
પંચ તત્વકી તન ગોદડીયાં, પડી રહે ચોગાના. સાહેબ મેરા. ૧
નાદ બુંદબીચ ગાંઠ પડીહે, અનહદ ચડીહે કમાના. સાહેબ મેરા. ૨
કાલા વૃક્ષ તલે શહેજ બીછાવું, ગુરૂમત ધરૂ ધ્યાના. સાહેબ મેરા. ૩
કહે કબીર સુનો ભાઇ સાધુ, પાયો પદ નીરબાના. સાહેબ મેરા. ૪

૨

ગગન ધુન લાગી રહ્યા મનમેરા. ગગન ધુન. ટેક.
ગગન ગરજે મોતી જડ લાગી. બાજત બહોત ટકોરા. ગગનધુન. ૧
બેઠ તખ્તપર શબ્દ બીચારે. નુરત સુરતકા કરે હેરા. ગગનધુન. ૨
ભમર કમળમે ચકોર જ્યું નીરખે. સુન મોરલી ઘનઘોરા. ગગનધુન. ૩
કહે કબીર પ્રીત સદગુરૂસેં. કયા કરેગા જમતેરા. ગગનધુન. ૪

પદ ૧.

જીસગઢ ઉચા પ્રેમ અટારા. જઇ પહોચ્યોરે સાહેબાકારે પ્યારા.
ધુંધું નોબત બાજે અતી ભારી, કે બાજા અનહદકા;
કીલ્લા લીઆરે આતનકા. નીરંજન નીરગુણકા. ટેક.
ગઢપર નાળ જંજાળાંરે છુટે. જયાંસેરે ચીત કાયરકારે ટુટે;
એઇ રંગ મંડપમાં એ ધુમ મચાઇરે, રૂનઝુન સુરદનકા. કીલ્લાલીઆ. ૧
કાયર કબુએ કામ ન આવે, સુરા સનમુખ બાણ ચલાવે;
એઇ તનમાં લડે એક સંત સીપાઇરે, પડછા ગુરૂજીકા. કીલ્લાલીઆ. ૨
પાંચ પચીસ ઉનકારે દલ ભારી, કરડા મન રાજા અહંકારી;
એઇ જાસે જગત રહી સબ હારીકે, ડંકા સત ગુરૂજીકા. કીલ્લાલીઆ. ૩
નવ દરવાજા નીરખેરે કીધા, દસમારે ઉપર ડેરારે દીધા;
એઇ પાંચ પચીસ ઉનકુ વસ કીનાકે, આ કીલ્લા સુરતકા. કીલ્લાલીઆ. ૪

કહે કબીર એક અજરારે જાણું, સાચા સદગુરૂ સાહેબ માનું.;
યું પરગટ પરીબ્રહ્મ પીછાણોરે, કે સાહેબ મહા શુનકા. કીલ્લા લીઆ. ૫

પદ ૧.

( રાગ હેહેજી. )

મનનોરે રોગ મટે નહીરે હેહેજી, ગુરૂ વીના વૈદસુ નવ જાય. ટેક.
જોજો અગ્ની કેરા આસરોરે હેહેજી, થોડે ઘણુંરીરે થાય;
લીલુ સુકુ માને નહીરે હેહેજી, કુડ કાયાને ખાય. મનનોરે. ૧
બહારના રોગના વૈદ ઘણા હેહેજી, પીધે ચોળેરે જાય;
કામ ક્રોધ દોનું ગુમડાં હેહેજી, ફુટે ફરીને ભરાય. મનનોરે. ૨
વૈદ મલ્યારે સૌ સ્વારથી હેહેજી, ન જાણે પરમારથકે પ્રીત;
નીશ્ચલ મનના નવ મલ્યા હેહેજી, ઉંધી અવળી છે રીત. મનનોરે. ૩
ખોળંતા ખોજંતા ગુરૂ વૈદ મલ્યા હેહેજી, પાયા નીરગુણ નીજ;
કહે કબીર ગુરૂ કૃપા થકી હેહેજી, શેણ શત્રુ એક શરીર. મનનોરે. ૪

પદ ૨.

સંતોષ વીનારે તૃપ છીપે નહીરે હેહેજી. જીવને જંપ ના થાય. ટેક.
જોજોરે મનની આ વારતા હેહેજી, મન આવું આવું જાય;
આવું જઇને પાછુ પડેરે હેહેજી, તોય જીવને જંપ નવ થાય. સંતોષ. ૧
વાક વાયકની લેહેર છેરે હેહેજી, ભમસે ભુતેલાની પેર;
વાયુને વેગેરે મન ચડયુ હેહેજી, ઠરી ન બેસેરે ઠામ. સંતોષ. ૨
મનના તે ઘોડા કુદે ઘણા હેહેજી, શાહેરમાં ધુમ મચાઇ;
રઇયત ભીચારી કયા કરે, ગાયુ રાજાનું ગાય. સંતોષ. ૩
મનનુ માન્યું જે કરે હેહેજી, વળતું બેસે નહિ ઠામ;
કહેરે કબીર સુનો સાધુઓ, ન મળે માયાકે રામ. સંતોષ. ૪

પદ ૧.

બીનારે કુંચી ખુલે નહી તાલા, મીલે નહી ચાવી;
બીન કુચી ખુલે નહી તાળા. ટેક.
ઇસ દુનીયાંપર સબરસ ચાખ્યોજી, પીયોને બ્રહ્મ રસ પ્યાલા. બીનકુચી. ૧
મથુરાંભી ઢુંઢી ગોકુલ ઢુંઢીજી, મીલે નહી કૃષ્ણજી બાલા. બીનકુચી. ૨
તનકર કુંચી મનકર તાલાજી, ગુરૂકે શબ્દકા હુવા ઉજવાળા. બીનકુચી. ૩
કહે કબીર સુનોરે ભાઇ સાધુ, ગાયો હેજી પુત્ર કમાલા. બીનકુચી. ૪

પદ ૧.

રાગ બીજો.

લગી લગન મેરે રામસું. દોરી લગ રહીરે, દોરી લગ રહીરે. ટેક.
નાભી કમળથી ઉઠી મારી દોર, શુન શીખરગઢ જઇ બેઠી ઠોર. દોરી. ૧
ઇંગલાને પીંગલા સુખમણા સાર, ઘટો ઘટ ભીતર બોલે ઓંમકાર. દોરી. ૨
સસીયેલ ભાણુંદો સરભંગી સાથ, ત્રીપુટી મહેલકા ઉઘડયા કપાટ. દોરી. ૩
વાગે ઘુઘરાને વેણુ અપાર, સુરીજન મુનીજન બેઠીયા દેદાર. દોરી. ૩
ગુરૂરે રામાનંદ આપને આધાર, બોલીયા કબીર સાહેબ સંતનો સુધાર. દોરી. ૫

પદ ૧.

દાદરા રાગ.

મેં દીવાના નામકા. મુજે કોઇના છેડોવે,
હર કીસીકું માર બેડુંગા, દુર ખડેરો બે. મેં દીવાના નામકા. ટેક.
એક બલી મેરે હાથમેં, સમસેર ખડેકીવે,
જો કોઇ આવે ઢુંઢતા. ઇસેકુ મારૂંવે. મેં દીવાના નામકા. ૧
મેં ભુલ્યા ઘર આપના, બન બન પુકારૂંવે;
લડના હોયસેં લટીયો. મેરે હોંસ લડેકીવે. મેં દીવાના નામકા. ૨
હસ્તી મેરે કુણ હાલ, મેં વાઘકું મારૂંવે;
સીંહકુ ફરૂં ઢુંઢતા, બનબન પુકારૂંવે. મેં દીવાના નામકા. ૩
પુરણ પીયાલા પ્રેમકા. અરસરો આયાવે;
ભર પીયા કબીરને. કમાલ પીલાવેવે. મેં દીવાના નામકા. ૪

પદ ૨.

દુનીયામાં દીલ કીસીસેં. લગાવના નહી;
ઇસ દોસ્તીકે પેચમેં. આના ભલાતો નહી. ટેક.
મીલકર જો એ બીછડના, સત બાતસેં બુરા;
દુસમનકે બે દુસમનકુ, આ જાત બીસરા. દુનીયામાં. ૧
સબ યાર મીલકર ચલે. ઉતરનેકુ પાર;
દરીયાવ લહેર ખુબહે, કયા હોયગા હેવાલ. દુનીયામાં. ૨
આતેહો સજ્જન બેર બેર. કુન ફીકરમેંહો;
જાતેહો દીલ ચોરાયકે, મેરી સબ નજરમેંહો. દુનીયામાં. ૩

ગલીયુ જોગલીયુ ફીરતો, તેરા કયા બીગડયા;
તુક ચેતલે નાદાન, તેરા પેચ ખુલ ગયા. દુનીયામાં. ૪
મુરસદકે મત તું માનલે, અબ ખેલલે ચોગાન;
કાયમ કબીર કહેતહે, મહેબુબકી પીછાંન. દુનીયામાં. ૫

પદ ૧.

માનોજી શબ્દ હમારા, હંસા માનોજી શબ્દ હમારા;
અવઘટમાં એક સાર શબ્દહે. તાકા કરોને બીચારા. હંસા. ટેક.
ગગન મંડળપર ચઢકર દેખો, મોરલી ભેદ હેહુ ન્યારા;
ઝીણીસી મોરલી બાજે સવાઇ, હોય શબ્દ જણકારા. હંસા. ૧
ઘડી ઘડી ઘડીઆલાં સાધો. દમ એકવીસ હજારાં;
તાળ મૃદંગ ફેરી ફેરી વાગે. હોય શબ્દ ઘડીઆલાં. હંસા. ૨
દસમે દવારે બ્રંહ્મ નીકાસ્યો. પરખ દેખો દુવારા;
ત્રીકુટી સંજમ મુનીજન નીરખો, હોય જોત ચમકારા. હંસા. ૩
ગંગા જુમના મીલી સરસતી. અમી બહે અસરારા;
એરે અમીકુ સરપન પીવે. તાકુ ખોજકર મારા. હંસા. ૪
સરપણીકુ માર અમીકુ પીવે. સતગુરૂ શબ્દ કરારા;
કહે કબીર સુનો ભાઇ સાધુ, તો ઉતરો ભવજળ પારા. હંસા. ૫

પદ ૨.

લગન કઠણ મેરે ભાઇ, ગુરૂસેં લગન કઠણ મેરે ભાઇ;
લગન લગ્યા બીનાપાર ન પાવે, જીવ જમરા લેજાઇ. ગુરૂસેં. ૧
બપૈયા સ્વાંત બુંદકો પ્યાસો, પીયા પીયા રતલાઇ;
પ્યાસે પ્રાણ જાય તાકો અબહી, ઓર નીરનાં પાઇ. ગુરૂસેં. ૨
તજી ઘર બહાર સતી જબ નીકસી, સત મીલનકુ ધાઇ;
પાવક દેખ ડરે નહી મનમે, કુદ પડી છીનમાંહી. ગુરૂસેં. ૩
કોઇ દલ આય ભયે જબ સનમુખ, સુરા લેત લડાઇ;
તુક તુક હોઇ ગીરત ધરણપર, ખેત છોડે ના ભાઈ. ગુરૂસેં. ૪
મૃગા નાદ શબ્દકા ભેદી, સનમુખ ચોટ સહાઈ;
એરે શબ્દ સુણી પ્રાણદાન દીના, ના કછુ તન ડગાઇ. ગુરૂસેં. ૫
છોડો આસ અપને તનકી, નીરભે હોઇ ગુણ ગાઇ;
કહે કબીર એસી લવ લાવો, તો તુરત મીલે ગુર આઇ. ગુરૂસેં. ૬

પદ ૨.

મેરે સતગુરૂ દીયારે બતાઇ, દલાલી મેરે લાલનકી. ટેક.
હીરા પડયા બજારમાં રહ્યા ખાખ લપટાઇ;
નુગરા થાસો ચલા ગયા, સુગરે લીનારે ઉઠાઇ. દલાલી. ૧
હીરા પડયા સમુદ્ર માંહી, સબકો ઠરી ગયા નેણ;
નીકટ પડયો લાલ બારણું તો, વીરલે લીનો ચેન. દલાલી. ૨
સબકી ગાંઠ લાલ ભર્યોરે, લાલ વીના નહી કોઇ;
ખોલ ગાંઠ પરખ્યા નહી. તો બુધી કંગાલ હોઇ. દલાલી. ૩
દલાલી મેરે લાલનકીને. જ્યાં દેખું વહાં લાલ;
લાલ દેખનકુ મેં ગઇ તો. હો ગઇ લાલ ગુલાલ. દલાલી. ૪
હીરા પડયા ચોગાનમેંતો, સૌકો લેને જાય;
સુગરા નર સોદા કરે તો, ગાફલ ગોથાં ખાય. દલાલી. ૫
મેરા સાહેબ્બહે તુજ માંહી, જ્યુ પથરમેં આગ;
જોયા હોય દેદારકુ તો, ચકમક હોઇ જાય. દલાલી. ૬
જ્યાં આપું ત્યાં આપદાને, જ્યાં સંસય ત્યાં શોક;
કહે કબીર પ્રેમ પ્રગટયા વીના, કબહુ ન મીટે ચારૂ રોગ. દલાલી. ૭

પદ ૧.

રાગ રેવેણી.

મનકીરે ખોજ કરોને મેરે ભાઇ, આતન છુટે મન કહાંસે સમાઇ, ટેક.
સીવ વીરંચી મુની નારદ જ્ઞાની, એ મનકી ગતી ઉને નહી જાણી. મનકી. ૧
ધ્રુ પ્રહેલાદ વિભીક્ષણ શેષા, એ મનકુ ઘટ ભીતર નહી દેખ્યા, મનકી. ૨
ગોરખ ભરથરી ગોપીરે ચંદા, ઉનમુની લેકે ભયારે આનંદા. મનકી. ૩
કોઇ નહી પાયારે ઘટકારે ભેદા, રતી એક લેગયા શુકદેવા, મનકી. ૪
ભુલેરે મનકુ કોણ સમજાવે. આદ અંતકા હુંસ કહાવે. મનકી. ૫
અકળ નીરંતર સકળ શરીરા, તાપર ખેલત સાહેબ કબીરા. મનકી. ૬

પદ ૨.

ગુરૂ ગુરૂ કહે સકળ જુગ સારા, સોહી ગુરૂ જેણે તંત બીચાર્યા, ટેક.
પ્રથમ ગુરૂ કહીએ માતાને પીતા. રજોરે બુંદકે દોનુ દાતા, ગુરૂ. ૧
દુસરા ગુરૂ કહીએ જન્મકી દાઇ, ગરભવાસથી લીઓ બચાઇ, ગુરૂ. ૨
તીસરા ગુરૂ જેણે ધરીયા નામા, નામ લેઇ પુકારે સૌ ગામા, ગુરૂ. ૩

ચોથા ગુરૂ જેણે વીધ્યારે દીની, કુળ વહેવાર જગત કરી લીની. ગુરૂ. ૪
પાંચમા ગુરૂ જેણે માળારે દીની, રામકૃસ્નકા સમરન કીની, ગુરૂ. ૫
છઠા ગુરૂ જેણે બ્રહ્મગઢ તોડયા, અનેક સું તોડી એકસું જોડયા, ગુરૂ. ૬
સાતમા ગુરૂ સત નામ સુણાયા, જયાસે આયા જીવ ત્યાંહી પહોચાયા, ગુરૂ. ૭
ગુરૂ ગુરૂ કહે સકળ જુગ સારા, સોહી ગુરૂ જેણે તંત બીચાર્યા, ગુરૂ. ૮
કહે કબીર ગુરૂ કરો મેરે ભાઇ, ગુરૂ વીના જીવ બહોત ભટકાઇ, ગુરૂ. ૮

પદ ૩.

ગુરૂ સમો દાતા દુજો નહિ મેરે ભાઇ, મુકતી મારગ જેને દીયોરે બતાઇ, ટેક.
ગુરૂ બીના મટે નહી આપકા આપા, બ્રહ્માંડમેં જેસા લગ્યા ઉનકુ શ્રાપા, ગુરૂસમો. ૧
ગુરૂ બીના જ્ઞાન શબ્દ કહાસે આવે, ગુરૂ બીના મૃગ કસ્તુરી ભુલાવે, ગુરૂસમો. ૨
ગુરૂ બીના સુવાલુણી જળથી મંદા ગુરૂબીના મરકટ પડીયા ફંદા, ગુરૂસમો. ૩
ગુરૂ બીના ગજ છાયાસે લડીયા, ગુરૂબીના કેસરી કુપમાં પડીયા, ગુરૂસમો. ૪
ગુરૂ બીના શ્વાન કરે છે બહુ રેખા, મંદીર એક કાષ્ટકા દેખ્યા, ગુરૂસમો. ૫
સનમુખ ભાળે પોતા કેરી છાયા, મુરખે ભસી ભસી જન્મ ગુમાયા, ગુરૂસમો. ૬
કહે કબીર ગુરૂ બ્રંહ્મસે ન્યારા, ગુરૂબીના કોન ઉતારે ભવપારા, ગુરૂસમો. ૭

પદ ૪.

એસારે બ્રંહ્મ કથોને મેરે ભાઈ, શબ્દ સાચા પણ લખીયા ન જાઇ, ટેક.
કાષ્ટમાંથીરે અગની ઉપાઇ, ઉપાઇ અગની કાષ્ટકુ ખાઇ, એસારે. ૧
જવાલે જવાળા પ્રગટીરે જેસી, અવઘટ જોત પ્રકાસીહે એસી, એસારે. ૨
બુજગઈ અગ્ની જવાલા કયાં સમાઇ, પંડકી ગતી એસીરે ભાઇ, એસારે. ૩
દોનુરે નાંખ્યા એકજ ઠામા, ઉડગઈ ભસ્મી કયા ધરૂ નામા. એસારે. ૪
કહે કબીર એસીરે લવલાવો, કછુએ નહી આવે કછુ નહી જાવે, એસારે. ૫

પદ ૫.

સુનો મેરે પંડીતો સો જ્ઞાન વીચારો, નીચે ગાગરીયાંને ઉપર પનીહારો, ટેક.
ચલત ઘોડા ઓર બેઠત ખુંટા, ચલતા નગારાને બાજત ઉંટા, સુનો. ૧
ટપલેરે ટપલે કુંભાર ઘડીયો, હાંડીકે સીરપર ચુલો ચડીયો, સુનો. ૨
ચલત બટુવાને થાકત વાટા, તળે સુનારી ને ઉપર ખાટા, સુનો. ૩
આંબાકી ડાળ ઓર બોલત સુવા, તળેરે પનીહારીને ઉપર કુવા, સુનો ૪
નદી કીનારે આ ભસત કુત્તા, ચોરકી ચોકીમે દેવકું લુંટાયા, સુનો. ૫
કહે કબીર સુનોરે ધરમદાસા, અરથ લગાવેસો ગુરૂ હમારા, સુનો. ૬

પદ ૬.

ગુરૂ મેરે ગારૂડીમેં વીખકારે દાતા, આપસે છોડાવો મેરે સમરથ દાતા, ટેક.
મધ્ય ભોરીંગ ડસેહો મોરી કાયા, એક કામ દુજી દારૂણીમાયા, ગુરૂ. ૧
એર સરપણી આપી આરત જાગે, જો સેવ વાંકો ડસને લાગે, ગુરૂ. ૨
એક સરપણીઆ જમકીરે દાસી, એક હાથે ગલગલ દુજે હાથે ફાંસી, ગુરૂ. ૩
એક સરપણીઆ બાળીને ભોળી, ઘણા ઘણા મુનીવર નાંખ્યા ઢોળી, ગુરૂ. ૪
એક સરપણી અપર બળીયા. બ્રહ્મા વીસ્નુ માહેશ્વર છળીયા, ગુરૂ. ૫
લોભીયા કુબે નીંદ્યાધારી. ત્રણા એ દુખ દેછે છું ભારી, ગુરૂ. ૬
કહેત કબીર ગુરૂ ગમસેરે જાગે, કાયા નગરમાં ડંક ન લાગે, ગુરૂ. ૭

પદ ૭.

સુરા શબ્દ વીચારો મેરે ભાઇ, મુકતી પદારથ અનભેરે પાઇ, ટેક.
સમુદ્ર ઝળકેતો કહે સબ કોઇ. તલાવ ફુટે તો કહે નહિ કોઇ, સુરા. ૧
સુરા ભાગે તો કહે સબ કોઇ. કાયર ભાગે તો કહે નહિ કોઇ, સુરા. ૨
હંસ ચુકે તો કહે સબ કોઇ, બગલા ચુકે તો કહે નવ કોઇ, સુરા. ૩
શેર ભુલે તો કહે સબ કોઇ. સાવજ ભુલે તો કહે નવ કોઇ, સુરા. ૪
સતીરે બીગડે તો કહે સબ કોઇ. ગુણકા બીગડે તો કહે નહી કોઇ, સુરા. ૫
દુધ બીગડે તો કહે સબ કોઇ. છાસ બીગડે તો કહે નહિ કોઇ, ગુરા. ૬
સાવરણ ખોવે તો રોવે સબ કોઇ, કથીર ખોવે તો રોવે નહિ કોઇ, સુરા. ૭
કહે કબીર સુનોરે ધરમદાસા. તો સાર શબ્દ વીના માને ઉદાસા, સુરા. ૮

રેવેણી ૮.

પ્રેમ કટારી તો જીનકુરે લાગી, સો કયું જીવે પ્રેમકા સ્વાંગી. ટેક.
ઘાવ કલેજામાં બાહર નવ દીસે, ઘાયલકી ગતી ઘાયલ બુજે. પ્રેમ. ૧
બીના ઘાયલકું કેસેરે સુઝે. થર થર અંગ આ મનસેરે ધ્રુજે. પ્રેમ. ૨
દરદ કલેજામાં બહાર નવ દીસે, દરદીકી ગતી દરદી બુજે. પ્રેમ. ૩
મારણ હારા સતગુરૂ સુરા, લગ્યા કલેજામાં ઘાવ પુરા. પ્રેમ. ૪
કહેરે કબીર સુનો ધરમદાસા, નીજ કમળમાં કરોને નીવાસા. પ્રેમ. ૫

## સાખી.

નવલખ તારા સ્ફુરીઆ, અને સસી કોટી ઉગયા હજાર;
ગુરૂ બીના તીમર ભાગે નહી, યું ગુરૂ બીના ઘોર અંધકાર. ૧
સાધુ ચંદન બાવના, સરપ રૂપ સંસાર;
આઠુ પહોર લીપટ રહે, વીષ વાપે નહી લગાર. ૨
કબીર કબીર કયા કરો, શોધો આપ શરીર;
પંચ વરતીકુ વસ કરો તો, આપે દાસ કબીર. ૩
સુરાને કોણ શીખવે, જેને રણ ચડયાની રીત;
કેસરી વનગાં કણકણુ, જેને પ્રાણ છોડયાની પ્રીત. ૪
સંત રહે સંસારમાં. જ્યું કમળા જળ માંહી;
સદ નર્મદા સંગ રહે, વાકા જળ સપરસ તે નાંહી. ૫
જળ કુકટી રહે જળ માંહી. ને ઇંડાં ધરે ચાર,
આંખ પાંખ ભીંજે નહી, એસી ગુરૂગમ પાઠ. ૬
ભગત બીજ પલટે નહી, જો જુગ જાપ અનંત;
નીચ ઉંચ ઘેર અવતરે, આખર સંતકો સંત. ૭
ચીડયા ચાંચભર લે ગઇ. નદી ન ઘટીયો નીર;
ધરમ દીએ ધન ના ઘટે, કહે ગએ દાશ કબીર. ૮

રાગ કયારો ૧.

શબ્દાંકે જહાજ ચડોરે મેરે હંસા, ચડોરે મેરે હંસા. અમર લોક લેઇ જાવે હો સાધુ. ૧
જ્ઞાનકા ઘોડલાને સેહેજે પલાણ્યા, (૨) અલેક લગામ લગાઇ હો સાધુ. ૨
જ્ઞાન વીવેક ભર્યો રે તન તરકસ. (૨) સુરતા કમાન ચડાવી હો સાધુ. ૩
જોગ જુગતકા તો જીન બનાયા, (૨) પ્રેમકી પાખર ડારી હો સાધુ. ૪
ખુર સુલતાની ગુરૂ જ્ઞાનમાં સુકલા, (૨) તન તરવાર બંધાઇ હો સાધુ. ૫
જ્યાં રે ગયે મોકુ ભય તો ન વાપે, (૨) કાળ કબુએ નાંખાવે હો સાધુ. ૬
પકડયા નગરકારે દસ દરવાજા, (૨) રઇયત હાથ ન આઇ હો સાધુ. ૭
પકડયા નગરકારે મોહપતી રાજા, (૨) રૈયત હાજર હોઇ હો સાધુ. ૮
કામ કરોધકુ ગરદન મારે, (૨) એસી તો અદલ ચલાઇ હો સાધુ. ૯
લોભ મોહ કીનો ડુંડી ફીરાઇ, (૨) સત સીરોઇ ચલાઇ હો સાધુ. ૧૦
પ્રેમ આનંદ કેતો બાજારે બાજે, (૨) સત્ય ધજારે ફીરાઇ હો સાધુ. ૧૧
કહેરે કબીર ગઢ એસી બુદ્ધી લાવો, (૨) જીત નીસાન ઘોરાયા હો સાધુ. ૧૨

કયારા ૨.

આ અવસર કોઇ સંત આવી મલો, (૨) શુનમાં શહેર વસાવો હો સાધુ. ૧
ડગ નહી દીલમાં ખસે નહી ક્ષાણુએ, સાચાકુ શબ્દ સુણાયા હો સાધુ. ૨
અમૃત ફળકા ગુરૂ ભોજન આપે, હંસકી ચાલ ચલાવે હો સાધુ. ૩
એક પલમેં ગુરૂ અભેપદ આપે, સાંશા સકળ મીટાવે હો સાધુ. ૪
બેગમ પ્રકારકા ગુરૂ રાજ કરાવુ, અમર પટા લખાવું હો સાધુ. ૫
સાહેબ કબીરકા નીરગુણ કયારા, સુખ સાગરમાં વસાવે હો સાધુ. ૬

કયારા ૩.

મેં નહી મોમ મોમે નહિ માયા, કુન રૂપ કુને ખેદ દીયા હો સાધુ. ૧
મેનજી મેરોરે મેરે સંત જન જીવો, રામ રસાયણ ઘોળ પીયા હો સાધુ. ૨
આપુરે ઘુંટી અમીરે રસ પીયા, પચીયા પ્રેમ રસ મગન ભયા હો સાધુ. ૩
મગન ભયા પણ મેને નહી જાણ્યા, શુન મળી શુનમાં અકથ થયા હો સાધુ. ૪
શુનેરે શુન શુને તે શાંનપાયા, શુન મળી ધ્યાનમાં સમાયા હો સાધુ. ૫
સાહેબ કબીર કહેજી બીન દેખ્યા, લક્ષાકા રેવાકારે ભેદ લીયા હો સાધુ. ૬

કયારા ૪.

ભજુ તજુ કુનકું ભજું રે મે કુનકુ, જોરે હુતા સો પીછાણ્યા હો સાધુ. ૧
ભયા વીશ્વાસ કલ્પનારે છુટી, જબહી મેરાતો મન માન્યા હો સાધુ. ૨
કરમ ન કરૂં મેં રામગતી પાઉં, કરણીના સબસેં છુટયા હો સાધુ. ૩
છુટયા ઓર જતન કયાજીએ બંધન, વીખમાં ખેતર પરહરીયા. ૪
ઉંચ ઓર નીચ મેંતો કીનકુરે કહુ, બ્રંહ્મ અખંડીત ભરીયા હો સાધુ. ૫
ચલત ચલત ચલત જબ થાકે, નીજ ઘુર સુરતા સમાણી હો સાધુ. ૬
સાહેબ કબીરકા નીરગુણ કયારા, મીટ ગઇ આવન જાની હો સાધુ. ૭

કયારા ૫.

જ્યા ઘરકી હમને કોઇરે બતાવે, તા ઘરસેં જીવ આયા હો સાધુ. ૧
છોડી છોડી કાયા ઉઠયારે હંસા, કહે જીવ કયારે સમાયા હો સાધુ. ૨
મેં મેરી મુમતાસેં દોડયાને ધાયા, બેર બેર પસતાયા હો સાધુ. ૩
ખબર ના પાઇ મેં ગુરૂ ઓર જ્ઞાનકી, બેરબેર ભટકાયા હો સાધુ. ૪
ખટપટ ચાર ખટપટ નવ છોડી, વીદ્યા ભેદ કયાસે પાવે હો સાધુ. ૫
શાસ્ત્ર લેઇને હીંડે છે ઘણું ખોળતા, કળા સતરમી ના પાવે હો સાધુ. ૬
એકરે એક અનેકમાં ભાસ્યા, એકે આ અનેક ઉપાયા હો સાધુ. ૭

હદ બેહદ ચડી તાપર દેખ્યા, સોઘર અપના પાયા હો સાધુ. ૮
અબ મેરી સુરતા સાહેસેં રે લાગી, ઉલટ નીરંતર પાયા હો સાધુ. ૯
કહેરે કબીર ગુરૂ પુરારે પાયા, પરાકે પાર બતાયા હો સાધુ. ૧૦

કયારા ૬.

ટુટત ધાગા ઓર બણુસત ગગનાં, શબ્દ કયારે સમાયા હો સાધુ. ૧
ઓરે અંદેસા મુજકુ નીશદીન આવે, કહો જનકુ સમજાઇ હો સાધુ. ૨
દયાબી નાંહી ઘર અગનાબી નાંહી. પાંચ તતબ ભયે નાંહી હો સાધુ. ૩
ઇંગલાબી નાંહી ઓર પીંગલાબી નાંહી, સુખમણા ઘાટ ઓબી નાંહી હો સાધુ. ૪
પંડબી નાંહી બ્રહ્માંડબી નાંહી, સરજનહારા સો નાંહી હો સાધુ. ૫
શબ્દારેતીત સદાએ સમપુરા, વહેગુન વામે સમાયા હો સાધુ. ૬
પાંચ પચીસમાં પરખ્યાને નીરખ્યા, છવીસ માંહી સમાયા હો સાધુ. ૭
કહેરે કબીર ધાગા વાસું રે જોડયા, કબુએ ન વણુસત ગગના હો સાધુ. ૮

કયારા ૭.

આતમ નગર ખોજોને સવેરા. જીનેરે ખોજ્યા તાકુ નેડાં હો સાધુ. ૧
સુમતેકી બરછી ઓર મછા પરોયા, અગમ પંથ ઘર જોયા હો સાધુ. ૨
જુગતીકા ધાગા ઓર જોઇ લેયો પીછાણી, આતમ તંત પીછાણ્યા હો સાધુ. ૩
સુરત નુરતકા જ્યાં કીયારે પસારા, અમી વરસેરે જળ ધારા હો સાધુ. ૪
સતગુરૂ પુરા જેણે અલખ લખાયા, ધન્ય કબીરા જસ ગાયા હો સાધુ. ૫

કયારા ૮.

ચંદારે જળકા સબ ઘટ માંહી. અંધલેકુ સુજત નાંહી હો સાધુ. ૧
જરમર જરમર વરસત નુરા, સીરપર સાહેબ ભરપુરા હો સાધુ. ૨
અનહદ નાદ ઘોરંત નીસાના, બહેરા શબ્દ નાં શુને હો સાધુ. ૩
ઘટમાં જોત બહાર અજવાળાં, દ્રષ્ટી વીનારે અંધેરા હો સાધુ. ૪
કહેરે કબીર સુનો નમેરે સાધુ, ખોળ કપાટ દેદાર પાઇ હો સાધુ. ૫

કયારા ૯.

પાપ કરંતા એક રાજારે દીઠા, પંડીત ભયારે અપાધી હો સાધુ. ૧
તરૂવર ચડતાં ગુરૂ મચ્છીઆં રે દીઠી, ચંદા સુરજ દોનુ સાખી હો સાધુ. ૨
તન ઉપર વાવ ગુરૂ વાવ ઉપર પનીયા, વરસત અમૃત ધારા હો સાધુ. ૩
કીડીને કુંજર દોનું લડતાં રે દીઠા, તો મુસા ભોરંકુ ખાઇ હો સાધુ. ૪
પાણી કહે મોકુ તૃષારે લાગી, તો ભોજન કહે મેં ભુખ્યા હો સાધુ. ૫

અગ્ની કહે મોકું સીતળતા વાપી, તે ઘૃત કહે મેં લુખા હો સાધુ. ૬
સોહીરે પદારથ ખોજેને બુજે તો, અગમ નીગમ વાકું સુજે હો સાધુ. ૭
સાહેબ કબીરકા નીરગુણ કયારા, મેરા હોવેસો બુજે હો સાધુ. ૮

કયારા ૧૦.

( રેવાભારથીનો રાગ. )

સદગુરૂ સાહેબ દીનદયાળા, સમજાવ્યા શબ્દાંકીરે સાના હો સાધુ. ૧
ધનંતર વઇદ ગુરૂ તબીબ મળીયા, રોગીકા રોગ મીટાયા હો સાધુ. ૨
કાળરૂપી સીંહે જીવ બકરીને ઝાલી, તે મુખડા માંહીથી મેલાવી હો સાધુ. ૩
અગ્નીની જવાળા ઉઠી ચ્રહે કેરી વેદના, પ્રેમ પીયાલા ગુરૂએ પાયા હો સાધુ. ૪
બહુ રસ પાયા ગુરૂ બાવરીરે કીધી, સુધ ના રહીરે શરીરા હો સાધુ. ૫
આચારે અગમસુ ગુરૂ ઉલટ સમાયા, જુગત જોગેશ્વર કોઇ જાણે હો સાધુ. ૬
મોહ જળ સાગર મોટારે દરીયા, ઉંડા જળથી ઉગાર્યા હો સાધુ. ૭
નુરતારે નટડી પીયાજીકી પ્યારી. ગગનમાં ખેલ રચાયો હો સાધુ. ૮
ત્યાં રાજની મોજ ગુરૂ હનામમાં આપી, અતી સુખ પાયા અપારા હો સાધુ. ૯
ભારથીરેવારે કહે મનોહર લલીયા, હનામ અમરાપુર દીયા હો સાધુ. ૧૦

---

## ખેમદાસના મહીના.

( રાગ ગરબી. )

૧

કાંરત ભુલારે ભુંડા તુતો. ફોગટ ફુલ્યો મન માંહીઃ
ધનરે જોબન સુત પરૂણલું, દેખંતાં ડોલંત. ૧
જોઇરે વીચારીને જીવડા. નથી રહેવું નીરવાંન;
પશુડા પરપંચી તું પરહરે, સમરે સારંગ પ્રાણ. ૨
જાંજવાના નીર તો સંસાર છે, મૃગ તૃષ્ણા મન વાર;
આળ પંપાળ તું પરહરેરે, સાચુ નામ સંભાળ. ૩
આવોરે અવસર તુજને નહી મલે, દુર્લભ મનુષા દેહ;
કહે હરી એમ ખાંતે કરી, સામળીયાસું સનેહ. ૪

૨

મહા સુખ થાશેરે શ્યામથી, નથીરે ઉગરવાનો અંત;
સ્વાર્થે સૈકો આવીયું, કરવા વેપાર વણજ. ૧

મોઘાંરે મુલનો મનખો, તોળી વાળરે તપાસ;
ધારણા બાંધેરે ધરમની, કાપે કરમના પાસ. ૨
જોઇરે વિચારીને વહોરજે, આપીસ નહીરે ઉધાર;
લેખુંરે લક્ષ ચોરાસીનું, ચુકવે જે આણીવાર. ૩
હરીરે હીરો તો રૂદીયે ધરજે, લાવો લેને એહ;
કહે હરી એમ ખાંતે કરી, સામળીયાસું સનેહ. ૪

૩

પ્રીછે તે નર પામશે, એમ કહે ચારે વેદ;
પ્રીછીને જોતાં પાધરૂ, નહી ત્યાં વેદ કે ખેદ. ૧
જાતને વરણ એ જુજવી. એ તુજને અજ્ઞાન;
સોદરે સૌકો આવીયું, સમજી લેજો શાન. ૨
કરમના કલેશને પરહરે, આદરે એક અખંડ;
અંતરજામી આત્મા, વ્યાપીક પંડ બ્રહ્માંડ. ૩
અણછતું આવરણ પરહરે, જુગતે તો જાગશે તેહ;
કહે હરી એમ ખાંતે કરી, સામળીયાસું સનેહ. ૪

૪

જે પંથ મહા સંત પરવર્યા, સોહી જ્ઞાન તુંરે સંભાળ;
મત પાખંડ પરાં કરે, નહી ત્યાં કરમ કે કાજ. ૧
શ્રૃતી સ્મૃતી પુરાણુમાં, પરસન પુરણ બ્રંહ્મ;
અનુભવ જોતાં એક છે, નહી કરમ અકરમ. ૨
અનેક અભ્ર આકાસમાં, ઉપજે વરતે સમાય;
ઉતપતી આ સંસારની, એણી રીતે પ્રીછાય. ૩
હું મારૂં તેં માનીયું, તજવું છે તુજને તેહ;
કહે હરી એમ ખાંતે કરી, સામળીયાસું સનેહ. ૪

૫

ફળ ગુણ ગાઇએ ગોવીંદના, આનંદ ઉપજે અંગ;
પર ઉપાસના પરહરીએ, કરીએ સાધુનો સંગ. ૧
સાધુરે સંગતે હરી સહી મળે, જો હોય મન પરતીજ;
અનુભવ જોતાં એક છે, એક અખંડ અદ્વૈત. ૨

નીત્ય આનંદ વીવેકસું, વારંવાર વિચાર;
ગુરૂ ગમ જ્ઞાને ઓળખીએ, એક સુતર ઉરહાર. ૩
અન્ય નથીરે કોઇ નીરખવા, સરવમાં જોતું એહ;
કહે હરી એમ ખાંતે કરી, સામળીયાસું સનેહ. ૪

૬

ચીત્રાંમણ તે આકાસમાં, એવો આ સંસાર,
વીધ વીધ માત્ર વીચીત્ર છે, જેમ ધુમરનો વીકાર. ૧
વીરંચી જળ વધ જુગ જદા, સાચુ સુખ સરાય,
દેખ્યુંરે સાંભળ્યું સૌ કહે, શો કરવોરે ઉપાય. ૨
ઇંદ્ર ચંદ્રને દેવ રૂષી, મુની વૈકુંઠને કૈલાસ,
એ સુખ સ્વપનાવંત છે, અણછતાની શી આશ. ૩
અંકુર અચાનકે, આવી ભાસ્યુ એહ,
કહે હરી એમ ખાંતે કરી, શામળીયાસું સનેહ. ૪

૭

વહી તો ચારૂ વેદ કહે, ભીન ભીન આણે સમંત,
વસ્તુ ગતે વ્યાપીક હરી, અવર ન દીસે અન્ય. ૧
સચરાચર તે ચૈતન સદા, ભાસી રહ્યો છે ભરપુર,
પરપંચ કોઇ પેખ્યો નહી, નહી નેડો નહી દુર. ૨
ધે ધાતા એક ધામમાં, દ્વૈત નહી લવલેશ,
એક તંતુને ઓળખો, મહાવાચક ઉપદેશ. ૩
જીવ શીવનો સંશય ટાળી, સીધાંત સમજે જેહ.
કહે હરી એમ ખાંતે કરી, સામળીયાસું સનેહ. ૪

૮

દેહ વીચારી તું જાણજે, તાણમાં કરીશ મન,
સંત સમાગમ કીજીએ, લીજીએ રામ રતન. ૧
વેદ ભેદનો વેરો ટળે, ગળે મન ગર્વ ગુમાન,
સત સંગે સંસય ટળે, સુઝે સરવ સમાન. ૨
ભાગ્ય પ્રાપ્તી પામીએ, સદગુરૂ શાસ્ત્રનો સંગ,
મોહ અહંકાર અંગથી ટળે, વાધે હરીસું સંગ. ૩
વેદ વેદાન્તમાં નીત્ય નવા, આણંદ છે એહ,
કહે હરી હેમ ખાંતે કરી, સામળીયાસું સનેહ. ૪

૯

આ ખાડ લક્ષ ચોરાસીની, બુડતાં બુમ કે વાર,
નહી નેડો નીસર્યા તણો, કંઈ કરમનો ભાર. ૧
બળ કરતાંરે જાય બુડતો, જેમ ગજ ધર્યો ગ્રાહ,
આપ બળે નવ ઉગરે, પર બળે ઉગાર. ૨
જીવ જતન કરી લીજીએ, શ્રીહરી સાયકુળ હોય,
કરમતો કો લાગે નહિ, જો પ્રીછે મહીમાય. ૩
શેજ સમાદી લાગી રહી, દેહ છતાં વીદેહ,
કહે હરી એમ ખાંતે કરી, સામળીયાસું સનેહ. ૪

૧૦

અવણે વાવ્યા વના નહિ ઉજે, ખાલી રહેશે ખેતર,
પછી જોઈ પસતાયગો, ઉઘાડી જોરે નેતર. ૧
આપ્યા વીનારે નહી પામીએ, એમ કહે સર્વ કોય,
આપોપું અલપી નવ શકયો, રહ્યો તન ધન ખોઇ. ૨
આવ્યો ત્યારે બાંધી મુઠીએ, ચાલ્યો કરેરે પસાર,
મોહ માયા તો છુટી નહી, ભુલી પડયો સંસાર. ૩
જેરે જંતરમાંથી નીસર્યો, વીસર્યું છે તુજને તેહ,
કહે હરી એમ ખાંતે કરી, સામળીયાસું સનેહ. ૪

૧૧

ભલોરે ભેદ તો પ્રીછ્યા થકી, થતાં વહેંચાશે દેહ,
પાંચ પચ્ચીસનો ખેલ છે, સમજી લ્યોને શાંન. ૧
પંડ બ્રહ્માંડે અખેડંડ, સળંગ સુતર એક વીચાર,
કારીય કારણ કંઇ નહી, નહી કંઇ શબ્દ ઉચ્ચાર. ૨
છવીસમા પરમાત્મા, અખંડ અવાચ અરૂપ,
સતગુરૂ સાને સમજજે, જન થાય તદરૂપ. ૩
આકાસથીરે આઘેરડો, નીગમ કહે નીત્ય એહ,
કહે હરી એમ ખાંતે કરી, સામળીયાસું સનેહ. ૪

૧૨

આ શું છે જુઓને વીચારીને, અણછતું આવ્યું ઉર,
સોહં શબ્દ વીચારતાં, છતું થાશે દુર. ૧

વસ્તુમાં એક વસ્તુ છે, વીગત નાંહી કોઇ વાણુ,
બાવન બુધી વીલાસ છે, જાણુનહારાને જાણ. ૨
નહી નહી આવરણુ અન્ય તણાં, ચૈતન ચીદ પ્રકાસ,
ભીન ભીન ભાંડ પેખતા, અખંડ એક આકાસ. ૩
પુરણુ પદતો પ્રીછા થકી, નહી ધાતા કે ધેય,
કહે હરી ખેમ ખાંતે કરી, સામળીયાસું સનેહ. ૪

મહીના સમાપ્ત.

---

## રવી ખેમનું ભજન.

૧

હાંરે જે કોઇ નીત્ય દરસને જાય, જેની કાયાનાં કલ્યાણુ થાયરે. ટેક.
નાભી કમળથી નટવાર ચડીયા, અરધ ઉતારા થાય,
તરવેણીમાં દેખ્યા તમાસા, મારા સતગુરૂ છે તાંય. કોઇ નીત્ય. ૧
અમ્બર મહેલ તો હીરલેરે જડીયા, સ્યામ સફેદી થાય,
સુરતા સોહાગન ચડી ગગનપર, સંત હીરલા પાયરે. કોઇ નીત્ય. ૨
ખટ દરશનથી ખેલે છે ન્યારો, પુરા પીયાલા પાય,
ચાર વેદમાં જે સમજ્યા, તખત તરવેણીમાં નહાય. કોઇ નીત્ય. ૩
આરે જમીનની ઉપરે, દલમા દોરા થાય,
ખેમ રવીને ભાણુ મલીયા તો, ચોરાસી મીટ જાય. કોઇ નીત્ય. ૪

---

## તુકારામનું ભજન.

( રાગ ચાલતી ખ્યાલ. )

૧

ગુરૂનાથ ગુરૂનાથ કહોને મેરે ભાઇ, ગુરૂનાથ ગુરૂનાથ કહોને મેરે ભાઇ. ટેક.
જીને કીયા ગુરૂનાથ, ઉનકી ઉડી જાત ભાત,
રાત દીન ગોષ્ટી વાત, શેજ કાળ ખાઇ. ગુરૂનાથ. ૧
સાઠ ઘડી પલક પહેર, હો રહી સદાએ લહેર,
તુરત નહી બેર બેર, એક વાર પાઇ. ગુરૂનાથ. ૨

ત્રીપુટીકી પકડ બાત, કાળ કયા ઉખાડ જાત,
લગી ચોટ લખલખાટ, જુલે નાથ સાંઇ. ગુરૂનાથ. ૩
દાસ તુકા ગાવે ખ્યાલ, નાચ ગોપા નંદકો બાળ,
છકીત ભયોભટ ગોપાળ, મેરે હાથ આઇ. ગુરૂનાથ. ૪

## મીરાંબાઇનું ભજન.

( રાગ હોરી. )

૧

મેરી અખીયુંમે લાલી આઇ, કદમ નીચે ભાંગ પીલાઇ. ટેક.
ઉતારારે ખંડસેં બીજ મંગાયા, કાસી ક્ષેત્ર વવાઇ. કદમ નીચે. ૧
તનકર કુંડી મનકર સોટા, ઘુંટત કુવર કનઇ. કદમ નીચે. ૨
સબ સખીયાં મીલ ઘુટન લાગી, શબ્દકી સાફી ચલઈ. કદમ નીચે. ૩
સબ સખીયાંકુ થોડી થોડી દીની, રાધાકું બહોત પીલાઇ. કદમ નીચે. ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણકમળ ચીત લાઈ. કદમ નીચે. ૫

## લખમા માળીના ભજન.

પદ ૧.

એતો સમજ સમજ ફળ પાયારે, એણી વીધ અલેક સમરોને ભાયાજી. ટેક.
કાયારે વાડી સીંચે માળી, બંક નાળ રસ લાયા હોજી,
અજબ ફુલ બન્યો વાડીમાં, ફળજે વીરલા પાયારે. એણી વીધ. ૧
મહેર હુઇ જબ મહેરામ મળીયા, દીલ અપના દરસાયા હોજી,
પાંગુળ હોઇ પ્રેમ રસ પીધા, હરખી નીરગુણ ગાયારે. એણી વીધ. ૨
દેવીરે દેવતા પીર પેગંબર, સબ અનઘડ તેરી માયા હોજી,
પુરા ગુરૂકા પાર જપાયા, જેણે મારગ સુધા બતાયારે. એણી વીધ. ૩
ગગન મંડળમાં ઘર કરીને, સનમુખ ધ્યાન લગાયા હોજી,
દોઇકર જોડી માળી લખમોજી બોલ્યા, ઘમ કરી ગંગા નહાયારે. એણી વીધ. ૪

પદ ૨.

રાગ બીજી.

બોલતેસે બાદ બેલા, કરો કરણી કરમ ખેલા,
સાચ વાતે દીયા હેલા, કાયામાં કીરતાર સાધુ;

સત શબ્દ વીચારજી, જીનસે સંત ઉતરે પાર,
જીનસે સાધુ ઉતરે પાર, સાધુ સત શબ્દ વીચારજી. ૨
ઓજ કાયા બ્રંહ્મ પાયા, રોમ રોમ વસ રહત રાયા,
તીમર મેલી લાવ તાળી, ઠીક તાલી ઠાર. સાધો સત શબ્દ. ૨
શબ્દ ગુરૂજી સમજ આવત, ખબર પાવત બ્રંહ્મ ભાસત,
જન કીરતન જોવને મન, તારૂ આણુ મન એક તાર. સાધો સત શબ્દ. ૩
શબ્દ પરખે સંત રાજા, શીખર ચડે સસીયેલ સાચા,
બાજે અનહદ નાદ બાજા, અખંડ હોત જણુંકાર. સાધો સત શબ્દ. ૪
અલખ અવિગત્ય લખે કોણ ગત્ય, આપ જાણે આપની ગત્ય,
દીન લખમા લીન માળી, સ્યામ સમરણ સાર. સાધો સત શબ્દ. ૫

---

## ગેબીનાથના ભજન.

### પદ ૧.

મળેલા ઓ ગેબીનાથ પરમગુરૂ, મળેલાઓ ગેબીનાથજી. ટેક.
ઉર્ધ્વ મુખ ગુફા જોગેશ્વર ઝુલે, સબ નાથનકા નાથજી.
નુરત ધ્યાન ધર્યા ઓ જન આગે, ઘરકી સાટીયરકોસાથ. પરમગુરૂ. ૧
તીન ગુણકા તનપર ખલકા, ટોપ દવાદશ આપજી,
અગમ નીગમકા કસ્યા લંગોટા, પાંચકુ સાધેકે સાધ. પરમગુરૂ. ૨
મન માતંગા સમરણ સેલી, રૂદે કંઠ રૂદ્રાક્ષજી,
શીલ બરદકી અખંડ ભભુતી, રતનાગરકે સાથ. પરમગુરૂ. ૩
જ્ઞાનકા કમંડળ ધ્યાનકા ડંકા, સુરતા ઝોળી જેને હાથજી,
શુન શીખરગઢ હેતાઓ ફેરી, નહી કીસીકા સાથ. પરમગુરૂ. ૪
તટ તરવેણી બ્રંહ્મપુરીમાં, નયણે નીરખેલા નાથજી,
દવાદસ દળપર રંગ મોહોલમે, સુખમણાકે ઘેર જાય. પરમગુરૂ. ૫
જરણારાં ભોજન જમો જોગશ્વર, મારી નાખો તુમતા માટજી,
ગેબીનાથ ઓર બાળક ઉનકે, રટતાઓ દીનભર રાત. પરમગુરૂ. ૬

### પદ ૨.

શુન શીખરગઢ કરી ચાકરી, અમર ભાખરી પાઇ,
જોગેશ્વર ભલો ભયોરે, અબધુત સતગુરૂ તણા સોપાઇ હોજી. ટેક.

ધ્યાનકા ખડગ નીજ પટકાઓ લીના, સીલકી પેટી લગાઇ હોજી,
પ્રેમ કટારા નામ ઢાલ હે, હરી હત વાસે લાઇ. અબધુત. ૧

તીન ગુણકા લુઆ બનાયા, કળ બંદુક લગાઈ હોજી,
પંચ તત્વકા કુંડા લગાયા, કીલ પચીસ લગાઇ. અબધુત. ૨

શીલ મરદનકા શેજ સીંગડા, દીલકી દારૂ બનાઇ હોજી,
ચૈતન ચકમક જનમ જાંમગરી, ક્રોધ પથરી ઝડપાઇ. અબધુત. ૩

હરદમ દારૂ શબ્દકી ગોળી, ગુરૂગમ ગજ ઠબકાઇ હોજી,
નુરત સુરત ધરી જો છાતી, ભરમનાકી ભડક ઉડાઇ. અબધુત. ૪

ઓહંગ હંસાને સોહંગ કીલાસા, શુન શીખરગઢ આઇ હોજી,
ગેબીનાથ ચડ ગઢકે એકે, ચડ નીસાન ગીરાઇ. અબધુત. ૫

પદ ૩.

ઓમ અનંત ભયે અવતાર દેખતો હોજી, કબકી ઉમર હમારી,
કોઇ દાતા કોઇ દાતા ગોદ ખીલાવેજી હોજી, કોઇ ન જાણે ગત હમારી;
એસે સરૂપકું એક લારી, સદગુરૂ જાણે ગત હમારીજી. ટેક.

ઓમ નીરગુણ નીરંજન જોતી હમારીજી હોજી, નીરાધારકે આધારી,
બ્રંહ્મા વીસ્નુ મહેશ્વર સીવ શક્તીજી હોજી, એ સબ માયા હમારી. ઓમ. ૧

ઓમ પ્રાણ પાંચ મુખ વાયુ દેવદતજી હોજી, અવીગત આતમ નામ હરી,
જાગ્રત સુપન સસોપતી તુરીયાજી હોજી, એ ચાર અવસ્તા હમારી. ઓમ. ૨

ઓમ સરભંગી કોઇ જાત હમારીજી હોજી, નીચ ઉંચ સબકે સંગી,
ચરા અચર ઘટઘટમાં બોલુંજી હોજી, મેં જોગી સબસેં ન્યારા. ઓમ. ૩

ઓમ અલેક અનગડ ગુરૂ હમારા હોજી, તેરે ચરણ કમળસેં ધુન લાગી,
ગુબીનાથ ઓર પકડ કાલકુજી હોજી, જમકે ગળે ફાંસી ડારી. ઓમ. ૪



# આત્મ વિલાસ ભજનાવળી.



આ પુસ્તક નીચે લખ્યા ઠેકાણે મલશે.

(૧) પટેલ માનચંદ કુબેરદાસ હરીચંદ વડનગરવાળા.
ઠે: કાલબાદેવી રોડ. ટંકશાળી ભુવન ૩ જે માળે
રાસીસ માનચંદ કાં. ની દુકાને. મુંબઈ, ૨

(૨) મેસર્સ ભવાનભાઈ જગાની દુકાને
ઠે:–પાયધોની કાલકાદેવીના મંદીરની દુકાન
ધર્મ વિજય પ્રેસની સામે.

(૩) મેસર્સ પરભુદાસ નથુભાઈ ઠે૦ ચીંચબંદર હનુમાન પાસે.

(૪) સુતાર પરશોતમદાસ હરીકરણ
ઠે૦ નદીઓળ દરવાજે સુતારશેરીમાં વડનગર.

(૫) જાણીતા બુકસેલરો પાસેથી મળશે.